૨૨૬૦

# કેરશાસ્પ નામું.

## વાલમ બીજું.

જેહાં પેહેલવાન કેરશાસ્પની જવાંમરદીનો અહેવાલ.

અસલ ઉપરથી અચ્છા સુધારા સાથે

નવી આવૃતી.




૯૮૪

કીમત રૂપીઆ એક.

૨૨૫૦

# કેરશાસ્પ નામું.

## વાલમ બીજું.

જેહાં પેહેલવાન કેરશાસ્પની જવાંમરદીનો અહેવાલ.

અસલ ઉપરથી અચ્છા સુધારા સાથે
નવી આવૃતી.




કીંમત રૂપીઓ એક.

# સાંકળીયું.

૨૨૬૦

# કેરશાસ્પ નામૂં.

## વાલમ બીજું.

—<>—

### શબેખુન મારયું જેહાંપેહેલવાંન કેરશાસ્પે કાબુલનાં લશકર ઉપર તે હેકાએત.

એટલું કહીને શેતાબ જેહાંપેહલવાને જંગલમાં તલાયા મેલી પોતે શાએત એક આશાયશ કીધી. તે રાત કાગલનાં પર કરતાં તથા હબશીનાં મોહ કરતાં પણ શીહા હતી અને તે રાતનો માહતાબ જેમકે હબશીનાં હાથમાં ચરાગ હોય તે મીશાલ નજર આવતો હતો તેથી હેરેમંન દોજખમાં ડરતો હતો કે એવી ડરાંમણી શીહા રાતતો દોજખમાંબી નથી. એ મીશાલની ડરાંમણી રાતથી જેહાંપેહેલવાન કેરશાસપે નહી ડરતાં શેતાબ લડાઈનો શાંમાંન તયાર કરી કેટલાક પેહેલવાંનોને સાથે લઈ એમાલુંમ બાહેર નીકલી આગલ ચાલ્યો. જેવારે દુશમંનનાં લશકરની નજદીક જઈ પોંહચ્યો તેવારે એકશો તલાયા લોકો કે જે કાબુલી લશકરમાં ફરતા હતા તે લોકોને જોઈ શેતાબ પોતાની તલવાર મીઆંનથી બાહેર કહાડી શબરંગ ઘોડાને દોડાવી બાંગે બોલંદ પોતાનું નાંમ કેહી કેટલાક શવારોને જીન ઉપરથી નીચે નાંખયા તેથી બીજા લોકો તાંહાંથી નાહશવા લાગા. જંગી કેરશાસપ પોતાનાં શવારોને કેહેવા લાગો કે એ લોકોની પછવાડે તલવાર તથા ગોરજ ઉઠાવીને સેતાબીથી દુબાલો પકડો અગર તમોને રાહ માલંમ નહી પડતી હે યતો તમો મારા આવાજ ઉપર કાંન રાખીને આવી પોંહોચો. પછે એક આવાજ હેવા જોરથી મારયો કે જાણે તેથી તમાંમ જેહાંન જોશમાં આવા અને દુશમંન લોકોનાં ચાલીશ સવાર જીવથી મુવા તેમજ કેટલાક બેહોશ થયા. જેવારે શરવ કોઈ એકઠા થઈ દુશમંનનાં લશકર ઉપર જઈ પડયા તેવારે બેસુમાર લશકર મારયું તેથી તમાંમ લશકર શીહા રાતમાં બહરમ મલી જઈ હરતરફ નાશવા લાગું તેથી ઘોડાની રેકાબ તથા લગાંમ કોઈને માલંમ નહી પડી તેથી આદમી ઘોડા તથા હાથી એ શરવે તે જગોથી નાહશવા લાગા અને શરવે સાંમાંન તેજ જગો પડતો મેલીને

એ રવેશ નાહસવા લાગાંકે કોઇ એખલા તથા કોઈ ઘોડા ઉપર અને કોઈ-નાં હાથમાં હથીઆર એ રવેશે લશકર જીવની દેહેશતથી નાહશતું હતું પણ જાબુલી દલેરો મશત હાથીની મીશાલ તે લોકોની પછવાડે હાથમાં ગોરજ તથા તલવાર પકડીને દોડતા હતા. હેવામાં જેહાંપેહેલવાંન કેર-શાસપે હોકમ કીધોજે આપણને અંધારાંમાં કાંઈ માલમ નથી પડતું તેથી આતશ હરએક તહરેથી રોશન કરો. તેવારે જાબુલી લશકરમાં એક શખસ ઘણો દાના હતો તેણે તેજ વખત તે જગોથી આતશ લેઇને દેહરાવો લગાડી મેલ્યા તેથી કાબુલી લશકરને તે રોશનીની મદદથી મારતા આગલ ચાલેઆ પણ તે રોશની રાતની શીહાઈ આગલ કાંઈ હેશાબમાં નહી હતી તે શીહા રાતમાં તલવારોની ગરમી તથા તેજ જેમકે હબશી હશે ને તેનાં શીહા ચેહેરા ઉપર શફેદ દાંત નજર આવે તે મીશાલ તલવારનો જલમટ નજર આવતો. એમ કરતાં એક શાએતમાં તે જાબુલી એકશો શવારોએ દુશમ-નનાં લશકરને મારીને હર જગોએ તે લોકોની લોહનાં ટેકડા કરી લોહીની નદી જારી કીધી. એમ કરતાં શુનાંને રંગનો આફતાબ બાહેર નીકલ્યો તેથી જેહાંપેહેલવાંન કેરશાસપ હાથીઓની શફની તરફ દોડતો જઇને કમાંનને ચીલો ચહડાવી તીરે કરી સુનાના જુલનાં શાત હાથીકે જે ઘણાં ખાસ હતા તે મારી જમીન ઉપર નાંખેઆ પછે, પાહાડ ઉપર જોય શુ કે એક કાબુલી મરદ લડાઇનું બખતર તથા ટોપ પેહેરીને તે લોકોની દીદબાંની કરેછે તેનાં શીનાંની તરફ એક તીર હેવોતો નીશાંન કરી માર્યો જે તે તીર તેનાં શીનાંમાંથી દાખલ થઇ પછવાડે નીકલી ગયો ને તે મરદ બેજાન થઇ ખાકમાં પડયો. તેવાર પછે તે જગોથી પોતાના લશકર સાથે જાબુલી લશકરની તરફ દોડી જેમ શેકાર કરીને વાઘ ખુશી થતો આવે તે મીશાલ બાપની તરફ ખુશી થતો આવી પોંહોંચ્યો તેથી અશરતનાં લશકરમાં ખુ-શાલીનાં નગારાંનો આવાજ થવા લાગા. તે શબેખુનમાં કાબુલી લશકરનું દશ હજાર આદમી માર્યું ગયું અને જખમીનોતો કાંઈ શુમાર હતોજ નહી પણ કેરશાસપનો કોઈ શવાર માર્યો ગીયો નહી માતરે એક મરદ ગુમ થયો હતો તે શીવાએ કોઇને એક જખંમબી લાગોતો નહી ! પછે થોડાવા-રમાં પેલો ગુમ થયલો મરદ પણ એક કાબુલી શવારને કમંદે કરી બાંધીને ખેંચતો આવી પોંહોચ્યો. હવે પેલી તરફ કાબુલી લોકો જેહાંપેહેલ-વાંનનાં તીર કે જેણે કરીને હાથીઓ તથા પેલા દીદબાંનને મારયો હતો તેની આશપાશ ઉભા રહીને તે તીર જોવા લાગા કે એક એક તીરે એક એક હાથી મારયોછે એજ રવેશ પેલા દીદબાંનને પણ મારયો હતો તેઓ જોય શુંકે તેવો તીર કદી કોઈએ જોયો નહી હોએ તે મીશાલનો તીર તે

દીદબાંનનાં શીનાંમાંથી પછવાડે નીકલી જઇને પથરમાં ગરી ગયેલો હતો એ રવેશનાં તીરો જોઈને કાબુલી પેહેલવાંનોનાં ચેહેરા ચંદરૂની મીશાલ જરદ થઈ ગીયા. પછે શરવ કોઈએ ધારયું જે એ મીશાલનાં જખમ જેહાંપેહેલવાન કેરશાસપ શીવાએ કોઈ બીજાનાં હોએ નહી. પછે લશકરને દરમેઆંનથી કાબુલનાં પાદશાહે પોતાનો ઘોડો બાહેર કાહાડી મેદાંનમાં આવી જાબુલી લશકરની તરફ આવાજ મારી પુછવા લાગો જે જંગી કેરશાસપ કાંહાંછે અગર તમારા લશકરમાં હોએતો મને તેની વધાઈ દેવો કે તેની સાથે હું બહુની લડાઈમાં હતો અને મેં તેશાથે તમામ હીનદસવશથાંનનો મોલક માપયોછે યાને હું તે સાથે તમાંમ હીનદશવશથાંનમાં ફરયોછું. મેં સાંભળયુંછેજે કેરશાસપ જાબલુશતાંનથી દુર જઈને એક શેહેર પોતે નવું આબાદ કરીને તાંહાં જઈ રહેઓછે એ શખુન શાંભલીને જાબુલી લશકરમાંનો એક શખસ જવાબ દેઈ કેહેવા લાગો જે એ બેહોશ ગઈ રાતના તારે ઉપર શબેખુન થયું તે કેરશાસપથીજ થયું હતું હજુરતો રાહનો થાકેલો આવીને એટલા શવારો મારયાછે પણ હવે પછે બીજા જેકોઈ હોશે તેની જર બેખ કાહાડી નાખશે. હજુર તમારી સાથે તેણે લડાઈ કાંહાં કીધીછે? એ ગેઈ રાતનાંતો તમોને જરા નશીહત કીધી, સુલતાની લડાઈતો હવે પછે કરશે. એ શખુન સાંભલીને કાંબુલનો પાદશાહ પોતાંનાં લશકરની તરફ જરદ મોહો સાથે ચાલ્યો પણ એ ભેદ કોઈને જાહેર નહી કીધો જે કેરશાસપ જાબુલી લશકરમાં આવેલોછે. પછે પોતાનાં લશકરને આવાજ મારી કેહેવા લાગો જે તમે કઈ ડર ખાતા નાં કાંએકે પેલો કેરશાસપ કાંઈ આવ્યો નથી. કાલ રોજે અશરતની મદદે એક નાંમદાર શરદાર તથા બીજા બશો સવાર આવી પોંહાંચેયાછે તેણે એ રવેશ આપણાં લશકર ઉપર શબેખુન કીધું અને તીરબી તેજ શરદારનાં મારેલા હશે. મને કેરશાસપ સાથે લડતાં કોઈની મદદ નહી જોઈએ અગર તે પેહેલવાન છે તો તેને એખલો હું બસ છું. જે કોઈ આજેજ થાએ તે શખસ શબેખુન કરવા માંગે એ શબેખુન કરવાથી નાંમદાર પેહેલવાન લોકો એબ કરેછે, જે કોઈ નાંમરદ હોએ તે શબેખુન કરવા ચાહે. એ કાંમ મરદ લોકોનાં નથી. અગર ચાહુંતો એક શબેખુન ઈરાની લશકર ઉપર હેવુંતો કરૂં કે તમામ દરીઆવ તથા નદીનાં પાંણી લાલાની મીશાલનાં કરૂં પણ પેહેલવાન લોકોનાં તાંણાંથી ડર રાખુંછું; એટલું કહી તમાંમ લશકર પાછું એક જગોએ એકઠું કરી લડાઈનું નગારૂં કરાવયું કે શરવે એ લશકરની શફ ખેંચીને લડાઈની તઈઆરી કીધી.

---

# લડાઈ કીધી જેહાંપેહેલવાંન કેરશાસ્પે કાબુલી લશકર સાથે અને શેકશત ખાધી કાબુલનાં પાદશાહે તે હકીકત.

હવે એ તરફ જેહાંપેહેલવાંન કેરશાસપે પોતાનાં લશકરની શફ ખેંચી અને શરવ કોઇને બરજગોએ પોતપોતાની જગા ઉપર ઉભા રાખી જેકોઈ જખમી હતા તે લોકોને એક જગોએ હલાએદા રાખયા અને જે શવારો લડાએક હતા તેને પોતાની સાથે રાખી પોતાનો અજદાપેકર જુંનટો હરોલમાં કાહડયો. તે લશકરની તલવારે કરી જંગલ તથા આશમાંન રંગબેરંગ નજર આવવા લાગું, પીતલની કરનાએનાં આવાજ નીકલવા લાગા તેમજ નગારાંનાં આવાજ ઘણા દીલપસંદ નીકલતા હતા. પેહેલવાંન લોકો પોતપોતાનાં જંગી ઘોડાઓ ઉપર સવાર થઈ વીજલીની મીશાલની તલવારે કરીને આદમીઓનું લોહી રેડવા લાગા. છુટભાલડી તથા તીર પેહેલવાંન લોકોનાં બખતર તથા ટોપ ઉપર જઈ વલગતાં તેથી ચકાચકનો આવાજ ઉઠતો હતો. જેવારે નામદાર જેહાંપેહેલવાન કેરશાસ્પે એરવેશની શખત લડાઈ દીઠી જે તમામ જેહાંન લડાઈની શફમાં સવારો ઉપર બદબખતીનો દરવાજો ખોલેછે યાને સવારોનાં જાન લેવા ચાહેછે તેથી પોતાનાં શબરંગ ઘોડાને તેજ કરી મેદાંનમાં આવીને લડાઇનો ગોરજ ઉઠાવી ડાબી ને જમણી તરફ જોરથી કુદવા લાગો કે જેથી ગોયા તે લશકર ઉપર જેહેરનો વરશાદ પાણીની જગા વરશાતો હતો યાને જેમકે આદમી જેહેર ખાએ અને તુરત મરે તે મીશાલ કેરશાસપનાં ગોરજનાં જખમે કરી શવારો હર તરફ જમીન ઉપર પડતા હતા. એપ્રમાણે હાથીઓની સુંડને તલવારે કરી ટુકડા કરી નાંખતો તથા પેહેલવાંન લોકોનું મગજ બાહેર કાહાડી નાંખતો. જેવારે ગોરજનો જખમ મારતો તેવારે જમીનબી આજેજ આવતી હતી. તે પોતાનાં ફાંધાએ કરી હરેક હોમલામાં દશ શવારોને ઘોડાનાં જીન ઉપરથી નીચે નાંખતો. હેવામાં એક હાથી મશત પાહાડની મીશાલનો દોડતો આવી જંગી કેરશાસપની કમર ઉપર પોતાની સુંડની પેચ મારીને ચાહીયું જે કેરશાસપને જીન ઉપરથી ઉઠાવી લે પણ દલેર પેહેલવાંન પોતાનાં ઘોડા ઉપરથી હીલીઓબી નહી અને એક ગોરજ હેવો જોરથી તેનાં ઉપર મારયો કે તેજ વખત તેનાં ગલામાંથી લોહી જારી થઈ તેનાં શરમાંથી મગજ બાહેર નીકલી પડયું. એ રવેશનાં ચાર મશત હાથીઓ જીવથી મારીને વાદલની મીશાલ પોકાર કરતો

હરતરફ દોડતો હતો. હેવી શખત લડાઈ જોઇને દેહેશત ખાઈ બીજા તમાંમ હાથીઓ જેહાંપેહેલવાંનની નજદીકથી નાહશવા લાગા અને એ તરફ જંગી કેરશાસપ દોડતો અને હરતરફ પેહેલવાંનો તથા શપેહશાલારોનાં જુંડાવોને ઉંધા નાખતો હતો. એ મીશાલની મરદાંનગી જોઈ કાબુલી શીપાહો કેહેવા લાગા જે એતો જેહાંપેહેલવાન કેરશાસપ પોતાનાં બાપની મદદે આવયોછે. આપણાં પાદશાહે આપણને ફરેબ દીધો જે એ કેરશાસપ નથી પણ એનો પોતે જેહાંપેહેલવાંન હમણાં પીછાનવામાં આવ્યો એ રવેશ તમાંમ કાબુલી પેહેલવાંન એક એક સાથે વાત કરી પાહાડ તથા બીઆબાંનમાં જેથી જાંહાં નહશાયું તાંહાં નાહઠા પણ કોઈ શખસે બેજણને એખઠા નાહાશતા જોએઆ નહી અને શવારો બેહોશીથી આગલ નાશતા જમીન ઉપર પડતા અને પીયાદાઓ હાથીઓનાં પાંઉ નીચે પયામાલ થઈ જતા. એમ કરતાં જેવારે આફતાબનો વખત નજદીક આવ્યો તેવારે લશકરનો સુમાર કરતાં કાબુલી લડાએક સવાર શોલ હજાર કેદ પકડાયા અને પાંચ હજાર સવાર મારયા ગયા. તેવાર પછે દેહેરા તથા કનાત તથા તમાંમ સાંમાંન તથા હથીઆર તથા ઘોડા એ શરવ એક જગો એકઠા કીધા તેથી તેનો શુમાર કોઈથી કાહાડી શકાયો નહી. પછે જેહાંપેહેલવાંને પોતાનાં લશકરને હોકમ કીધોકે શરવ કોઈ જેનાં હાથમાં જે ચીજ આવે તે લેવો તેજ વખત શરવે લશકરે તેમાંથી જે ચીજ પોતાનાં હાથમાં આવી તે લીધી. જે કોઈ બંદીવાંન હતા તેને કેરશાસપે શેતાબ જાબલુશતાંનમાં મોકલી દીધા પછે બાર હજાર લડાએક શવારો અશરતની શાથે આપીને જાલુબસતાંનની તરફ રવાના કરી પોતે કાબુલ તરફ ચાલ્યો. રાહમાં જતાં નોબાહ શોબહારનાં દેહેરાંને દરમેઆંન જઈ પોંહોંચ્યો તાંહાં જોએ શું કે એક ઘર રોશંન ખુશી ભરેલું દીઠું તેની ઉપરની દીવાલ ખાલેશ રૂપાંની. દરવાજો સુનાંનો બનાવેલો અને તાંહાંની તમાંમ જમીન સંગીન રૂપાંએ કરી મઢી લીધેલી હતી. તેનાં એવાન ઉપર હર તહરેનાં શેતારાની શેકલ કાહડી તેમાં આફતાબની ચાલ કીધેલી જે તમાંમ કાંમ ઝલકતાં યાકુત તથા પાદશાહી લાએક મોતીનું કીધેલું હતું. તે એવાંનમાં ગોહરનું જડાવદાર એક તખત મેલેલું હતું જેની ઉપર એક સુંનાનું બનાવેલું પુતલું રોશંન માહાતાબની મીશાલ બેશાડેલું હતું તે પુતલું હરદંમ પોતાનાં હાથ ઉઠાવી પંજા પોહોલા કરી એક પોકાર કરતું તેવારે તેનાં બેઉ હાથ પાંણીએ કરી ભરાઈ જતા જે પાણીએ કરી પોતાનું તંન પોતાને હાથે કરી તે પુતલું ધોતું. તે પાણી કોઈ આદમી જાંમમાં એકઠું કરીને પીતું ને શખસ પોતાની મોરાદ જેકાંઈ ધારતો હોએ તે રાતનાં ખુઆ-

બમાં જોતો તથા જે જાહાડને ફુલ નહી આવતું હોએ યાને વખત ઉપર ફુલ તઈયાર નહી હોએ અને તે પાણીમાંથી તે જાહાડનાં થડની નીચે થોડુંક પાણી રેડતો તેણે કરી તે જાહાડ તેજ વખત ફુલદાર થઈ આવતું યાને તેને તુરત ફુલ આવતાં હતાં. તે પુતલાંનાં તખતને આશપાશ પરીની મીશાલની બાંડીઓ હતી જેઓને કોઈ આદમી જોએતો તેનું દીલ હાથથી જતુરેહેતું યાને તે બાંડીને જોઈને બેહોશ થઈ જતું. તે બાંડીઓ ઉંચા બારીક કપડાં તનમાં પેહેરીને મોરનાં પીછે કરી તે પુતલાં ઉપરથી તમાંમ ચીજ શાફ કરી હરદંમ તે ઉપર દુવા કરતી હતી. તેની નજદીક ઘણાંક આદમીઓ બેહેશત પાંમવાની લાલચે તથા ગુનાહની માફીને વાસ્તે મુરાદ બર આવતા બેઠેલાં હતાં. સરવ કોઈ પોત પોતાને અંદાજે તે પુતલાંની નજદીક અજાએબ ચીજો તથા સુંનું લાવીને નજર કરતાં. તે દેહેરામાં જેહાંપેહેલવાંન કેરશાસપે પેલા શાઠ મરદનાં દરમેઆનમાં પુજારા બેઠેલા દીઠા તેઓમાં એક બુઢો મરદ પોતાનાં હાથમાં બતી પકડીને બેઠેલો હતો તે બુઢા મરદને પુછયું જે એ બાંડી લોકો કોણછે તથા આ પુતલું કોણનુંછે? એ શંખુન સાંભલીને તે બુઢો મરદ જંગી કેરશાસપને કેહેવા લાગોકે "એ પુતલું હમારો ખોદાછે અને બાંડી લોકો પોતાનાં ખોદા ઉપરથી મોરનાં પીછે કરી માખ ઉડાવેછે જે એ સવાબનાં બદલામાં એ ખુદાએ એવોને રોજીની કોશાએશ કરી બેહેરાતનો લતીજો આપે તે ઉમેદથી એ બાંદીઓ ખેદમતમાં ઉભીછે." જંગી કેરશાસપ કેહેવા લાગોકે એ કમબખત ઉંધી અકલનાં લોકો એક નાતવાંન પુતલાંને પોતાનો ખોદા કરી કેહેવો છો પણ એ પોતે નથી બોલતું, નથી જોતું, નથી આવાજ બાહેર કાહાડતું કે નથી નેકી તથા બદી જાંણતું. તમાંમ જેહાંનનો સાહેબ તેને કેહેવો લાજંમછેકે તમાંમ ચીજનો જાંણનાર અને નેકી તથા બદી ઉપર પાદશાહ કરી કેહેવાએછે યાને પોતે દુનીઆનાં લોકોને નેકી તથા બદીથી વાકેફનો કરનારછે અને તેનાં હોકમે કરી દુનીઆં પેદા થઈછે તથા એ દુનીઆંમાં જે કાંઈ ચીજછે તે તેણે પેદા કીધી તે ખોદા ચાહેતો જમાંનાંનાં લોકોને બુજોરગી આપે યાતો બુજોરગી પાછી છીનવી લીએ તથા જે કોઈ ઉપર મેહેરબાંન થાએ તેને એક લેહેજામાં સઘલી વાતે બેનેઆજ કરી મેલે યાને ઘણાંક આદમીઓ ઉપર શરદારી આપી તેની મોરાદ હોએ તે રવા કરે અને તે સાહેબ શરવ ચીજ ઉપર શકતોછે યાને ઘણો જોરમંદ ને કઉવતમંદછે નહી જે એ તમારા ખોદાની મીશાલ એક મછર ઉડવાનોબી જોર નથી રાખતો! તે તો તમાંમ કુદરતનો સાહેબછે. એ હેમક લોકો તમો અંદેશો કરી વીચારો કે જે કોઈ ઉપર એક માખ બેશે તેને બીજો શખસ ઉડાવનાર જોઈ-

એતો બીજા લોકોને એ આફ્રત તથા બદીથી કેમ નેગાહ રાખી શકે? અએ ગુમરાહ લોકો અગર એક તમારો બરેહમન જો મને મલતે નહી અને શોગંદ નહી દેતેતો તમારૂં, તમારા ખોદાએનું તથા બીજાં શરવ કોઈનું શર તંનથી દુર કરતે અને એ તમારા ખોદાનું ઘરબી ખરાબ કરી નાખતે. એ પરમાણે કેરશાસપે તે બરેહમનની નશીહત યાદ કરીને કોઈ શાથે બદી નહી કીધી અને એકાએક તે દેહેરામાંનાં લોકોને આજાર નહી દીધો. પણ તે જગોથી કુચ કરી તમાંમ લશકર કાબુલ શેહેરની તરફ ચલાવયું. તે શેહેરની નજદીક જઈ તમાંમ શેહેર ઘેરી લીધું. તે શેહેરમાંથી શું મરદ કે શું ઓરત એ તમાંમોનો રેદનનો આવાજ જેહાંપેહેલવાંને પોતે તથા તમાંમ લશકરે શાંભલ્યો.

---

## આજેજ થયા કાબુલનો પાદશાહ અને નાંમુ લખયું જેહાંપેહેલવાંન કેરશાસ્પ ઉપર તે હકીકત.

હવે પેલી તરફ કાબુલનો પાદશાહ ગંમ તથા દરદ ભરેલો પોતાનાં શપેહશાલારોને કેહેવા લાગોજે એ કેરશાસપ જેવો તુંદ તથા આદમીઓનો લોહીનો પીનારો કોઈ શખસ થયો નથી અને કદી થશેબી નહી કાંએજે તેને આપણ જેવા હજારો શેરદારો તથા પેહેલવાંનોને મારી નાખ્યા વળી હજુર દુમબાલો મેલતો નથી પણ લડાઈ તલબ કરેછે. એટલું પોતાની મજલેશની નજદીક કહી એક નાંમુ છુપું કેરશાસપ ઉપર લખી તેમાં તમાંમ મીનતજારીથી લખયું જે એ જંગી પેહેલવાંન અગર એક ગુનાહ મારેથી થયો ને મેં તમો શાથે અક્રરમાંની કીધી તેનો બદલોતો હું પાંમયો કે એ રવેશ ખજાનો તથા લશકર ખરાબ કરી પાછો નાહાશી આવી તારા તાબામાં રહયો છું એ કરતાં મને તેનો બદલો ભુંડો શું મલે અને મારા શેહેરનાં તમાંમ આદમીઓ વગર માથાંના થઈ ગીયા યાને તારા હાથ ઉપર મારયા ગીયા અને જે કોઇ હઈયાતછે તેનાં ઘરમાં તમાંમ રદંન શીવાએ કાંઈ બીજો પોકાર નથી આવતો. વાસતે પાક યજદાંથી તથા કેઆંમતનાં દહાડાથી કાંઈ અંદેશો કરી મારા લશકરની ખુનરેજી કરવાથી હવે બસ કર. અગરજો એ વખતમાં તું મને જીવતદાંન આપી ગુનાહ માફ કરેતો જે કાંઈ મારા બાપદાદાથી શલાંમી આપતા આવ્યાચ તે કરતાં હું બમણી શલાંમી તુંને આપું. પણ એ વખતમાં મારો ગુનાહ માફ કર. હું જાંહાં લગી જીવું તાંહાંસુધી તારા ફરમાંનમાં રહું તથા તું નામદારના ખેદમતગારો રેકાબ પકડીને ચાલેછે તેમીશાલ હુંબી તારો એક કમીનો બદો થઈ રહું.

એ રેશનું નાંમુ લખી જેહાંપેહેલવાંન ઉપર મોકલ્યું તે કેરશાસપ વાંચીને નામઆંરદારને ગોશાથી કેહેવા લાગોકે તારા શાહને કેહેજે કે તું લડાઈથી આજેજ થઈ મકેર તથા ચારા કરેછે. જેકોઇએ કોઈની તરફ આગલ નેકી કીધી હોએ અગર તે શખસ એ રંવશ આજેજી કરેતો પોતાને હેવાં આફતમાંથી છોડવે તથા જેકોઈ આપણી શાથે બનીની મીશાલ નેકી કરે યાને આપણી નજદીક રોશની કરી પોતાનાં તંનને બાલે તે મરદ શાથે એ વખતમાં ખુબી કરવા જરૂર લાજમછે. પણ કાબુલનાં નાપાક પાદશાહે મારા ખેશનાં લોકોને મારયાં વાસતે તેને મારી શાથે હવે બનાવ કાંહાંથી હોએ અને અમારાં બેહુનાં દીલ એકઠાં શાથી થાએ. જેકોઈ સાંપને પુછડી પકડીને ઉઠાવે તે વખત કાંઈ શાંપનું ચાલતું નથી પણ અગરજો ફરશુદ પાંમેતો પુછડીનો પકડનારબી જાંણેજે મેં શાંપના પુછડી પકડીને આજેજ રાખયોછે પણ હેવોતો દંખ તેને મારેજે તે શખસ પાંણી પીવાનો ઇનતેજાર રહી જાએ. તે મીશાલ તું મને છેડીને હરગેજ જીવવાનો નથી એ તું ખાતર નીશાંથી જાંણજે. તું જાંણેછેજે હું મારા શેહેરમાં આવી નચીંત થઈ બેઠો છું અને હવે મને લશકરનુ કાંમ નથી પણ એ બેહુદો બેઆલ તારા મગજમાંથી બાહેર કાહાડી નાખજે. કાલરોજે તમારા લોહીએ કરી તમાંમ નદીનું પાંણી લાલ મછીનાં રંગની મીશાલનું કરૂં અગર એ તારા શેહેરનો કીલો આશમાનની મીશાલ જબરદશત હોશે તોબી તેને બીઆબાંનની મીશાલ વેરાંન કરી નાંખી મારી તેજ તલવારે કરી તારૂં શર તનથી જુદું પડવાનું અને તારૂં તન ખાકમાં લોહી સાથે લોટવાનું. એક તલવાર શફેદ હીરાને રંગની નવી મારી પાસે આવી પોંહોંચીછે તેને મેં એમ કરી માંનયું છેજે તે તલવારને પરથમ કાબુલનાં પાદશાહ ઉપર અજમાંઉ. તમાંમ દરંદાંના કાનતથા આંખ યાને ઉમેદ તારા લશકર ઉપર છે જે કેરશાસપ કેવારે લશકરનું લોહી પોતાનાં ગોરજે કરી રેડે ને કાબુલી લશકરને કેવારે મારે જે હમારો ખોરાક થાએ. મારા નેજાનું નોક તારા મગજની ઉમેદ ઘણી રાખેછે અને હું ગીદ જાંનવરોને વધાઈ દેઇ આવ્યોછું જે અગર તમોને ગોશ ખાધાની ખાએશ હોએતો કાબુલ શેહેરમાં આવી પોંહોંચજો. એ તમાંમ શખુન પેલો નામાંનો લાવનાર કાશદ શાંભલીને શેતાબ કાબુલનાં પાદશાહની આગલ ગીયો અને તે પાદશાહને શરવે બીનાં કહી. એ હકીકત શાંભલીને પાદશાહનો હોશ દીલમાંથી ગુમ થયો પછે લશકરને બોલાવી તમાંમ હકીકત કહી પણ તે લોકોથીબી કાંઈ દલેરી દીઠી નહી યાને પોતાનાં શપેહશાલારોથી પાછો લડવાનો જવાબ નહી મલ્યો. કોઈએ જંગી કેરશાસપની લડાઈ સાંમે દમ નહી મારયો તેથી કાબુલનો પાદશાહ

ઘણો ગુમરાહ થઈ ગીયો. એ ખબર તમાંમ તેનાં લશકરને થઈ તેથી લડાઈનો સામાન તેજ જગોએ પડતો મેલીને શરવકોઈથી જાંહાં નહશાયું તાંહાં નાહશી ગીયા તેથી પાદશાહે એક સવારી મોટીશખતીએ કરી પોતાની સાથે લેઈ પોતાનો કબીલો તથા ખજાંના વીગરે સરવે ચીજ તે જગોએ પડતી મેલીને પોતે બાહેર નીકલી મુલતાંનની તરફ નાઠો. એ ખબર જેહાંપેહેલવાંનને થઈ તેથી તેજ વખત ઘોડા ઉપર શવાર થઈ તેવારે લશકર સાથે તે પાદશાહનો દુમબાલો પકડવા શેતાબ પવંનની મીશાલ કુદતો ગીયો. જેવારે તેની નજદીક જઈ પોહોંચયો પોતાનો ગોરજ શેતાબ ઉઠાવીને હેવોતો તેનાં માંથા ઉપર મારયો જે તેનું કદ જમીન ઉપર છુપી ગીયું યાને તેનું તંન જમીન ઉપર માલમ નહી પડયું. તેવાર પછે પેલા એકશો શવાર તેની સાથે હતા તેનાં હાથ બાંધી પોતાનાં લશકરમાં લાવી કેદ કીધા અને કાબુલ શેહેરને ખરાબ કરવા પછવાડે લાગા. તમાંમ લશકરને હોકમ કીધો જે શેહેરમાં લુટ ચલાવે. પછે તમાંમ શેહેરમાં આતશ મેલી બાલી નાંખીને શરવે તારાજ કરી નાંખયું અને તે શેહેરમાંથી જે કાંઈ લુટેલો શાંમાંન તમાંમ લશકરે એક હફતા લગી પોતાનાં મકાંન ઉપર લાવી નાખ્યો એ મીશાલ કાબુલ શેહેર જેરોજબર કરી નાંખયું તે હેતું જે એક ઈટ દેવાલની જગો ઉપર બરકરાર નહી રેહી તથા ઘણાંક મરદ તથા ઓરત તે શેહેર બાહેર નીકલી ગીયાં હતાં તે આવી જેહાંપેહેલવાંનની નજદીક પોકાર કરી રડીને ફરીઆદ કરવા લાગાં. એ રવેશ નાંધલાં તથા મોટાંનો પોકાર જોઈ જેહાંપેહેલવાંને દીલમાં મેહેર લાવી તે લોકોને જીવતદાંન બખશયું. પછે જેહાંપેહેલવાંને બદીથી હાથ બંધ કરીને કાબુલનાં પાદશાહની દરબારમાં જવાનો કશદ કીધો. તાંહાં જતાં રાહનાં દરમેઆંન એક તંગ ગલીમાં એક ઓરત ઘણી પાકીજેહ તથા ખુબસુરત દીઠી. તે ઓરત તમાંમ લશકરને પુછતી હતી જે નાંમદાર લોકોનો સાહેબ કેરશાસપ તે કાંહાંછે? એ લશકરનાં શવાર તમો તે જંગી કેરશાસપને કેહોજે તે શેતાબ એ ઘરમાં આવે કે મારા ઘરમાં આવયાથી તેને ફાએદો થશે. તેવારે શપેહેશાલાર કેરશાસપે જાણયું એ બેહુનદી ઓરત નાપાક મકારછે. અને પેલા બહરેમને એથી પુરેવાકેફ કીધોછે પછે પોતે ઘંનદેશો કરી કાબુલી લશકરનાં બંનદીવાનોમાંથી એક શખસને કદાવર જોઈ તે ઓરત પાસે મોકલયો કે કેરશાસપ તે એ મરદછે. એટલું શાંભલીને તે ઓરત પેલા મરદને પોતાનાં ઘરમાં લેઈ ગઈ તાંહાં એક જગોએ ઘંટીનો પથર દરવાજાનાં ઉબર નીચે જાદુઈ કરી મેલેલો હતો. તે મરદનું અંદર દાખલ થવુંકે પેલા પથર ઉપર પડીને મરી ગીયો. જેવારે એ ખબર જેહાંપેહે-

લવાંનને થઇ તેથી આતશ રેશન કરી તે ઘરને શલગાવી દીધું તેણે કરીને તે જાદુગર ઓરત તથા તે ઘેર એ બંધે શાથે બલી ગીયાં પછે જેહાંપેહેલવાંને હકતાલાની દરગાહનાં શુકરાંનાં કીધા જે તેં મને આજ રોજે એ બદીથી આજાદ કીધો યાને સલામત રાખયોછે. પછે આગલ ચાલી કાબુલનાં પાદશાહનાં એવાંનની તરફ મોહો કીધું તે જગોએ આવીને પોતે તેનાં તખત ઉપર બેઠો અને તેનું એવાંન તમાંમ ખજાંનાંથી ભરેલું હતું તે શેતાબ ખાલી કીધું જેકાંઈ ચીજો જમીનમાં ડાટેલી હતી તેબી બાહેર કાહડી પોતાનાં કબજામાં લીધી. તે જગોથી મોતી વીગરે ઘણોક સાંમાંન જંગી કેરશાસપનાં હાથમાંઆવ્યો તેમાંથી કેટલોક ખજાનો હાથી, ઉંટ તથા પાડાઓ ઉપર બાંધીને અશરતની તરફ મોકલયો. એ મીશાલ બેસુમાર અશબાબ તથા ઘણોક ખજાંનો પોતાનાં બાપની તરફ રવાના કીધો. પછે પોતે તે પાદશાહી તખત ઉપર બેઠો અને ખુશી થઈ શરાબ બાજી કરવા લાગો. પાદશાહનાં મેહેલમાંથી ફુલની મીશાલની અને નાજુક તનની ઘણીક ખુબસુરત બાંદીઓ કેરશાસપના હાથમાં આવી તે દરમેઆંન એક ઓરત માહાતાબની મીશાલનાં ચેહેરાની અને આદમીઓનાં દેલને દીવાનું કરનાર નાંજની હતી, જે કાબુલનાં પાદશાહની બેટી હતી. તે ઓરતની મોહોબત ઉપર જેહાંપેહેલવાંનનું દેલ દોડવા લાગું યાને તેની ઉપર કેરશાસપની પુરી ખાહેશ થઈ તેથી તે બેટીની માએ ઉપર મેહેલમાં એક મરદને મોકલીને તે શાથે નેકા કરાવવાનું પુછાવ્યું. કેરશાસપ પોતે તે બેટીનાં ચેહેરા ઉપર હેવોતો દેવાંનો થયોજે તે બગર એક ઘડી તેથી શબર નહી થતી હતી. અગર જે દાહાડે શેકાર મારી આવતો તે દાહાડે પોતાનાં શપેહેશાલારોને દુર કરી તે બેટી સાથે પોતે શુફરા ઉપર ખાંણું ખાતો અને જોક કરતો પણ તે બેટી પોતાનાં બાપનાં કીનાંમાં વખત જોયા કરતીકે કેવારે ફુરશદ પાંમુકે મારા બાપનો કીનો એની ઉપર લેઊં. હેવો અંનદેશો કરી પોતાની બદબખત માએ સાથે મનશુબો કરતી જે આપણે પેહેલવાંન કેરશાસપને છુપું જેહેર દેઈ મારી નાંખીએ. એ રવેશ મનશુબો કરી તે બેટી જાહેરમાં જેહાંપેહેલવાંનની નજદીક નરંમ અને થોડું બોલતી પણ પોતાનાં બાપનાં કીનાનો દાગ દેલમાં ગરંમ રાખતી, તેથી એક દન જેહાંપેહેલવાંન શેકાર કરી ઠાકી ગીયલો મેહેલમાં આવ્યો અને તે બેટી તથા તેની માએ કેરશાસપની નજદીક એકઠાં ઉભાં રહી બાંદી લોકોની મીશાલ ખીદમત કરવા લાગાં. તે બેટીએ પોતાનાં હાથમાં બીલોરની જાંમ લાલ શરાબે કરી ભરેલી આફતાબની મીશાલ રોશન પકડેલી હતી અને તેમાં પેહેલવાંન નહી દેખે તેમ તે બેટીની માએ

જેહેર લાવી મેલયું અને બેઉ જણાં કેરશાસપને કેહેવા લાગાં જે એ પેહેલવાંન આજ રોજે તું ઘણો રંજ દેખી થાકી આવેલોછે વાસતે હવે ખુશી થવા સારૂ એ શરાબની જાંમ પી તનની શુશતી તથા થાક દુર કરી નાંખ. જેહાંપેહેલવાંન આશતે રહી જોએ શુંકે તે શરાબની જાંમ શીહા નજર આવી તેથી તેને પેલા બહરેમનની નશીહત તુરત યાદ આવી પછે તે બેટીને કેહેવા લાગોજે એ માહારોય આજરોજે એ શરાબની જાંમ મારી યાદમાં તું પી ! એટલું કેહેવુંકે તે બેટીનાં બેઉ ગાલ અનારનાં દાંનાંની મીશાલ લાલ હુતા તે કેરબાની મીશાલ જરદ થઈ ગીયા અને આંખમાંથી મોતીની મીશાલ આંસુ ગલવા લાગાં પણ લાચારીના શબબને લીધે તે શરાબની જાંમ કેરશાસપની નજદીક ઉભી રહીને પીધી તેવીજ જમીન ઉપર પડીને પોતાનો જીવ ખોદાતાલાને શોંફ્યો ! તે બેટીને જોઈ તેની માએનું દેલ નાતવાંન થઈ ગીયું અને દેલનાં ગોસશાએ કરી પેહેલવાંન સાથે લડવા લાગી તારે તેજ વખત પેહેલવાંને ઉઠીને તેજ ખંજરે કરી તેનું માથું દુર કરી નાખયું અને તેના કરતુકના ફલ ચાખવા પેલી જેહાન રવાના કીધી.

હવે આ કેતાબનો જોડનાર શાએર એમ કરી કેહેછે જે જે કોઈ ઓરતોનાં મકરથી ડરે તે શખસને દાંના તથા અકલમંદ નહી કેહેવો જોઈએ તથા જેકોઈની ઓરત નેક હોએ તેનાં ઘરમાં ગોયા ખજાનો તથા નેઆંમત મોજુદ કરી જાંણવી અને જે કોઈની ઓરત ભુંડી તથા બદજાત હોએ તેનાં ઘરમાં ગોયા દેવ તથા શાંપની વશતી જાંણવી. એ કમ અકલ ઓરત લોકો જાહેર બોલવામાં લીલાં જનાડનાં પાતરાંની મીશાલ નરંમ તથા ખુશનુમાછે પણ પોતાનાં પેટમાં શાંપની મીશાલ જેહેર રાખેછે. વખત મલેતો આદમીઓને ફરેબે કરી મારી નાખવાને બી ડરે નહી.

જેવારે જેહાંપેહેલવાંન કેરશાસપ તે બેઉ ઓરતોની બાબતથી ફારેગ થયો તેવાર પછે પોતાનાં લશકરમાં એક પેહેલવાંન ઉંચી બુનીઆદનો હતો તેને બોલાવી કાબુલ શેહેરની પાદશાહી શોંપી પોતે લશકર શાથે જાબલુસતાંન જઈ એક મહીનો તે જગો રહ્યો તથા કાબુલી બંદીવાન લોકો કે જે લડાઇમાં પકડાયા હતા તેમાંથી તીશ હજાર આદમીઓને કેરશાસપે "જેરંજ" નાંમનું શેહેર કે જેને શીશતાંન કરી કેહેછે તાંહાં મોકલી દીધા શા વાસતેજે તેણે પાક યજદાંનાં શોગંદ ખાધા હતાજે અગર કાબુલી લશકર ઉપર ફતેહમંદી પાંમુતો જે કોઈને બંદીવાંન પકડું તેનાં લોહીએ કરી શીશતાંનનો કીલ્લો બાંધુ તેથી તે જગો કાબુલી બંદીવાંનોને મોકલી દીધા અને પોતેબી તે જગો જવાનો કશદ કીધો.

## નશીહત કીધી પાદશાહ અશરતે પોતાનાં બેટા જંગી કેરશાસપને તે હકીકત.

જેહાંપેહેલવાંન કેરશાસપને શીશતાંન જતી વખતે તેના બાપે પોતાની નજદીક બોલાવીને ઘણોક નવાજીયો અને કેહેવા લાગોજે એ બેટા તુંતો દાંનાંછે તેથી તુંને નશીહત કરવાની કાંઈ જરૂર છેજ નહી પણ એ જવાંમરદ અગર તું ઘણો દાંના અથવા મકર તથા હુનર ભરેલો હોએ તોપણ બુદા લોકોનાં કાંમ તથા તદબીરને પોહચે નહી. હરેક જવાંમરદથી કીનો તથા લડાઈ શખત થઈ આવે અને બુદા મરદોથી તદબીર તથા અકલે કરી કાંમ થાએ, યાને જવાંમરદ પેહેલવાંનો લડાઈ તથા પોતાની કઉવતે કરી હરએક કાંમ કાહાડી મોલક તથા કીલ્લા લીએ અને બુઢા મરદો પોતાની અકલ તથા તદબીરે કરીને લીએ. બુદા મરદ અકલમંદ અને દાનાઈથી ભરેલા હોએ તેમજ જવાંમરદ ખુની તથા લડાએક હોએ; વાસતે હવડાં તું પોતાનાં બખતે કરી પાદશાહીને પોંહોંચ્યોછે પણ તે તાજ તથા તખત ઉપરતો તુંને બોજરગી ઘણી જોઈએ. પરથમ તુંને પાદશાહી કરવાની ખાહેશ હોએતો પોતાનાં બાપ દાદાની ચાલ તથા ભલી રાહ હકતાલાની શીખ યાને પરથંમ એ બેઉ ચીજથી વાકેફ થા. સાંભલ. પાદશાહ લોકોને ચાર એબ ઘણી ભારીછે એ કરતાં બીજી એબ કાંઈ પાદશાહોને ઘણી ભુંડી નથી. તેમાં એકતો એજે બેહુદી અકલે કોઈ આવીને એક શખુન નેક યા બદ કેહે તેને પોતાનાં દેલમાં ઉતારે નહી તથા તેની તજવીજ કીધા વગર તરત તે શખુન કોઈ શખસે આવીને કહ્યા તે ઉપર અમલ કરે. બીજું એજે નામરદી યાને એક કાંમ પોતાની નજદીક શખત આવી પડયું તેથી આજેજ થઈ નાંમુરાદ થઈ જાએ. તરીજું એજ બખીલી કરે. ચોથું એજે હરએક કાંમમાં આલશ કરે. એ ચારો ચીજમાં ઘણી હોશીઆરી જોઇએ અગર નહીતો એ જેવી બીજી કાંઈ ચીજ ભારી નથી તથા પાદશાહ લોકોને અકલ જે છે તે ગોયા એક તાજછે તથા હોશ તથા દાંનાઈ જે છે તે ઘણું નેક લશકરછે. પાદશાહોને મોહોટો ખજાનો તે દાંના તથા અકલમંદ આદમીઓની સોબતછે. લડાઇનાં પેહેલવાંન જેછે તે ગોયા પાદશાહનું શખત બખતરછે. પાદશાહ તે બેહેતરછે કે જેને અકલે કરી ઘણાં દોસત હોએ અને શરવ કોઇને પોતે જે કાંઈ આપવું હોએ તે આપે પણ કોઈ પાસેથી કાંઈ ચીજ માંગે નહી તથા પોતાની શરકારનાં પેશકારો ઉપર હેવી તાકીદ રાખે જે શરવ કોઈ પોતાનાં તાલુકા ઉપર બોશતવાર રેહે અને એકકનાં પેશામાં બીજાને મદદ કરવા નહી

જાએ યાને બીજાનાં તાલુકા ઉપર નજર રાખેતો તેથી તરત પોતાનો તાલુકો જલવાએ નહી વાસતે તાકીદ રાખવી જે સરવે કોઈ પોતાનાં તાલુકા ઉપર હોશીયાર રેહે તથા જે કોઈ રાત દંન પાદશાહની મશલતમાં હોય તે ઉપર પાદશાહને નચીંત નહી રેહેવું જોઈએ. પાદશાહો દાદ લેવાથી તથા બખશેશ કરવાથી કરી નેકબખત હોય. જે પાદશાહોનું બખત દાદ તથા બખશેશ સાથે હરદંમ નેક શોહોબત રાખેછે તથા જેવારે તે ચાહે જે હું પાદશાહી કરૂં અને તેનું નાંમ ઉઠેતો પોતે જાતે સખાવત કરવી જોઈયે. હરએક કાંમમાં અકલ તથા દાદનો પેશો કરતો રેહેજે, વજીર જે રાખે તે જુનો અને નેક અકલનો હોય તેને રાખજે કે હરવખત તુંને કાંઈ મુશકેલ આવી પડેતો પોતાની નેક અકલે કરી તારી મુશકેલને દફે કરે. તે હરેક ચારામાં એકદેલ તથા તુને રાહનો દેખાડનાર હોય. શીપાહી લોકો પોતાની તલવારે કરી તારો ગમ દફે કરી ખજાનો વધારે તથા દાંના વજીર જે હોય તે પોતાની નેક તબેએ કરી સરવ કાંઈ હાથમાં લાવી શકે. તુ હમેશ એક દોસત નેક કાંમનો કરનાર તથા આબાદીનો ચાહનાર હોય તેને રાખજે કે જે કાંઈ નવી રશમ તુ એકાએક ધરવા જાયતો તુને તારા મોહોડાં ઉપર કહી શકે જે કે એ નાદરૂસત કાંમ તું શાવાસતે કરેછે તથા પોતાની અરજ બેદેહસ્ત કરે તે ઘણો દાંનાંવ તથા લાલચ વગરનો હોય અને તારી દરગાહને સારૂ લાગે તેવાં કાંમ કરે અને સરવે કોઈનાં મરતબાને પીછાંને તથા તારી રજા લેઈ જે કોઈને શેતાબ અંદર બોલાવવો હોય તેને બોલાવે પણ તે અરજબેગી દેખાવમાં નેક યાને ખુબસુરત હોયતો સારો, શાવાસતેજે હરદમ તારા મોહોડાં આગલ આવે અને પારકાં આદમી તેને જોયતો તેની ખુબસુરતીએ કરી તારો દબદબો મારે કે પાદશાહનો અરજબેગી એ રવેશનોછે વાસતે અંદર મેહેલમાં ઓરતો કેહેવી ખુબસુરત હશે અને તે અરજબેગી જેકાંઈ તુને કેહે તે વખત જોઈને કેહે નહીકે બેઅકલની મીશાલ વખત બેવખત ઉપર જે થઈ આવે તે તુને જાહેર કરે અને દરબારનાં સરવે લોકોને તેને અંદાજે આબરૂ આપજે તથા એક નવીશીનદો ઘણોક પાકીજેહ ખતનો લખનાર, સરવે ચીજને જાણનાર, હીશાબનો કરનાર, ચાલાક તથા યાદદાસ્તનો રાખનાર હોય તેને મુનશીગીરીનાં મરતબા ઉપર રાખજે કે તારો ભેદ કોઈની આગલ કહે નહી ને દીલથી તારો બંદો થઈ રેહે. બાજે જગો નામું લખવું પડેતો અંદેશો કરી પોતાની દાંનાઈથી લખે જે તેનું દીલ હરેક વાતથી હાથમાં લાવે. પેહેલવાંન લોકો એવા જોઈએકે કીનો લેવાની તેઓમાં ખાએશ ઘણી હોય, ઘોડા એવા જોઈયે કે લડાઈને વખત ઘણી તેજી રાખતા હોય અને તે પેહે-

લવાંનો લડાઈમાં જોસ્સો કરી દલેરીથી અંદર પોતાને જુકાવે યાને એકાએક પાછા નાહાશે નહી ને તમાંમ વરશ તારી ફરમાંબરદારીથી બાહેર નહી નીકલે. જેઓ લઢાઈનાં હથીઆર તમાંમ પોતાની પાસે રાખતા હોય તેને શાબાશી કહીને મરતબો વધારતો જજે. હમેશ ખબર રાખજે કે લશકર બેકરાર નહી બેસે તેમજ રંજથી આસુદે નહી રેહે. જે કોઈ પહરેજગાર તથા દરવેશ લોકો હોય તને બાઆબરૂથી રાખી તે લોકોની ખબર લેતો રેહેજે સબબ જે કાંઈ એવા લોકોની દુવા કાંમ કરેછે તે શીપાહી તથા લશકરથી નહી થઈ આવે. તારી શરકારનાં લોકો જે કોઈ તારી નજદીક કારોબાર કરતા હોય તેને એટલો પાવર ના આપતો જે બાજે કાંમ કરેને તારા પુછ્યા વગર કરે અગર તેણે પુછ્યા વગર કાંમ કીધું તો તું પોતાની પાદશાહીથી હાથ ધોજે. પોતાનાં શેહેરનાં શાહુકાર લોકોનાં હાથમાં હથીયાર ના રાખવા દેતો. જો તે લોકો પોતાનાં હાથમાં હથીયાર રાખેતો તારાં પાદશાહી લશકરનો કાંઈ દબદબો રેહેશે નહી. જેકોઈને તું જાંણેકે એ શખસ મારી બરાબરીનોછે, યા અગર કોઈ નીચા આદમીથી તું આજોરદે થાય પણ તે શખસમાં કાંઈ હુનર હોય તો તે ઉપર કાંઈ ગોસ્સો મો કરતો. અલબતે તેનાં હુનરથી તારા શેહેરને આબરૂ રહેછે ને બીજા લોકો એમ કરી કેહેકે ફલાંણાં પાદશાહનાં શેહેરમાં હુનરમંદ આદમીઓ રેહેછે. શરવે કોઈને અંદાજે એકએક ઉપર નેગાહ કરજે અને હુનરને અંદાજે મરતબો વધારજે. જેકોઈ તારી શરકારનો પુરો નેકખા હોય અને તું પોતાની ખાતર નીશાંથી તે શખસને દોશત રાખતો હેય અને અગર તે મરદમાં કાંઈ એબ હોય તો તેની એબને તું હુનર કરી જાણીને તેનો મરતબો વધારતો રેહેજે. બેદાદીએ કરી એક ચીજ કોઈ પાસે ના લેતો પણ ઈનશાફ તથા દાદની રૂહે તે રાજી થઈને તુને આપેતો લેજે અથવા હરેક વાતે તેને રાજી કરીને તે ચીજ તું લેજે. જુઠું બોલવું વાતમાં હરગેજ ના કરતો તેમજ ગોસ્સાને વખત જે કાંઈ અંદેશામાં આવે તે નાં કરતો શા વાસતેજે પાદશાહ લોકોનું કીધેલું એકાએક ફરે નહી, એવુ કાંમ કીધાપછી વીચારી જોય અને પશેમાંન થાય તે શા કાંમનું? બે શખસોનો કજીઓ ચુકવવા બેસે તેવારે તું એક સખશની શરંમ કરી તેની તરફદારી નો કરતો કાંએજે તેથી ખુદાએતાલા ઘણો નાખુશછે. પોતાની રઈઅતમાં જે જમીનનાં ખેડનાર હોય તે લોકોને તમાંમ આશાએશ તથા ઘણોએક દેલાશો દેઈને રાખજેકે તેણે કરી તારા મોલકને જીઆંન નહી પોંહોંચે તેમજ પોતાને ઘેરનાં દુજાંનાં ઢોર તથા જમીનનાં ખેડનાર હોય તેની ખબર હમેશાં લેતો રેહેજે કાંએજે રખેને તેઓ વગર ગાશ તથા પાણીએ રેહે, જો રહેતો

એનો ગુનાહ ઘણો ભારીછે. જે કોઈ મશખરીનો કરનાર તથા નકલનો કાઢનાર હોય તેને હરગેજ પોતાની નજદીક બોલાવીને કોઈની મશખરી નાં કરાવતો એથી કરી તારીબી હોરમત તથા આબરૂ નહી રેહેશે. જે કોઈ ઉપર તું ગોસો કરી ભવાં ચહડાવે તે વખત હરગેજ એકાએક હશતો માં પણ પોતાનો ચેહેરો ગોસ્સાથી દબદબા ભરેલો રાખજે તથા જે શખશને તેં બુજોરગી તથા મરતબો આપ્યો હોય તે મરતબો તેથી એકાએક વગર ગુનાહે છીણવી નાં લેતો. અગરજો તેનેથી એકુ ગુનાહ થયોતો તે ઉપર નેગાહ રાખજે પણ મનશબ આપેલો હરગેજ પાછો લેવો નહી— તેણે કરી સરવેકોઈને તારી ઉપર એતબાર રેહેશે. જેહાંનનાં સાહેબે તું ઉપર કરમબખશેશ કરી નેકી કીધી તો તુબી સરવ કોઈ સાથે નેકી કર— યાને હકતાલા તું ઉપર બખશેશ કરેતો તું તારી ખલક ઉપર બખશતો રેહે. જે કોઈ બેગુનાહ હોય અને તની બુરાઈ કોઈ બીજા સખશે તારી નજદીક આવીને કહીતો તું એમ કરી જાંણજેકે તે શખસમાં હુનર હોશે તે એ દેખી નહી શકતો વાસ્તે તેની બદગોઈ મારી નજદીક આવીને કેહેછે; શા વાસતેકે જે જાહાડ ઉપર મેવો ઘણો હોય તે ઉપર પથર ઘણા પડે તે મીશાલ પેલામાં હુનર જોઈને તેની બદી નાહક તારી આગલ આવીને અદેખા લોકો કેહે. જે નવી ચાલ હોય તે તું હરગેજ મો ધરતો કે તે રશમ જાંહાંલગી રેહશે તાંહાં સુધી તારી ઉપર લેઆંનતના વરશાદ વરશે વાસ્તે જે કાંઈ આગલ રશંમ ચાલતી આવી હોય તે ઉપર અમલ કરતો રેહેજે કે તેથી કાંઈ તુને બદનાંમી નહી પોંચશે તથા જાંહાં લગી પોતાનાં મોલકની હદ હોય તાંહાં લગીની રાહ વાતપાડાઓથી સાફ રાખજે અને જે કોઈ ચોર લોકોને તું પકડાવે તેનો એલાજ તલવાર તથા સુંલી વગર કાંઈ બીજો નાં કરતો યાને તલવારે કરી મારજે અથવા સુલીએ ચહડાવજે. જે વખત તું જગો ઉપર બેસે તે વખત જેકોઈ તારી ઉપર જબુન તાકતા હોય તે શખસને શેતાબ બેસવાનો હોકંમ આપજે અને જેકોઈ તારા નેકખા હોય તેને તારી નજદીક ઉભા રેહેવા દેજે. દુશમંન સાંમે ઉભો રેહે તારે તે જહડપથી દોડતો આવી તુને મારતા વીલમ નહી લગાડે વાસતે તેવા લોકોને શેતાબ બેસવાનો હોકંમ કરજે. કોઈની ઓરત ઉપર પાદશાહીને જોરે કરી જોલમ નાં કરતો, એ કાંમમાં હકતાલાથી ડરતો રેહેજે. કાંઈ કાંમ તે જેહાંનમાં મદદે આવે તે કરતો રેહેજે કાંએકે નાધલો ગુનાહ કે જે પાદશાહ લોકોથી થઈ આવે તેને મોટો ગુનાહ કરી દુનીઆંનાં લોકો જાંણેછે યાને પાદશાહોને ગુનાહ કીધો નહી જોઈએ અને બાજે ગુનાહ કરેતો તેને મોટો ગુનાંહ કરીને કેહેછે શાવાસતે જે પાદશાહો જે છે તે આએ જેહાં-

નમાં ખુદાનો નમુનો છે. દાદ અને ઈનશાફનો દરવાજો દાદનાં ચાહનાર લોકો ઉપર બંધ મો કરતો યાને જેકાંઈ તું બોલે યા શોગંદ ખાએ તે ઉપર ઘણો ઓશતવાર રહીને તે કામ શરજામ પોંચાડજે કે તેથી પાદશાહીની ઘણી મજબુતી કહેવાશે જેવારે તુંને કાંઈ કાંમ આવી પડે તે કાંમ અગરજો શલુક તથા નેકીથી થઈ આવે તો કરજે પણ જો નેકી કરતાં તે કાંમ નહી થાય ને બદીથી થઈ આવેતો સુખેથી કરજે પણ પરથમ નેકી કરજે. જે આગલા બુજોરગોની નેકીની દાશતાંન જાણતા હોય તે દાશતાંન તારી નજદીક રાત દાહાડો કેહેતા રેહે હેવાં આદમીઓ સાથે હરવખત બેસવું રાખી આગલા પાદશાહોની કરણી સાંભલતો રેહેજે અગર કોઈ પાદશાહની વાતમાં તુંને ખતરો આવેતો તું પોતાનો નેક રવઈઓ હોય તે ઉપર ચાલજે પણ તે બુજોરગોની વાત શાંભલતો રેહેજે. જે કોઈ ચુગલીઓ હોય તેને તું પોતાની નજદીક આવવાનો હોકમ નો કરતો અગર આવેતો તેની વાતને દેલમાં નો ઉતારતો. જે નાપાક દરોઈ કરી આદમીઓને માંહોમાંહે એકબીજા સાથે લડાવે તે શખસને શખત નુકશાન કરજે. તારા શેહેરમાંથી તમાંમ ફેશાદ ભાગી જાય તેમ કરજે. તારી સરકારમાં કાંમનાં કરનાર જેકોઈ હોય તેઓને શાબાશી કહી હર મીજલશમાં તે લોકોની તારીફ કરતો રેહેજે કે તે જોઈને બીજા શખશોબી તારા કાંમ ઉપર જીવ ફેદા કરે. કેટલાક શખશોને તાલુકો આપી મેલજે કે તારા મુલુકોની તજવીજ કરી આવીને તારી નજદીક જાહેર કરે કે ફલાંણો શખસ શેહેરમાં ઘણી બેદાદી કરેછે યા હરેક ચીજના તાલુકદારો ઈજારા કરતાં પઈસા વધતા ઉઘરાવી લીએછે એ વીગરે જે કાંઈ જોલમની હકીકત હોય તે તારી નજદીક આવીને કેહે. જે શખસને તું જાંણે જે વધતો મનશબ આપ્યાથી મારા તાબામાં એકાએક રેહેશે નહી તેવા શખસનો ઘણાં કાંમ ઉપર મનશબ હરગેજ વધારતો નાં. જે કોઈ હકીમ ઘણો દાના અને ખબરદાર હોય તેને બોલાવી તેની સાથે બેસવું કરી પોતાની તબીઅતની હકીકત તેને પુછતો રેહેજે. પોતાનો બદખાહ મુદઈ ખુહાર અને નીચો હોય તે ઉપર મગરૂરી ના કરતો પણ હોશીયાર રેહેજે શાવાસતેકે શાંપનું બચું જીણું હોય તેને થોડા દાહાડામાં મસ્ત અજદા થતાં બીલકુલ વાર નહી લાગતો તેમજ ગરમીનો આતશ જરાક હોય તેને પરથંમજ શરદ કરજે નહીતો તે વધી તમાંમ જહાંન બાલવા માંગશે ને જે કાંમ ફેશાદનું હોય તેથી પરથંમથી પરેહજ કરજે નહીતો વધયું એટલે તેનો ખમીઆજો તુંને ઘણો ખેંચવો પડશે. જે કોઈને નેક મરદ જાંણે તે સાથે નેકી કરજે ને બુરા મરદ સાથેબી થઈ આવેતો પરથંમ

નેકી કરી જોજે નહીતો બદીતો પછવાડે તઇયારજછે. ખાંણું તે ખાજેકે જેણે કરી તુંને નુકશાંન નહી પોંહચે અને જે વખત ખાંણું ખાવાનો હોય તેજ વખતે ખાજે. માશુક કે મેહેબુબોની પછવાડે ઘણો શરગરદાંન નાં રેહેતો કે જેણે કરી તારૂં તન સુશત થઈ તારૂં મોહોડું જરદ થઈ જશે. જે શખસ ઉપર તું મેહેરબાંન થઈ ચાહેજે એનો કાંઈ મરતબો વધારૂં તો બેહેતરછે પણ એકાએક તેને મરતબો નાં આપતો જરા જરા કરતાં ઘણી મુદતે તમામ મરતબો આપજે શાવાસતેકે જેવારે તેને એકાએક વધારે મરતબો આપીને મનશબદાર કીધોને તે નીચી બુનીઆદનો હોયતો તે શખસ નહી તારી કે નહી પોતાની કીંમત જાંણે. સરવને બરાબર પીછાની જાંણીને પોતાનું કાંમ લેજે. જે વખત તું તખત ઉપર બેસે તેવારે પોતાની નજદીક તલવાર અથવા ગોરજ રાખીને બેસજે. એવું નહી થાયજે તું તખત ઉપર બેસે તેવારે તારી બાજુ ઉપર કોઈ ઉભો રેહે યા ખેદમતગાર લોકોમાં કોઈ શખસ તારી નજદીક હથીયાર બાજી સાથે નહી આવે. પોતાનો ભેદ કોઈને આગલ બોલીને નાં કેહેતો તેમજ દુશમન લોકોને નીચા કરી નાં ગણુતો તથા જે કોઈ ઉપર તારો ડર તથા દેહેશત ઘણી હોય તેને બાજે વખત દેલાશાનાં શખુનબી કેહેતો રેહેજે કે જે તુંથી ઘણો ડરીને બાજે કાંમની ખરાબી નહી કરે. જેવારે તું પોતાનાં દાનાવ લોકો સાથે મશલેહત કરવાનો હોયતો તેઓને એકઠા બોલાવી મશલેહત નાં કરતો પણ એકએક શખશને હેલાએદો બોલાવી સરવ સાથે વાત કરજે અને જેની તદબીર તુંને પશંદ પડે તે ઉપર અમલ કરજે પણ હેવું નહી થાયજે તે લોકો એક એકની વાત જાંણે કે ફલાણાએ પાદશાહને શું મશલેહત આપીછે. સરવે કોઈને પોતાનો ચેહેરો વખત બેવખત દેખાડચા મો કરતો. એક હફ્તે પોતાનાં લશકરને દેખાવ દેઈ હાજરી લેવાનો હોકંમ કરજે. તારી સવારી રાહમાં જતી હોય તાંહાં કોઈ શખસે ફરીઆદ કીધીતો તે જગો શેતાબ તેની દાદ લઈ ઈનશાફ કરજે પણ તે શખશને પોતાની નજદીક નાં બોલાવતો દુરથી તેની હકીકત પુછી ફેશલો કીધા વગર આગલ મા ચાલતો. પોતાની ખેદમતમાં નવું માંણુસ આવી રહ્યું હોય તે ઉપર એતબાર કરી પોતાનું દીલ નાં આપતો યાને બાજે પરદાની વાત તે સાથે નાં કરતો. ઓરતોનાં કહ્યા ઉપર અમલ કરી કોઈ સાથે એકાએક બીગાડ ના કરતો અગર તે ઓરત જે કાંઈ વાત કેહે તે શાંભલી લેજે પણ એવું કેહેલું અમલ લાવવાનું તારા અખત્યારમાં રાખજે. અગર તુંને ખજાંનાંની ખાએશ ઘણી હોયતો નેકી કરજે કે એ જેવો ખજાંનો કાંઈ બીજો નથી. દુનીયાઈ ખજાંનો તો આ દુનીયામાં રહી જશે પણ

નેકીનો ખજાંનો તારી સાથે આવશે. હરજગો કાશદ યા એલચી મોકલે તે ઘણો દાનાં તથા દુરબીન હોવો જોઈએ કેમકે બાજે જગો પાદશાહો સાથે જવાબ કર્વો પડેતો તાંહાં સારી તરાંથી જવાબ શવાલ કરે. યાદદાસ્ત ઘણી રાખનો હોય એવો એલચી હોશીઆર હોય તેને મોકલજે. કોઈ ઉપર નાંમુ લખે તેમાં જાહાજો દમાંમ મો કરતો પણ બાજે નરમીનાં શખુન લખજે કે તેણે કરી જે કાંમ હોશે તે બની આવશે. અગર જો ઘણી દેહે-શતથી લખાયેતો સાંમુ આદમી નફ્ટ થઈ જશે વાસતે જે કાંઈ કાંમ ન-રમી કાહાડેછે તે ગરમી તથા દબદબાએ કરી નીકલતું નથી. બાહેરનો એલચી આવે તેને એકાએક પોતાની નજદીક બોલાવતો નો. પરથંમ હોકંમ કરજે કે ખેદમતગાર લોકો તજવીજ કરી સરવ તેની તપાસ કરી જોય કે તેની પાસે કાંઈ છુપુ હથીયાર નહી હોય એ રવેશે તેહેકીક કીધા પછે તેને પોતાની નજદીક બોલાવજે. તે એલચી સાથે વાત કરવી પડેતો જાહજું બોલતો મો અને પરથમ તેને સરવે હકીકત કેહેવા દેજે પછે જરૂરીઅત શખુન બોલવો પડેતો તું બોલજે. જે શખશ તારી તમાંમ વાતથી વાકેફ નહી હોય તેને એકાએક પોતાની હજુરમાં નાં રાખતો. જે કોઈ ઉપર તું નાંમું મોકલે અને તેનો જવાબ આવતાં વીલંમ લાગેતો એમ કરી જાંણજે કે કાંઈ કાંમ લંબાંન કે ભારી પડશે કાંએજે તરત જવાબ નહી આયો તેથી વીચારી અંદેશો કરી લખશે. તું હરજગો ફરે તાંહાં પાસે સુંનું, મોતી તથા જવાહેર રાખજે તેમજ તે જગો ઘોડો, બખતર તથા લડાઈનાં હથીઆર વગર નાં ફરતો. જેવારે રાહમાં કોઈ દુશમંન કીનાંનો લેનાર પેદા થાયતો તું અનજાંણો થઈ તેની મરજી માફક શખુન કેહેજે, પછે તે સાથે જોર હોયતો લડજે અગર તું જાંણેજે એ સાથે હું બર નહી આવશ અને સાંમેવાલો ઘણી શખત લડાઈનો કર-નારછે તો તેને બાજે ચીજં કરી ફરેબ દેઈને મારજે. લડાઈને વખત પો-તાનાં બાજે પેહેલવાંનોને કાંઈ શરોપાવની ઉમેદ આપી હોયતો તે લડા-ઈથી ફતેહ કરી આવ્યા પછે તેને જે કાંઈ આપવા કહીયું હોય તે શેતાબ આપજે કે બીજી વખત તારા હોકંમ વગર લડાઈમાં પોતાનો જીવ આપે. જે વખત તુંને દુશમંનની દેહેશત ઘણી હોય તારે લશકરને દરમાયો સારી પઠે આપજે કે તેથી અછી રીતે લડાઈ કરે પણ એવું નહી થાયજે દરમાયો આપતાં તારા દુશમંનને ખબર થાય. અગરજો એ ખબર દુશમંન જાંણેતો ઘણો ખુશી થાય જે એ આજેજ આયો હશે તેથી લશ-કરની ખુશાંમત કરતો હશે તેથી તે મુદઈ જોર ઘણું કરવા માંગશે. હરરોજ દુશમંન સાથે લડાઈ કરે તેવારે લશકરનો પોશાક જુદો હોય તે

ખુબછે તેણે કરી દુશમન ઘણો આજેજ થઈ જાયછે તથા જે જગો તુંને દુશમન સાથે લડાઈ હોય તાંહા હર એક રાતનાં જુદી જુદી જગો ઉપર ખુઆબ કરવાનો વીચાર રાખજે યાને સુવાની એક જગો મુકરર ના રાખતો તથા જે પાંણી પીએ તેને પરથમ જે કોઈ તારી આગલ કુજો લાવે તે શખસને ચખાડયા પછી તું પીજે. પોહોરાદાર લોકો દેલાવર પેહેલવાંન તથા મેહરબાંન દીલનાં હોય તેને રાખજે તથા રાતની ચોકી એક એક પોહોરે બદલવાની કરજે કે રખે કોઇ સાથે પેહેરેગીર લોકો છુપી મશલહત કરી દગો કરવાની ખાયશ રાખેતો તેટલાં બીજાનો પોહોરો આવે તેથી તે મશલહત પડતી રહી જાય. લડાઈને વખત તું પોતે લશકરથી એખલો નાં ફરતો અને દેહડામાંથી કોઈ બીજા શોહબતી વગર એખલો નાં બેસતો તેમજ તું નાહાશવાનો હોયતો રાતને વખત નહાશજે કે તારી પછવાડે કોઈ દુંબાલો કરી આવી નહી પોંહોચે જેવારે તું દુશમન ઉપર ફતેહમંદી પાંમે કે તેજ વખત હકતાલાથી ડરી તેની બંદગી કરજે અને હરતરફ છુપી જગોથી તે વખત ડરીને દુશમનનાં લશકરને નાહાશતી વખત રાહ બંદ નો કરતો અને તેનાં દલેર પેહેલવાં-નોને પકડી તેઓને મારવા ઉપર એકાએક દલેરી મો કરતો—અગર આજારનો દેનાર દુશમન તારા હાથમાં કેદ થાયતો તેજ વખત તેને ના મારતો પણ બંદીખાંનાંમાં રાખજે. ખુદા જાંણે કોઈ શખસ તારા લશક-રમાંનો કાંમનો શપેહશાલાર તે લોકોનાં હાથમાં પકડાયો જાયતો પાછો આવજા માવજામાં કાંમ લાવે, વાસતે દુશમન હાથમાં આવેલો તરત મારવો નાં દરૂશતછે. જીવતાં આદમીને મારતાંતો કાંઈ વીલંબ લાગતો નથી પણ મારેલાને પાછો જીવતો કરવો નહી બને એવું કાંમ છે. રાતને વખત પોતે આવતા દાહાડાનો અંદેશો કરતો રેહેજે કે કાલ રોજે શું બની આવશે. પાદશાહોની તોખંમનાં જે કોઈ હોય તેને એકાએક જેહાંનમાંથી ગુમ મો કરી મારી ના નાંખતો તથા જેકોઈ મોટાં ખાંનદાંનનાં હોય તેની જડબેખ મો ઉખાડી નાંખતો. જેવારે શપેહેશાલાર કેરશાસપે પોતાના બાપથી એ રવેશની તમાંમ નેક નશીહત શાંભલી તેજ વખત જમીનને બોશો દેઈ શીશતાંનની તરફ આગલ ચાલ્યો. તાંહાં પોંહોંતા પછે જેકોઈ કાબુલી લોકો બંદીવાંન પકડેલા હતા તેવોને એક જગો એકઠા કરાવી હો-કમ કરી જબેહ કરાવી તેવોનાં લોહીએ કરી મટોડાંનો કુલ કીધો; તે શેહરનાં કોટની દીવાલ હરધી તઈયાર થઈ હતી અને બાકી હરધી રહી હતી તેને કાબુલી બંદીવાંનનાં લોહીએ કરી કુલ કરાવી તમાંમ કીધી. જેવારે શેહે-રનાં કોટથી કેરશાસપ ફારેગ થયો તેવાર પછે તે શેહેરને પાંચ દરવાજા

લોહોડાંનાં મેલ્યા પણ જેવારે વા આવતો કે તમાંમ શેહેરમાં રેતી ઉડતી તેણે કરી શેહેરનાં લોકોને કાંઈ સુજ પડતું નહી હતું તેથી જંગી કેરશાસપને પેલા બરેહમંનની નશીહત યાદ આવી તેવારે શેહેરની આશપાશ જનહાડ રોપાવ્યાં તે જાહાડ મોટા થયા પછે જરાક રેતીનો આશોબ કમ થયો. શેહેરને એક તરફ પાહડ અને બીજી તરફ દરીઆવનો કીનારો આવેલો હતો તે જગોમાં પારશ તથા કેરમાંનનાં બાજે લોકો આશાએશને વાસતે આવી રેહ્યા હતા તેઓને શેપાહીગીરી આપીને ઘણુક નવું લશકર તઈયાર કીધું. કાબુલ શહેરનાં આદમીઓમાં જે કોઈ ઓરતોને પકડી લેઈ આવ્યા હતા તેઓને ભઠીઆરાની જગો ઉપર રાખ્યાં જે ખાંણું તઈયાર કરીને વેચે તથા કાબુલી મરદોને શીશતાંનમાં મજુરીનાં કાંમ ઉપર રાખ્યા. જેવારે રાતને વખત તે લોકો મજુરીથી ફારેગ થાએકે પેલી ઓરતો ખાંણાંની દેગ પકાવી તઈયાર કરી રાખતાં તે ખાંણું પેલા શખશોને વેચાતું આપી પઈસા લેતાં તેથી મજુર લોકોને ઘણું આશાંન પડતું કે જેવા મજુરીથી પરવારઆકે પોતાને ગમે તેવું ખાંણું વેચાતું લેઈને ખાતા હું એ રવેશ પારકા દેશનાં લોકોને પોતાના શેહરમાં સગવડ કરી આપી હતી.

મોબારક ફાલનાં જેહાંપેહેલવાંન કેરશાસપનાં બખતનાં જહલકાતે કરી તે શીશતાંન શેહેર શાત વરશે તયાર થયું. તમાંમ કોમનાં બાજારી લોકો આવી તે જગો આબાદ થયા હતા તે શેહેર હરતરેહનાં આદમીઓએ કરી ઘણું જેબ દેતું હતું. જાંણેકે ગોયા તે શીશતાંન શેહેર નહી હતું પણ એક રોશંન બેહેશત હતું. હરેક મોલક કરતાં તીશ ઘણી બેજરગી શીશતાંનમાં વધતી હતી. તે જગોબી મરદાંને મરદ લોકોની વસતી પેદા થઈ તેમાંનો એકએક મરદ હજારો લશકરને ભારી હતો. શપેહશાલાર કેરશાસપ શીશતાંનની પાદશાહી ઉપર બેઠો અને દાદને બખશેશનો દરવાજો ખોલી તે શેહેર આબાદ કીધાની ખુશીમાં ઘણો મઘન થયો. પેહેલવાંન કેરશાસ્પ સુખથી એટલોતો આસુદો થયો કે તેનાં અશ્વથી તેની સવારીનો બોજો ઉપડી શકયો નહી તેથી તેને હાથીની સવારી કરવી પડી અને કેટલાક દાહાડા ગુજરયા પછી હાથીઓબી તેની સવારીથી આજેજ આવવા લાગા ને હાથી પણ સવારીમાં બે ફરશંગ જોર તથા શખતીથી ચાલતો અને પછે સવારી સુધાં આગલ ચાલી શકતોતો નહી. પેહેલવાંન કેરશાસપ જેવો સરવ વાતે ખુશી હતો તેવો ઘણો ગમગીન થવા લાગોજે અગર હમણે હાથીનીબી સવારીની કાંમમાં નહી આવેતો મારી પાદશાહીનો દબદબો કેમ ચાલશે. પાદશાહ લોકો કાંઈ પેયાદા ચાલતા નથી તો હું શીસતાંનનો પાદશાહ કેહેવાઈ જેવારે ઘોડા તથા હાથી ઉપર સવારી નહી

કરૂંતો એ પાદશાહી મરતબો શા કાંમનો. અગર હું એ રવેશ સવારીનું આગલ જાંણતે તો પોતાને પાદશાહ કરી કેહેવાડતે નહી અને એ જગોની પાદશાહી બીજા શખશને આપતે એ મીશાલ ગમગીન થઈ હર રોજ અંદેશો કરતો હતો. એક દંન રાતને વખત ખુઆબમાં સુતેલો હતો અને પાદશાહા જંમશેદને ખુઆબમાં દીઠો તે કેરશાસપની નજદીક આવી કેહેવા લાગો જે એ નાંમદાર પેહેલવાંન તારાં હમોને બોજરગીનાં આપનાર કાંમ કીધાથી હમો જે તારા બાપ દાદા છીએ તેના રવાંન ઘણાં ખુશીછે તો તું જેવા ફરજંદને હમો દલગીર કેમ થવા દીજીએ ? તારો જીવ સવારી કરવાનાં શબબથી ઘણો આજોરદેછે તેથી તું કાંઈ અંદેશો મો કરતો. એ તારા શીશતાંન શેહેરમાંનાં એક પરેહજગાર મરદનાં ઘરમાં એક બલદ છે તે બલદ તેને ખુશીથી રાજી કરીને મંગાવી લે અને તે ઉપર તારી સવારી કરજે મગર તે શીવાએ બીજી કાંઈ સવારી તારા કાંમમાં આવશે નહી વાશતે તે ઉપર પોતે સવારી કરજે અને તેની કાંઇ એબ મો જાંણતો. બાજે જગો હાથીનીબી સવારી કરજે પણ બલદ વગર કોઈ તુંને હમેશે કાંમમાં આવશે નહી એટલું કહી પોતે ગેબ થઈ ગીયો અને પેહેલવાંન કેરશાસપ ખુઆબથી જાગી શેતાબ ઉઠીને હકતાલાની દરગાહમાં શોકર ગુજારી કરવા લાગોજે એ પાક સાહેબ સરવ કોઈની મુશકેલ આશાંનનો કરનાર તુંજછે અને બંદા લોકોમાં કાંઈ શબર નથી. તું હકતાલા તમાંમ જેહાંનનો ગંમ ખાનારછે. એ વીગરે ઘણીએક મુનાજાત કીધી એમ કરતાં આફતાબ તલુ થયો કે પોતે તખત ઉપર બેસી પેલા પહરેજગાર મરદને બોલાવી ઘણીક આબરૂ આપી મીનતથી કેહેવા લાગોજે એ નેક મરદ એક ચીજ તું પાસે માંગી લેઉંછું અગરજો તું ખુશી થઈને તે ચીજ મને બખશેતો લેઉં અને તેનાં અવેજમાં તું જે માંગે તે તુંને આપું. તે પહરેજગાર મરદ હેરાંન રહી એમ કરી કેહેવા લાગોજે એ કેરશાસપ તારી પાદશાહીને લાયક હું દરવેશ પાસે શું ચીજ હોય મગર એ બાંહાંને કરી તું મને મારવા ચાહાતો હોયનો સુખેથી માર બાકી એવી શું ચીજછેકે તારી નજદીક પોશીદે યાને છુપી રાખું. માલ તથા મતા વીગરે મારો જીવ શરવે તુંને હાજેર કીધો તારી મરજીમાં આવે તે કર. તેવારે કેરશાસપ કેહેવા લાગો જે તારા ઘરમાં બલંદછે તે મારી સવારી કરવાને વાસતે આપેતો મારી મુરાદ પુરી હાંશલ થાય, એકતરફ પેહેલવાંનનું કેહેવુંકે તે પહરેજગારે પોતાનાં ઘેરની તરફ દોડતો જઈને તે બલદ લાવી કેરશાસપને નજર કીધો તેથી જેહાંપેહેલવાંન ખુશી થઈ તે પરહેજગાર મરદને ઘણોક નવાજીને વીદાય કીધો પછે પોતાની સવારી તે જબરા બલદ ઉપર કરવ

લાગો. હકતાલાનાં હોકંમથી તેનાં બોજે કરી તે બલદ આજેજ નહી આવ્યો. કેરશાસપ હરવખત તે બલદ ઉપર સવારી કરતો હતો અને બાજે જગો નજદીક જવું હોય તાંહાં હાથી ઉપર સવારી કરીને જતો હતો. તે ઉપર એ નાંમાંનો બનાવનાર શાહેર એમકરીને કેહેછેજે એ ગુંબજની મીશાલનો ફરતો આશમાંન જે મીશાલ ફરેછે તે રવેશ હરદંમ દુનીઆની ચીજોનેબી ફેરવેછે તથા એ જેહાંન તમાંમ વરશ તથા મહીનાં એક જાંમો પેહેરેછે પણ તે જાંમો બાહેરથી શફેદ તથા અંદરથી સીહાછે યાને એ દુનીઆ તુંને પરથંમ ઘણી પ્યારી લાગેછે પણ પછવાડે તારો જીવ લેવા ઉપર ફરેછે. તે જાંમો પોતાનાં તંન ઉપર હરદંમ એ દુનીયાં ફેરવીને પેહેરેછે તેણે કરી આપણેબી હરતહરે ફરયા કરીયેછે વાસતે એ મરદ તું ખુવાબમાંથી જાગ યાને હોશીયાર થા જે તારી ઉમરતો તમાંમ ખુઆબ તથા ખાંણાંમાં જતી રહી ને તે જેહાંનમાં કાંઈ લેઈ જવાનો તોશો કર. તું પોતાનાં ઘરમાંબી સુઈ રેહેછે અને ઘોરમાંબી સુઈજ રેહેવાનોછે તો હવે પછે કેવારે જાગીને પશેમાંન થશે. જે દંન જાય તેને ગણીમત કરી જાંણીને પોતાનાં ગુનાહથી તોબાહ કર તથા હમેશે તું એ દુનીયાંમાં ઘર તથા પોશાક સાવાસતે શમારયા કરેછે. તુંને એ જગો રાખવાનું કોણછે જે પોતાની માયા એ જેહાંન સાથે લગાડી મેલેછે. તું જાંણેછે જે હું ખુઆબમાં ખુશ સુનોછું પણ મોહોત તારી પછવાડે હરરોજ ઉઠીને નજદીક આવતું જાયછે તેતો તુંને ખબરજ નથી જેમકે એક પાદશાહ બીજા પાદશાહ ઉપર રાતને વખત એકાએક લશકર ચહડાવી શબેખુન કરવા આવેછે તે મીશાલ તારૂં મોહોતબી તું ઉપર શબેખુન કરવા તઈયારછે ને કોઈ દંન તુંને મારી લેશે વાસતે એ જેહાંનમાં તું હરવાતે કોશેશ કરેછે તે કરતાં પેલી જેહાંનમાં જે ચીજ તુંને કાંમમાં આવે તે વાત ઉપર કોશેશ કર. એ જગો કરતાં તુંને તે જગો ઘણી દરૂશત પડશે એટલું તું બેશક કરી જાંણજે કે એ જગો તે ઉતારાની જગોની મીશાલછે અને તે જગો તે પોતાનો ખાતી મકાંન હોય તે મીશાલ હમેશે રેહેવાનીછે તથા એ જેહાંનમાં જે કોઈ લોકો જીવતાછે તે સરવે મરવાનાંછે અને તે જગો તે જાવેદાંન સુધી જીવવાનુંછે.

જેવારે શીસતાંન ઉપર જેહાંપેહેલવાંન કેરશાસપ પાદશાહી ઉપર બેઠો તેથી તેનો દરજજો તથા મરતબો આફતાબની મીશાલ વધતો ગીયાં—તે શેહેરની આશાએશ યાને તમાંમ રવઈઓ નેક રાહથી ચાલવા લાગો તેથી કેરશાસપનો હોકમ ને કાબુ હરજગો ચાલવા લાગો.

---

# આવ્યો પાદશાહ જુહાક શીશતાંનમાં જેહાંપેહેલવાંન કેરશાસપને જોવાને વાસતે તે હકીકત.

જેહાંપેહેલવાંન કેરશાસપનાં કાંમથી હરવખતની ખબર પેદરપે પાદશાહ જુહાકને થતી હતી તેથી જુહાક તે ઉપર ઘણીબી બદી કરવા ચાહતો યાને હરેક વાતે એમ ચાહાતો કે એ કેરશાસપ કોઈની જગો લડાઈમાં મારયો જાએ યાને પોતાને મોહોતે શેતાબ મરેતો હું પોતાની પાદશાહી ખુશીથી ચલાઉ એ છે તાંહાંલગી મને ગોયા એનાં તાબામાં રેહેવું પડેછે અને હેની આગલ મારી પાદશાહીને કાંઈ બોજ નથી. હર જગોનાં બીજા પાદશાહો એમ કરી કેહેછે જે જુહાક પોતાનાં મુલકમાં પાદશાહ કેહેવાડેછે, પણ હમેશાં કેરશાસપની ફરમાંબરદારી કરેછે તેણે કરી તેની પાદશાહી ચાલેછે. એ વીગેરે પાદશાહ જુહાક કેરશાસપ ઉપર ઘણું ખુરૂ તાંપતો પણ કશી વાતે કેરશાસપને આજોરદે નહી કરી શકતો. તેથી અંદેશો કરી પોતે કેટલાંક લશકર સાથે જે જગો કેરશાસપે નવું શેહેર આબાદ કીધું હતું તે તરફ આગલ ચાલયો તેનું શેહેર તથા, તે જગોની આબાદી જોય. એ ખબર પેહેલવાંન કેરશાસપને થઈ જે જુહાક તેનું શેહેર જોવાને વાસતે નજદીક આવી પોહોચયોછે તેથી કેરશાસપે જે કાંઇ શાંમાંન વીગેરે જોઈએ તે લેઈને જુહાકને પોતે ઘણીક આબરૂ સાથે હાથી ઉપર સવારી કરીને એશતેકબાલ લેવા ગીયો. જેવારે રાહમાં પાદશાહાને દીઠો તેવોજ હાથી ઉપરથી નીચે ઉતરી પાદશાહ સાથે બગલગરી કરીને ખેર આશીઅત પુછી પછે પેહેલવાંન કેરશાસપ પાદશાહની રેકાબમાં પાદશાહની સવારીનાં હાથીનાં દાંત પકડી વાત કરતો ચાલવા લાગો તેથી જુહાકે કહ્યુંજે તું નાંમદાર પેહેલવાંનને લાયક નહીકે મારી રેકાબમાં ચાલે તું હવે શીશતાંનનો પાદશાહ થયો તેથી તુંને વાજેબ નથી વાસતે પોતાનાં હાથી ઉપર પાછો સવાર થા એટલું સાંભલીને જેહાંપેહેલવાંન શેતાબ હાથી ઉપર શવાર થયો. જેવારે રાહમાં ચાલતાં પાદશાહ જુહાકે કેરશાસપનો ચેહેરો તથા કદ જોઈ દેલમાં ઘણો હેરાન રહયો જે આગલ એ મીશાલ પીલતંન નહી હતો તથા એક ગોરજ તે કેરશાસપનાં હાથમાં ભારી પાહાડની મીશાલ દીઠો અને તેની રાંન નીચે એક હાથી તમાંમ પાખર સાથે શમારેલો જેમકે એક મહશત પાહાડ ચાલે તે રવેશ ચાલતો હતો. એ વીગરે પેહેલવાંન કેરશાસપની તમાંમ ચાલ જોઈ રાહમાં અંદેશો કરવા લાગો જે એક ચારો તથા મકરે કરી એને એક જગો શખત રાહમાં મોકલું જે કોઈ ભારી દુશમન હોય તે એને શેતાબ મારી લીએ નહીતો હવે મારી

પાદશાહી રેહેવી ઘણી કઠણછે. આગલો બોજછે તેણે કરી એ ઘણી મારી પાદશાહી ચલાવ્યા કરેછે અને હવડાં શીશતાંનની પાદશાહીએ બેઠોછે. હમણા એ માહરો દબદબો પોતે જોશેતો તરત એ મારી પાદશાહી લેઈ-મેલશે. એ મારો મોહોટો દુશમન થઈ લાગો એનાં કરતાં તમાંમ જેહાંન મારી દુશમની કરેતો બેહેતરછે પણ એ એક દુશમંન મને એકલો ભારીછે. એમ કરતાં આગલ ચાલીને શીશતાંનની નજદીક જાઈ રેહેમંન નદીનાં કીનારા ઉપર દેહેરા મારી તે જગો મકાંન કીધો અને કેટલાક દીન તે જગો ખુશી સાથે રેહ્યો. એ ખબર પાદશાહ અશરતને થઈ જે જુહાક કેરશાસ્પનો આબાદી ભરેલો નવો મુલક જોવા ગયોચ તેથી શેતાબ અશરતે ઘણોક તોફો હદીઓ પાદશાહ જુહાકને નજર મોકલયો. શીશતાંનમાં એક બાગ કેરશાસપનો હતો તાંહાં જઈ એક હફ્તો પાદશાહ જુહાક ખુશીથી શરાબ તથા રાંમશગરોના આવાજ સાથે રહયો. બાહારનો વખત હતો તેથી તમાંમ દંન બાગમાં ફુલની શેર કરતાં અને રાતને વખત શેકાર કરવા બાહેર નીકલતા તાંહાંનાં જંગલમાં તહરેવાર શેકાર રેહેતા. તાંહાં પાદશાહ જુહાક તથા કેરશાસપ જઈ જેમકે લડાઈને વખત નાતરશીથી આદમીઓને મારી નાંખે તે મીશાલ હર જગોનાં રશતા ઉપર શેકાર મારી જમીન ઉપર નાંખતા હતા. તે જગો કબી શરાબની જાંમ હાથમાં પકડી હકતાલાની યાદમાં ઉઠાવતાં તો કોઈ મારેલાં ગોરખરનાં કવાબ કરાવી આતશ ઉપર ધરી નાશતો કરી ખાતા. શપેહશાલાર કેરશાસપ શરાબની મશતીમાં આવી ગોરખર તથા શાંમરની પછવાડે છુપો શંતાઈને દોડતો હતો. જેવારે તે શાંમર રાહમાં આજેજ આવી જતાં યાને ઘેરાઈ જતાં કે કેરશાસપ તેનાં શીંગડાં પકડી ઉઠાવી જમીન ઉપર મારતો. એકનાં શીંગડાં પકડીને બીજાં ઉપર મારતો તેથી એક હોમલામાં બે તરણ શેકાર મારતો તથા પોતાનાં તંનનાં જોરે કરી બાજે ઉપર એ મીશાલનો ગોરજ મારતો કે તેણે કરી તે શેકારનાં ટુકડે ટુકડા કરી નાંખતો. એ રવેશ પાદશાહ જુહાકની નજદીક એક બાજી યાને રમુજ કરતો તેથી પાદશાહ અજબ રહી પેહેલવાંન ઉપર દોવા કરવા લાગો પણ પોતાનાં દીલમાં જુહાક કેહેવા લાગોજે એ મોલકથી એને હું દુર મોકલશ નહી તાંહાં લગી હું દેહેશતથી નચીંત નહી રેહેવશ યાને મારી ફેકર ફેવારે ભાંગે જે કેરશાસપને એ જગોથી કાંઈ બાંહાંનું કરી દુર મોકલું બાકી હવે મને કોઈ દંન ઠરવા દીએ નહી કે સુખે બેશવા દીએ નહી. પછે બાગમાં આવી ખુશીથી શેતાબ શરાબ પીને મજલેશ સમારીને રાંમશગરોનાં શરોદ સાંભલવા લાગા કે માહતાબની મીશાલની બાંડીઓ બાગના ચમંનને

આશપાસ પાદશાહની ખેદમતમાં આવી ઉભી તે રાંમશગરોનો નાચ જોઈ જુવાક અજાએબ રેહેવા લાગો કે એજ રાંમશગરો હર રોજ જંગી કેરશાસપની નજદીક શરોદ ગાતી હતી પણ આજનાં જેવી ખુશી કોઈ દંન એ લોકોએ દેખાડીતી નહી. પાદશાહ જોહાક કોઈવાર પોતાની મતલબને મુઆફેક, પોતાને જેહાંપેહેલવાંન સાથે કાંમ લેવુંછે તેથી, ઉપરા ઉપરી શરાબની જાંમ પેહેલવાંન કેરશાસપની યાદમાં ઉહાવી તે મજલેશમાં કેરશાસપની શેકારબાજી, કઉઅત તથા જોરની ઘણીક તારીફ અંનજુમનની નજદીક કરીને કેટલીક દુવા કીધી જે એ જેહાંનનાં પેહેલવાંન તું હમેશે ખુશી સાથે જીવજે. ગોયા હકતાલાએ તુંને મારી મુશકેલ આશાંન કરવાને વાશતે પેદા કીધાછે જેવારે મારીપર કોઈ વખત બુરા શેતારાની ચાલથી મુદઈ આવી પોંહાંચછે તેવારે તું તેને તે જગો જઈ મારેછે પણ તે વખત તારૂં મોહોડું જોઉછું કે હું એમ કરી જાંણુંચ જે મારો દુશમંન આજ રોજે માર્યો ગીયો એવી તારો ચેહેરો જોયાથી ફાલ મોબારક થાયછે. તુંછે તેથી હું પોતાનાં દેલને હરેક વાતે નચીંત રાખુંછું. જેવારે કોઇ દુશમંન મને દેહેશત દેખાડેછે તેવારે હું તેને એમ કરી લખુંછું જે હમણાં મારા જેહાંપેહેલવાંન કેરશાસપને તારી તરફ લશકર સાથે મોકલુંછું કારણ તું તે શરફરાજ પેહેલવાંન વગર જેર નહી થશે. એ રવેશ ઘણીએક તારી દેહેશત દેખાડુંછું તેથી તે મુદઈ પાછો ફરી જાયછે. આપણાં તાબામાં રહી સલાંમી કબુલ કરેછે તેથી હું જાંણુંછું જે એ સરવે મોલકમાં મારો દબદબોછે તે પેહેલવાંન કેરશાસપથીછે. કેટલાંક કાંમ એ રવેશ તારે નાંમે કરી શમારૂંછું તથા બાજે જગો તુંને રંજ તથા શખતી પડેછે તેણે કરી મને હર વાતે આશાયશછે. આજ લગી ખોદાનાં હોકંમથી તું જેવા પેહેલવાંન મારો શપેહશાલાર કેહેવાયછે તેથી મારા કાંમનો કાંઈ અટકાવ પડયો નથી. તેં માહારે વાસતે હરજગો પોતાનું તન ફેદા કીધું અને હરેક શખતીને શખતી કરી જાંણતો નથી. મારા જે કોઈ બદખાહ હતા તેને તેં ઉંધા નાંખ્યા અગર એ ઘણાંબી પેહેલવાંન અથવા પાદશાહ હતાતો શું થયું પણ આજ લગી કોઈ મારે ઉપર બાજી નથી લઈ ગીયા અને હવડાં ખાવર શેહેરનો પાદશાહ કે જેની અટક અફરીકી કરી કેહેવાયછે તે આજનાં વખતમાં મારી સાથે ઘણી શોખી કરી એમ કેહેછે જે હું કઈ જુઆક પાદશાહનો તાબેદાર નથી. આજનાં વખતમાં મારા જેવે કોઈ લડાઈમાં જોરાવર નથી તેથી બીજા પાદશાહની ખોશામત શાવાસતો કરૂં તેમાં બીજા પાદશાહો કરતાં પોતાનાં મોલકમાં બેસી મારી મશખરી કરેછે તથા તુંને વાટપાડો ને સાપનો મારનાર જાદુગર કરીને કેહછે તથા

મને મરહુમ દેવ આદમીઓને જીવતાંનો ખાનાર ઉંધી અકલનો કરી કેહેછે તેથી મને ઘણી નાંમોશી લાગેછે કે એક મરદ કમજાત આપણને મોહો-ડાંમાંથી બદ બોલેછે તે શબબથી હું તારે પાસે આવ્યોછું કે તુને એ નાપા-કની લડાઈમાં જવું જોઇએ, તુથી તેની ઉપર કીનો લેવાશે. તેની સાથે મુનહેરાશ નાંમનો દેવછે તેબી તારી કમદનાં ફાંધામાં આવશે અગરજો એ-કામ તારૂં પાક યજંદા શરનજાંમ પોહોંચાડેતો એમ કરી જાંણજે કે પાદ-શાહીમાં મારૂં તથા તારૂં નાંમ હફતેકેશવર જમીનમાં ઉહશે. શપેહ-શાલાર કેરશાસપ કેહેવા લાગોજે એવો કોણ શખસછે જે તુને એ રવેશ નાલાએક શખુન બોલેછે. આશમાંનનં આફતાબ તારા તાજ પાસેથી રો-શની માંગી લેઈ તમાંમ જેહાંનને બશ શએછે યાને તારૂં શર ચોથા આશ-માંન સાથે જાઈ પોહોંચલું કેહેવાયછે એવા તું બોજરગ પાદશાહ છેકે તારા તાબામાં જમાંનોછે. તમાંમ જમીન તારો ખજાંણો તથા આફતાબ તારો ખજાંનચીછે તો એ રવેશનાં બેબુનીઆદ લોકો તું ઉપર તાનાંજનંણી કરે? અગર તે અફરીકીનાં ટોલામાં મુનહેરાશ દેવ જેવા આદમી નરાબુશો હો-યતો શું થયું પણ તારી પાદશાહીનાં જાહલકાતે કરી મારા દીલમાં કાંઈ ડર નથી અને તેથી હું બીહીતો નથી. હમણાં તે જગોની રાહ માપુ અને તે અફરીકા તથા મુનહેરાશ દેવ એ બેઉનાં માથાં તારી નજદીક લાઉં. તેવાર પછે શરાબ પીધાથી બેઉનાં શર મશતીમાં આયાં ને રાંમ-શગરો ગાતાં આજેજ થઈ. પછે સરવકોઈ મજલેશનાં લોકો બાગમાં પોતે પોતાની જગો ઉપર બોઆબ કરવા ગીયા. શપેહશાલાર કેરશાસપે પોતાના એવાંનમાં જઈ શેતાબ નવીશીંદાને બોલાવી એક નાંમુ પોતાના બાપ પાદશાહ અશરત ઉપર લખાવીયુંકે "પાદશાહ જોહાકની તરફથી તથા તેનાં હોકમથી મારૂં જવું ખાવર જમીન તરફ થાયછે વાસતે કાંઈ મશલહત તુને પુછવીછે તેથી શેતાબ પવંનની મીશાલ આવી એ જગો ખાંણુ તથા પાણી પીએતો ખુબછે. તારી ખેદમતમાં મને આવવું લાજંમછે પણ શું કરૂં પાદશાહ જોહાકને મેલીને અવાતું નથી". એ રવેશ લખાવીને તેજ વખત એક શાંહાંનસી સવારને હવાલે કીધું. જેવારે તે નાંમુ પાદશાહ અશરતને પોહોચયું તેવુંજ નવીશીનદા પાસે વંચાવી તેમાંની હકાએત નવીશીનદાની જુબાંનથી શાંભલીને ઘણો ગમગીન થઈ તેજ વખત કુચ કરી છરી સવા-રી સાથે રાહ માપવા માંડી અને રાતદંન બેકરારીથી ચાલતાં એક હપ-તામાં શીશતાંન આવી પોંહોંચ્યો. પરથંમ પાદશાહ જોહાક સાથે મલી તે જગો એક મજલેશ સમારી અને સરાબબાજીનો દોર ફેરવવા લાગા. જેવારે ખાંણુ ખાધાથી ફારેગ થયા કે અશરત તથા કેરશાસપ પોતાની

જગો ઉપર જઈ હલુશે મશલત કરવા લાગા. પરથંમ અશરતે કેરશાસપને કહીયું કે એ બેટા પાદશાહ જુહાકને તે પરથંમજ કાંય નહી નાં કહ્યું જે એ કાંમ મારૂં નથી એકાએક કબુલ કેમ કીધું જે મારો જીવ અંદેશા તથા ફેકરમાં નાંખ્યો. તું નથી જાંણતો કે જે કાંઈ ભારીકાંમ હોયચ તે તુંને બાજે વખત શોંફેછે—તે તારો ડર ખાઈને હરએક વાતે તારૂં મોહોત આવે તે કરવા માંગેછે પણ ખોદાતાલા હર જગો તારો નેગેહબાંનછે તો હરેક વખત ફતેહમંદીથી તું પાછો આવેછે તેથી જુહાક તુને દેખી શખતો નથી પણ હવડાંની લડાઈ તુંને ઘણી શખત પડશે. આપણાં ઘરમાં એક મેહેમાંન આવી ખાંણું ખાતી વખત જે કાંઈ વાત કરે તેમાં તે તરણશો શખુન કેહે તેમાંનો એક શખુનબી નહી માંણીએ અગર તું હાથીની મીશાલ ઘણો જોર હોય પણ તું કરતાં કોઈ બરતર જોરનો રાખનાર શખતબી હોશે. તું જાંણકે ખાવર જમીનની રાહ ઘણી બીહાંમણી, ડરાંમણી અને ઘણી શખતછે તે તમાંમ રાહમાં દરીઆવ તથા પાહાડ આગલ પછવાડેજે તાંહાં કાંઈ પણ આબાદી નથી. તારાં પોતાના કઉઅત ઉપર તુંને નચીંત નહી રેહેવું જોઈએ જે હરજગોથી તું ફતેમંદી પાંમશે, બાજે જગો નીચાં કાંમથી આજેજ થઈ પાછું ફરવું પડેછે. એ અફ્રીકીન લોકમાં હજારો હજાર લશકર કરતાંબી જીઆદે લશકરછે તથા જે કોઈ મુનહેરાશ દેવનાં હાથમાં પડેછે તે શખસ મીનત તથા આજેજીએબી તેનાં હાથથી ખલાશી પાંમતો નથી. તે એક જબરદશત દેવ લડાઈનો કરનારછે. પરથંમતો એજે જેકોઈ તેને જોએ તેથી તે મરદનો હોશ જતો રેહે. તે નાપાક એવોતો ઉંચોછેકે ઓકાબ જાંનવર અગર આશમાંન ઉપર ઉડતું હોયતો તેને પકડીને નીચે નાખે ! પાહાડ ઉપરથી વાઘ તથા ચીતાને જીવતા પકડી લાવેછે તેમજ દરીઆવમાં ડુબકી મારીને મગરમછને બાહેર કાહાડી નાંખેછે. તરણ મરદને એકઠા કરીએ તોપણ તે દેવની બાજુની પોહલાઈને નહી પોહોચે. તેનાં કદની લંબાઈ હેંશી વાંમ કરતાંબી જીઆદેછે વાસતે હેવા દેવની લડાઈમાં તું ના જા. હવે મનેબી શઘલો બુઢાપાએ તોડી નાંખ્યોછે જે હરગેજ તેને પાછો બાંધી શકાય નહી મારા શર ઉપરથી બુઢાપાએ શીહા બાલ ઉખાડી લીધા અને તેની જગો એક શફેદ તાજ લાવી મેલ્યું યાને શફેદી આવી બુઢાપાએ મારી ઉપર એક હાથ નાંખીને મારા સર ઉપરથી જુવાંનીનું તાજ ઉઠાવી લીધુંછે તે જવાનીનાં દાહડા ઉપર બેઉ પગનાં જોરે કરી વાની મીશાલ હરજગો દોડતો હતો પણ હવડાં એવીતો સુશતી થઈછેકે શેતાબ હરજગો તકીઆ લેઈને બેસવું પડેછે ને ઉઠતી વખત બેઉ હાથ મદદગારી કરેછે તેવારે પગથી ઉઠી ઉભું રેહે-

વાયછે જવાંનીનાં વખતમાં હું તીરની મીશાલ હરજગો ફરતો હતો અને હવડાં તે તીરની જગો મરી પીર કમાનની મીશાલ વાંકી થઈ ગઇચ્છે જે કોઈ દુનીયાંમાં પેદ ગયો તેને નાનપણથી જવાંની ઉપર ઉમેદ હોય ને જુવાંની પછી બુઢાપાની ઉમેદ હોય ને બુઢાપા પછે મોહોત શીવાએ બીજી ઉમેદ કાંહાંથી હોય ? અરવેશની વાત સાંભલીને જંગી કેરશાસપ આંખમાંથી આંસુ લાવી બાહારનાં વાદલનાં મીશાલ રોવા લાગો અને ગમગીન થઈ પોતાનાં બાપને દીલાશો દઈ કેહેવા લાગો જે તું હરગેજ કશી વાતનો ગંમ ના ખાતો આ તખું સર બુઢાપામે કરી અગર નેતરની મીશાલ સકાઈ જાય તોપણ પાક યજદાંથી આપણી ઉમેદ કાપયે નહી. અકલમંદ બુઢો જે કોઈ હોય તે જે ચીજ નાચાર બનવાની હોય તેનો ગંમ હરગેજ ખાય નહી. જે ઓરત હોય તે ઘરમાં બેસી રેહે પણ જે કોઇ મરદ શમશેરનો મારનાર હોય તે બાહેર નીકલી તમાંમ મોલકોમાં ફરી નાંમદાર થઈઆવે જે શખશનાં તનને દુનીઆંમાં આજાર નહી પોંહોંચે તેને પનોતો કરી નહી કહીયે. પનોતો તેને કહીયે જે પોતાનાં તંનને રંજ તથા શખતીમાં નાંખી તે જગોથી નીકલીને બચીને બાહેર નીકલી આવે તથા શરદારી રંજ કે મેહેનત વગર હરગેજ પાંમીયે નહી, મેહેનત વગર કોઈ શખશ પથરમાંથી હીરો કાહાડી શકતું નથી. જેકોઈ દરીઆવમાંથી શીપ કાહાડવા જાય તે પરથંમ પોતાનાં જીવને મેદાંનમાં મેલે તેવારે તે શખશનાં હાથમાં બેકીમતી મોતી આવેછે. જે જગો બેસુમાર ખજાંનો તથા ગોહર હોય તે જગો ઉપર ભારી ઝેરી અજદહાની બેઠક રેહેછે. જે કોઈ દલેરી કરી પોતાનાં તંન ઉપર રંજ તથા મેહેનત ખેંચી તે અજદહાને મારે તેનાં હાથમાં તે ખજાંનો આવેછે. એ રવેશ પોતાનાં બાપને દીલાસો દઈ તેની રજા લઈને એક હફતા લગી રાહમાં લઈ જવાનો શાંમાન તઈયાર કરવા માંડયો જેવારે તમાંમ અસબાબ તઈયાર થયો કે કામથી ફારેગ થઈ પાદશાહ જુહાકની આગલ ગીયો. જુહાકની આગલ તેનું જવુંકે તે પાદશાહે કેરશાસપની ઘણીક તારીફ કરીને નવાજી બીજે રાહનો સાંમાંન પોતાની તરફથી આપ્યો તેમાં શાહાંનશી એક હજાર જે ઉપર તમાંમ લડાઈનાં હથીયાર બાંધેલાં હતાં, એક હજાર તરેહવાર દેહેરા પાદશાહીને લાએકના. બશો હીનદોશતાંની તલવાર, બશો ઠેલી અશરફીની, ચાલીશ ગોલાંમો કે જેને જોઈને જીવ ખુશ થાય હેવા ખુબસુરત, એકહજાર ઘોડા લડાએક સુનાંનાં સાજ સાથેનાં, તથા પચાશ હજાર લડાઈનાં પેહેલવાંનો, એ મીસાલનું ઈનાંમ પાદશાહ જુહાકે કેરશાસપને આપ્યું તે સરવે ખુશીથી કબુલ કરી આગલ રાહમાપી અને શીશતાંનનાં તખત ઉપર એક શખશ જે

પોતાનો સગો હતો તેને બેસાડી તમાંમ લશકરની સાથે પોતે કેરમાંનનાં તરફ બીઆબાંન જંગલમાં ચાલ્યો.

## જઈ પોંહોંચ્યો જેહાંપેહેલવાંન કેરશાસ્પ તંનજે શેહેરની નજદીક અને એશતેકબાલ આવ્યો તંનજેનો પાદશાહ તે હકીકત.

હવે એકતરફ પાદશાહ જુઆકે પોતાનાં બાબુલ શેહેરની તરફ પોતાને મોલક જવાનું મોહ ધરીયું અને બીજી તરફ જેહાંપેહેલવાંન કેરશાસપ જે શેહેરની આબાદ જગો ઉપર જતા તાંહાંનાં બુજરગ લોકો ઘણાંક હદીયા સાથે મોકાએલ લેવા આવતા. એમ કરતાં તનજે શેહેરની નજદીક જઈ પોંહોચતાં તે મોલક પોતાનાં લશકરે ઘેરી લીધો. તનજેનો પાદશાહ ઘણો શરકશ ને નાંમદાર હતો. તેની પાસે પુશકલ ખજાંનો તથા બેશુમાર લશકર હતું અને બબર શેહેરથીતે ખાવરનાં મોલક શુધી એક મહીનાંની રાહ હતી તાંહાં શુધીનો મોલક તે તંનજેનાં પાદશાહનાં તાબામાં હતો. તે પાદશાહને જેવારે જાંહાંપેહેલવાનના આવ્યાની ખબર થઈકે તેણે પાહાડ તથા જંગલ જંગી કેરશાસપ ઉપર હદીઓ મોકલી ભરી નાંખ્યું. તે પાદશાહને પંચોતેર બેટા ઘણાં બોજરગ હતા તેવોને તહરેવાર હદીઆ આપીને કેરશાસપની નજદીક એશતેકબાલ મોકલી પોતાનાં શેહેરના હરેક ઘેરનાં દરવાજા આગલ દેહેબાનાં કપડાં બંધાવી જેબદાર કીધું. પોતાનાં એવાંનમાં જંગી કેરશાસપની જગો કરી પોતે તથા પોતાનાં તમાંમ બેટા ગોલાંમ લોકોની મીશાલ કમર બાંધીને તેની નજદીક ઉભા અને જેહાંપેહેલવાંન કેરશાસપને બે હફતાલગી મેહેમાંન રાખી હરવખત તે ઉપર એક એક ખજાનાનો વધાવો કરતા હતા. તે પાદશાહની ખુબી તથા ખેદમત જોઈને જેહાંપેહેલવાંનનું દેલ તે ઉપર ઘણું મેહેરબાંન થયું તેથી નામદાર જેહાંપેહેલવાંન તે પાદશાહને કેહેવા લાગોજે એરવેશ ખેદમત તથા બુજોરગી આપવી સરવે કોઈથી થઈ આવતી નથી જે કોઈની બુનીઆદ બુજોરગ હોય તેજ બીજાની બુજોરગી પીછાંનીને તેને લાયક ખેદમત કરે. એ નેકબખત પાદશાહ તેં બે હફતા લગી મારો જીવ ઘણો ખુશ કીધો તેથી તારી નજદીક હું ઘણો શરમીંદો છું જે એનાં અવેજમાં તું સાથે શી નેકી કરૂં. વાસતે કોઈ શખસ અગર તું સાથે દુશમની રાખતો હોય અને તેથી તારૂં દીલ આજોરદે રેહેતું હોય તેની જગો મને બતાવ કે અગર તે તારો દુશમંન માહાતાબની મીશાલ આશમાંન ઉપર જઈને બેસે તોબી તે સાથે લડાઈ કરી

આશમાંન ઉપરથી તેને નીચે નાખું તથા જે કાંમ જર ખજાનાથી નહી થઈ આવે તે કાંમ તલવાર, જોર તથા હોનરે કરી નીકલી આવેછે. એટલું સાંભલી તંનજેનો પાદશાહ કેરશાસપને કેહેવા લાગો જે એ જગો દરીઆવમાં મારા મોલકથી એક હફતાની રાહ દુરછે તાંહા એક જંજીરો ઘણો ભારી તમાંમ ચીજથી ભરેલો બસો ફરસંગ પોહોલોછે તથા તેનું નાંમ લાકેતે કરી કેહેછે તે જંનજીરા ઉપર એક લાખ મરદ લડાઈનાં પેહેલવાંન રેહેછે તેઓ તમાંમ ખુબશુરત પણ બુતપરસતીનાં કરનારછે તથા ગેટાનાં ચાંમડાં શીવાએ કોઈ બીજો તેઓનો પોશાગ થતો નથી અને પોતાની જુબાંબી બીજી તરહેથી બોલેછે તથા લડાઈને વખત તેઓ બખતર તથા ટોપ રાખેછે તથા હથીઆરની જગો માછીનાં દાંત તથા હાડ ઘણાં ભારી રાખેછે તે લોકોનો ગોરજ ઉપર ગોશપંદનાં માથાં ને માછીનાં કાંટા બાંધેલાછે, પોતાનું તંન ને સર ઘાણું ઓશતવાર રાખેછે તથા ગોફણનાં પથરે એકસો કદમ દુરથી પાહડને તોડી નાંખેછે તે લોકોમાં કોઈ કદાચ શખસ નામરદ કે કમજોર હોય પણ તમાંમ બીજા મશાત વાઘને બીઆબાંનમાંથી નહશાડે એવા જોરેમંદછે તે લોકોની દેહશતે મારેથી નથી દરીઆવની તરફ જવાતુ કે નથી તે લોકોના તરફ જવાતું તે લોકોનાં વાસતે સરવે તરહેથી હું આજેજ છું તેથી લડાઈનો ચારો કાંઈ દેખાતો નથી વલી તે જગો કાંઈ લોહડાંનું હથીઆર લઈ જવાતું નથી એટલા વાસતે જે તાંહાંનો પાહડ તમાંમ ચકમકના પથરનોછે અગર તે જગો લશકર હથીઆર સાથે જાય તો તેનાં હથીઆર તથા બખતર સરવે તે પાહાડ ખેંચી લેછે તેથી તે લોકો આસાંનીથી તમાંમ લશકરને મારેછે એવો સીતમ અમો ઉપર ગુજરે છે અને તે જગો જવાની રાહ તમાંમ મુશકેલી સાથેનીછે તેમજ તે પાહડ ઉપર તરેહેવાર હથીઆર નીચાં લટકે છે. આગલ અમો તથા બીજા પાદશાહો લશકર લઈને તે જગો ગીયા હતા પણ તમાંમ હથીઆર પંખી મીશાલ ઉડીને તે ચકમકનાં પાહડ સાથે વલગી ગયાં! અને અમો સરગરદાંન થઈ પાછા આવ્યા.

---

## રવાના થયો જેહાંપેહેલવાંન કેરશાસપ લાકેતેનાં જંજીરાની તરફ તે હકીકત.

ઉપલી હકીકત સાંભલી એક મરદ ઇરાંની લશકરમાં ઘણો દાંનાવ હતો તેણે જેહાંપેહેલવાંન કેરશાસપને કહયું કે એ પાહડ ચકમકનોછે તેથી લોહડાંની બનાવત નાંમે ઉઠાવી લેછે એથી બીજા તમાંમ આદમીઓને બલા પોંહોચેછે પણ તેનો એલાજ હું જાંણું છું તે એકે ચકમકના પથર

સાથે દુધ લગાડયે તો હરગેજ લોહડાંને ખેચી લે નહી અથવા તો જે લોહડાંને દુધે કરી તર કરીયેતો ચકમકનો પથર તેને ઘણોખી ખેંચે પણ તે દુધ લગાડેલું લોહડું તેની તરફ જઈ શકેજ નહી. અગર તે લોહડાંને પાણીએ કરી ધોય તો પછી તે ચકમકનાં પંથરની તરફ ખેંચાઈ જાય, બાકી દુધમાં ભીંજવેલું લોહોડું હરગેજ ચકમકથી ખેંચી લેવાએ નહી વાસતે અએ નામદાર પેહેલવાંન તે જગો લેઇ જવાનાં જે કાંઈ લોહડાંનાં હથીયાર જેવાં કે તલવાર, તોપ, બખતર વીગેરે જે કાંઈ તુરત તાંહાં કાંમમાં આવે તેને વાંહાંણમાં દુધે કરી તર કરી મેલવાં જોઈએ. ખોદાનાં હોકમથી એ હીકમતે ચકમકના પથરનુ તે સાથે કાંઈ ચાલવાનું નથી. એ હુનર જેહાંપેહેલવાંને પેલા દરિંનીની જુબાંનથી સાંભલ્યો તેથી કરી ઘણો ખુશી થઈ પોતાની ખાતર નીશાંથી તે જગો લેઈ જવાનાં જે કાંઈ હથીયાર લોહડાંનાં હતાં તેને વહાણમાં દુધે કરી ભીજવી મુકી બીજા ઘણાંક દુધારી જાનવરો વહાણુપર સાથે લીધા. બાર હજાર લડાઈનાં શેર મરદોના શીતેર વાંહાંણ ભરયા અને બાકી પોતાનું તમાંમ લશકર તે જગો રાખી તે લશકરનો શરદાર પોતાનો પીનરાઈ નાંહે હતો તેને ઉપરી રાખી કહયું જે હમો આવીયે તાંહાંસુધી લશકરને એ જગો સંભાલથી રાખજે અને હરએક વાતે ખબર લેતા રેહેજે કે કોઈ એકાએક અરસપરશ એક બીજા ઉપર જુલમ તથા બેદાદી નહી કરે. એટલું કહી પોતાને જે કાંઈ બીજો સરનજામ લેવો હતો તે લઈ તે જગોથી વહાંણ ઉપર સવાર થઈ આગલ ચાલ્યો.

## લડાઇ કીધી જેહાંપેહેલવાન કેરશાસ્પે કતરી પાદશાહ સાથે તે વીગરે બીજો અહેવાલ.

તે જંજીરાની નજદીક જેહાંપેહેલવાંનની લડાયક કીસતીઓ જઈ પુગી અને તાંહાં એક બાહારી જંગલ દીઠું તાંહાં લશકરને કીશતી ઉપરથી ઉતારી તે જગો મકાંન કીધો. તે જગોનાં પાદશાહનું નામ કતરી કરીને હતું તે ઘણો દેલાવર હતો. જેવારે તેને ગોસ્સો આવતો તેવારે શીંહ તેની નજદીક મછર કરતાંબી કમ હતો તે કતરીએ જેવારે કેરશાસપનાં આવ્યાની ખબર શાંભલી તેવારે હોકમ કીધોકે આપણું લશકર બાહેર નીકલી જંગલમાં દેહેરા મારે. તે હોકમ શાંભલીને લશકર હુશયાર થઈ લડાઈનાં મેદાંનમાં આવી ઉભું ને તરંણ ફરશહંગ લગી શફ ખેંચી. પાદશાહ કતરી ગોસ્સા ભરેલા મોહ સાથે આવી ઉભો. તેનાં તમાંમ લશકરનાં તનમાં શેરનાં ચરંમનાં બખતર હતાં અને સરવ કોઈએ હાથમાં

ગોફણ પકડેલી હતી અને તેમાં ભારી પથરો ચહડાવેલા હતા તે ગોફણનાં પથરે કરી પેહેલવાંનોની ઢાલ કે ટોપ સરવે રેજે રેજ થઈ જતી.

એ તરફ જેવારે જેહાંપેહેલવાંન કેરશાસપે હેવો મામલો દીઠો તેવારે પોતાંનાં લશકરને ફરમાવ્યું જે લડાઈનું નગારૂ વજાડે. તે હોકમ મુજબ નગારચીઓએ નગારાંનો અવાજ કીધો તેથી જામુલી દલેરોબી કીનાની કમર બાંધી હરતરફ દોડવા લાગા. હવે પેલી તરફથી કતરીના લશકરમોથી ગોફણનાં પથરો વરશાવવા લાગા જે તુરત આ તરફથી ઈરાંની લશકરમોથી તીરનો વરશાદ વરશવા લાગો તેણે કરીને તમાંમ જેહાંન વાદલ મીશાલ શીહા થઈ ગઈ. ગોફણનાં પથરો સાથે તીરનાં પેકાંનો લાગતા તેથી એટલો તો આતશ રોશન થતો કે ગોયા તમાંમ જગામો આગ લાગેલી હોય એવો દેખાવ થઈ પડયા તથા પથર એવાતો જોરથી આવી પડતાકે તેનાં ઢપકારાએ કરી તમાંમ જંગલ મોટા જોશ ભરેલું થયું હતું અને ઈરાંની લોકોનાં ખદંગી તીર જોરથી એવાતો જતાકે આદમીનાં શીનાં ફાડીને બાહર નીકલી જઇને પાહડનાં ઉપર લાગતાં તેથી તે જંગાનાં પાહડ ગોયા ચાંરણીની મીસાલ શુરાખદાર થતા હતા. એ રવેશની શખત લડાઈ ઉભી થઈ જેમકે શરાબે કરી આદમીજાદમાંથી હરેક શખશ મસ્ત થાય તે મીશાલ દલેરોનાં લોહીએ કરી જમીન મસ્ત થઈ હતી તથા તલવારોની તાબેશે કરી પાહાડનાં દીલ ધુજતાં હતાં. એવી જબરી લડાઈમાં પેહેલવાંન લોકોએ નેજાઓની નોક ઉઠાવીને ઘોડાઓની લગાંમ ઘોડાઓને હવાલે કીધી હતી તથા લશકરની કલબગાહમાં જેહાંપેહેલવાંન કેરશાસપ બેઉ હાથમાં ગોરજ પકડીને શેરની મીશાલ પાઉ પેઆદો કુદતો જઇને આદમીઓનાં સરને કુટી નાંખતો હરેક હોમલે એક જગોથી તીશ કદમ કુંદતો અને હરેક જખમે કરી દશ દશ પેહેલવાંનને જમીન ઉપર નાંખતો. બાજે વખત એવો આવાજ મારતો કે તેનાં આવાજે કરી ઘણાંક આદમી જીવથી મરતાં હતાં. જેવારે કતરી પાદશાહે જેહાંપેહેલવાંનનું જોર તથા લડાઈ ઘણી શખત દીઠી અને પોતાનાં લશકરનાં આદમીઓને ખોવારીથી ખાકમાં પડતાં દીઠાં તેવારે પોતાનાં દીલ સાથે કેહેવાલાગોકે આજ લગી મેં એ મીશાલની લડાઈ કોઈ આદમીની દીઠી નથી તેમજ હેવા પેહેલવાંનનાં ભારી ગોરજનાં જખંમની તાબેશ અલબરોજ પાહાડથીબી રાખી શકાએ નહી તો કોણની તાકાતકે એની લડાઈમાં જવાની હીમત કરે. જે કોઇ અલબરોજ પાહડની સાથે મરદાંનગીથી લડાઈ કરી શકે તે મરદબી એ પેહેલવાંનનાં હાથથી શેકશત પાંમે. એવી લડાઈ તથા દલેરી એ પેહેલવાંનમાંછે વાસતે હવેતો એની

લડાઇમાં મને જવું જોઈયે. મારી ખાતર નીશાંછેકે હવે એ પેહેલવાંન કેર-શાસપ ઘણી લડાઈ કીધાથી ને બેસુમાર કુદયાથી શોશત થઈ ગીયોછે તેથી હું એનો જીવ લઇ એને નાબુદ કરશ એટલું કહી એક મોટો પોકાર મગરમછની મીશાલ મારી હાથમો એક માહીનો કાંટો બુલંદ જાહાડની મીશાલનો પકડીને એક પાહાડની મીશાલ મેદાંનમાં દોડતો આવી જેહાંપે હેલવાંનનાં સર ઉપર માર્યો પણ જેહાંપેહેલવાંન હોનર ભરેલો હતો તેથી તેનો જખંમ પોતાનાં ગોરજ ઉપર સંભાલી લીધો પછે જેહાંપેહેલવાંને મસ્ત શેરની મીશાલ કુદીને એક ગોરજ એવોતો તેનાં સર ઉપર માર્યો કે તેજ વખત તેને ખાક બરોબર કરી નાંખ્યો. જેવારે કતરીનાં લશકરે પોતાનાં પાદશાહને મારેલો દીઠો તેવારે સરવે કોઈ હથીયાર નાંખીને પહાડની તરફ નાહશવા લાગા કે ઈરાંની લશકર તેઓને નાહસતા જોઈ તેવોનો દુમબાંલો પકડી પછવાડે શેહેર લગી જાઈ પોંહોંચ્યુ અને તે લોકોમાંથા બે હીસ્સા લશકર માર્યું. પછે સરવે કોઈ તે શેહેર લુટવા પડયા અને શેહેરની ગલી ગુચીઓમાં લુટવા લાગા તેથી તમાંમ લશકર તવંગર થઈ ગીયું. તે જગો એટલુંતો જવાહેરકાંમ હતું કે ઈરાંની તથા જાબુલી લશકરને સુંનું તથા રૂપું લીધાની હાજેત નહી રેહી. અને તે જગોનાં શઘલાં ઘર માહીનાં દાંત તથા હાથીદાંત તથા અગરનાં લાકડાએ કરી બાંધેલાં હતાં. એવું તે મોતેબર શેહેર હતું. બાજે લોકોને માર્યા તથા બાકીનાને કેદ પ-કડયા. કતરી પાદશાહનાં કબીલામાંથી તરણશે ઓરતો કે જેમાં તે પાદ-શાહાની બે બેટી તથા તેની ઓરતો એ સરવેને જીવતાં કેદ પકડીને જેહાં-પેહેલવાંન કેરશાસપની નજદીક લઈ ગીયા તેવોને જેહાંપેહેલવાંને આબરૂથી રાખ્યાં. પછે તે કતરીનાં એવાંનની પછવાડે એક ઘર અમબર તથા કશ-તુરીએ ભરેલું હતું તે તમાંમ કાહડીને કીશતીઓમાં ભર્યું અને તેવગેરે બીજી ઘણીક નાદેર ચીજો પોતાને પસંદ આવી તે લીધી અને તેની દશ કીશતી ભરીને તે કીશતી ઉપર બશો પેહેલવાંનને ચોકી મેલી પોતાનાં પીતરાઈ ભાઇની તરફ તે કીશતી રવાંને કીધી. તે લડાઈથી ફારેગ થઈ આગલ જવાને શાંમાંન તઈયાર કીધો અને તે જગોથી ખુશી સાથે હર તરફનાં જંજીરાઓનો અજાએબ જેવો તમોશો જોતા આગલ ચાલયા. એમ કરતાં એક જંજીરામાં જઈ પોંહોંચયા તાંહાં શીશોડ જાનવરો શી-વાએ બીજાં કાંઇ જાનવરોની અસર દીઠી નહી તે શીશોડ જાનવરો ઘણાં મશત હતાં અને તેનાં તંન ઉપર તીરની મીશાલનાં શખત કાંટા હતા તેમાંનું એક એક જાનવર હાથીનાં કરતાંબી મોટું હતું. જેવારે તે જાન-વરો ગોસ્સામાં આવીને પોતાના તનને કમાનની મીશાલે વાંકુ કરતાં

તેવારે તેનાં તન ઉપરના તમાંમ કાંટા તીરની મીશાલ છુટીને દુર જઇ પડતા તારે તે બખતર તથા ઢાલને વીંધીને બાહેર નીકલી જતાં. તે જાનવરોમાંથી જાબુલી પેહેલવાંન લોકોએ ઘણાંક જાનવર મારી તેનાં કાંટાનાં તીર બનાવયા તે જગો જેહાંપેહેલવાંન કેરશાસપ લશકર સાથે તરણ હફતા લગી રહયો. એટલા વાસતેકે પેલી દશ કીશતી ભરી મોકલી હતી તેને ખાલી થઇને આવયાની રાહ જોતો હતો. જેહાં-પેહેલવાંને લાકેતે શેહેરથી પેલી દશ કીશતી શાંમાંને ભરીને તનજે શેહે-રમાં પોતાંનાં પીતરાઈ ભાઈની તરફ બસો સવારો સાથે રવાંનાં કીધી હતી તે કીશતી દરીઆવમાં નવ દાહાડા સુધી આગલ ચાલયા અને દશમે દાહાડે તે કીશતીયોને તોફાંન લાગું તેથી દશ દાહાડા ને દશ રાતશુધી તોફાંનને જોરે બીજી તરફ નીકલી ગઈ અને અગીઆરમે દાહાડે તે કીશતીઓ કાકેરેહેનાં જંજીરાંમાં જઈ પોંહોંચી. તે જંજીરા ઉપર બે-શુમાર લશકર હતું તે જગોનાં પાદશાહાનું નાંમ કકીશોમાર હતું. જેવારે તે જંજીરા ઉપરનાં લોકોએ પેલી કીશતીઓ ખજાનાએ ભરેલી દીઠી તેથી દોડતાં આવીને તે કીશતીમાંનો તમાંમ શાંમન લુટી લીધો તેથી તે કીશત ઉપર જે બશો પેહેલવાંનો હતા તેવોએ લડાઈ ઘણી શખત કીધી પણ તેવોનાં બખતે મદદ નહી કીધી તેથી એકસોને શાત પેહેલવાંનો તે લોકોનાં હાથમાં કેદ પકડાયા અને થોડાક માર્યા ગીયા અને થોડાકે દરી-આવમો નખાવીયું તેથી ડુબી ગીયા. તેમાં એક કીશતી ઉપર થોડાક લોકો નાતવાંન તથા આજારી હતા તે લોકોએ મીનત તથા આજેજી કીધી તેવારે તે લોકોને કહયું જે તમારેથી જાહાં જવાય તાંહાં નીકલી જાઓ. તેથી તે કીશતી ઉપરનાં લોકોએ જેહાંપેહેલવાંનની તરફ મોહ કરી પવ-નની મીશાલે કીશતી હાંકીને એક હફતામાં જેહાંપેહેલવાંનની નજદીક જઈ પોંહોંચી તમાંમ હકીકત કેરશાસપની નજદીક બયાન કરી કહી. તે સાંભલતાં વાર જેહાંપેહેલવાંન કેરશાસપ ગોસ્સામાં આવીને તેજ વખત લશકર સાથે કીશતી ઉપર સવાર થઈને કાકેરેહનાં જંજીરાની તરફ રાહ માપવા લાગો. એમ કરતાં રાહમાં એક જંજીરો ઘણો શખત તથા અજાએબ દીઠો તેની આસપાસ તરણ મનજલ લગી બીઆબાંન જંગલ હતું જે બીઆબાંનમાં બેશુમાર લોંકડી હતી તે તન ઉપરનાં તમાંમ બાલ જરદ, તન શીહા તથા પુછડાં લાલ તથા કાંન શફેદ હતા. એ રવે-શની તે લોંકડીઓ હતી. તે પાહડની નજદીકથી પાંચ ફરશંગને આસરે એક બીજો પાહાડ ગલીની મીશાલ શીહા રંગનો હતો પણ તે પાહાડ ઉપર કોઈ નોજવાંન મરદ જોરે કરી તથા કોઈ બુઢો મરદ ચારાએ કરી-

નેબી ચહડી શખતો નહી હતો. તે પાહડ ઉપરથી ઘણુક અમબર નીચે પડેલું હતું તે અમબરનો ખોરાક પેલી તમાંમ લોંકડીઓનો હતો તે લોંકડીઓમાંથી ઘણીક લોકડી તે લશકરનાં લોકોએ મારી અને તેનાં ચાંમડાંનાં શાયા બનાવી બખતરની નીચે પેહેરવાંના કીધા. તે ચામડાંનો શાયો જેકોઈ પેહેરીને રાતે શુતા તેઓનાં મગજ અમબરની ખુશબોએ કરી તર થતાં હતાં. પછે તે પાહાડ ઉપર જઈને જોય શુંકે બેશુમાર શુંનું તથા રૂપું પડેલું હતું તેમાંથી જેટલું લેવાયું તેટલું શુનું લીધું અને તે જગોથી આગલ ચાલતાં રાહમાં એક બીજા પાહડ ઉપર જઈ પોંહોંચયા. તે પાહડ ઉપર ઘાંશ કે કાંઈ જાનવરની જાત હતી નહી જુની રેતી શીવાએ કાંઈ બીજું હતું નહી. તે જગોની જમીન ખારી હતી અને તેમાં ગરમીની જગોની પેદાયશ ઘણી હતી તેથી હરદમ આતશનાં શોલા નીકલતા હતા જે માંહાતાબ લગી જતા. તે પાહડ ઉપર જે કોઈ જતો તે રેતીમાં ગરક થઈ ગરમીથી કવાબની મીશાલ ભુજાઈ જતો. તેના કીનારા ઉપર માહીના હાડકાં ઘણાં મશત ચેનારના જાહડની મીશાલ લાંબાં પડેલાં હતાં વલી હરતરફ માહીનાં મોહોડાંબી ઘણાં પડેલાં હતાં. તે જગોથી આગલ ચાલતાં રાહમાં એક જંજીરો દીઠો તે જંજીરા ઉપર એક મરદ પોતાનાં હાથમાં કાંમલ પકડેલીને ઉંચો નીચો દોડતો જતો અને કાંમલનું પોત કરીને તેજગોથી સરવ કોઈને દુર રાખતો હતો એ રવેશ તે મરદનો અજાયબી જેવો તમાશો જોયો.

---

## લડાઈ કીધી જેહાંપેહેલવાંન કેરશાસ્પે મુનહેરાશ દેવસાથે અને કેદ પકડાયો મુનહેરાશ દેવ જંગી કેરશાસ્પનાં હાથ ઉપર તે વીગરે બીજો અહેવાલ.

જેવારે પેલા મરદની નજદીક જંગી કેરશાસપ જઈ પોંહોંચ્યો તેવારે જેહાંપેહેલવાંન તેને પુછવા લાગોકે એ મરદ તું કોણછે અને એ જગો દીદબાંની શા વાસતે કરછે? તેવારે પેલા મરદે જવાબ દીધો જે હમો લોકોનું બખત બરગશતે થયું તેથી હમારી એક કીશતી તુફાંની ને હમો એ જગો આવી લાગા તેજ વખત એક દેવ ઘણો અજાયબ એ પાહાડ ઉપરથી આવીને હમારી કીશતી પકડી તે કીશતીમાં હમો બશો આદમી હતાં તેવોને તેજ વખત ચાવીને ખાઈ ગીયો પણ તેમાંથી ફકત હું ફુરશદ પાંમ્યો અને પાહડનાં કોહોમાં ભરાઈ ગીયો તેથી બચી ગીયોછું. એ શખુન શાંભલીને જેહાંપેહેલવાંને તે મરદને પોતાની કીશતીમાં લીધો અને પોતે તે દેવની સાથે લડવાને વાસતે બખતર પેહેરીયું તેવારે કેરશાસપનાં લશ-

કરનાં સરવે કોઈ બુઢા તથા જુવાંન જંગી કેરશાસપની નજદીક પોકાર કરી કેહેવા લાગા કે એ જેહાંપેહેલવાંન તું તો જાંણતો નથી પણ એતો મુનહેરાશ દેવછે વાસતે તું એ ઉપર કમર શું બાંધેછે? દેવતો ઘણો જબર-દસ્તછે અને આદમી જાતનેતો નજરે દેખતાંવાર પકડી ખાઈ જાએછે અને એક જોરે કરી ભારી પાહડને ખાકમાં સુરમાંની મીશાલ કરી નાંખેછે. અગર જેહાંપેહેલવાંન તારૂં તમાંમ લશકર એકઠું થાય તોબી એ દેવ આજેજ નહી થાય પણ તે તમાંમ લશકરને બરંહમ મારે. જેવારે એ દેવ જોરથી પોકાર કરેછે તેવારે શીંહનાં પેટમાંથી હમેલ નીકલી પડેછે અને એ દેવ પોતાનાં દાંત કચકચાવેછે તેવારે તેમાંથી વીજલીની મીશાલનો ચમકાટ નીકલેછે. તે એટલોતો ઉંચોછે કે તેનું સર આસમાંનસે લાગેછે તથા આસમાંન ઉપરથી ઓકાબ જાંનવરને પકડી લેછે અને દરીઆ-વમાંથી ચુગાલ મારીને મગરમછને ખેંચી કાહાડેછે. એ દેવનાં તાબામાં એક શેહેર ઘણું ભારીછે તે શેહેરમાં ઘણાંક તરેહવાર આદમીઓછે અને તે શેહેરની શરદારી એ દેવ કરેછે. તે પોતાની જગો એક શીહા ગારમાં કરી બેંઠાછે અને જેવારે ખબર સાંભલેછેકે દુરથી તેનાં શેહેરની તરફ કાૅ-શતી આવેછે કે તેને સેતાબ પકડીને તેનાં જે કાંઈ હોય તે લુટી લેછે અને તેમાંનાં આદમીઓને તેજરખત કાચાનાં કાચાં કરડી ખાએછે અને મશત શેરનેતો ગોશપંદની મીશાલ આસાંનીથી પકડી લેછે તથા અજદાથી કશી વાતે ડરતો નથી. અને દરીઆવનાં મગરમછનો તેનો ખોરાકછે. એ રવેશનો તે દેવછે વાસતે એ જેહાંપેહેલવાંન તું પોતાનાં જીવ ઉપર નાહેક શેતંમ મો કર. આદમીનાં તનમાંથી જીવ ગયા પછે પાછો આવતો નથી અને આજ લગી કોઈ શખસ એ મરતબે માએને પેટે પેદા થયો નથી. એ તમાંમ હકીકત શાંભલીને જેહાંપેહેલવાન કેરશાસપ કેહેવા લાગો કે તમોને ખબર નથી કે મારી સાથે પાદશાહ જોઆકને ગોફતેગો થઈ તેવારે અવલ એ મુનહેરાશ દેવની વાત થઈછે વાસતે એ દલેર પેહેલવાંનો તમો એક નાપાક દેવથી એટલા શું ડર ખાઓછો તમો જોવોકે એ નાપાક જીહાંગાર દેવને પાક યજદાંની મદદથી એકજ ગોરજનાં જખમે કરી મારૂંહું આદ-મીજાદ જેકોઈ કે નાંમદાર પેહેલવાંન હોય તેને લડાઈને વખત જીવની દેહેશત નથી તો તમો પોતાનાં દેલમાં અંદેશો કરોકે જેવો મારો જીવછે તેવોજ તેનોબી જીવછે. આપણમાં શેરપણું હોયતો શેરનો શેકાર કરી શકીએ તથા જોરાવર લોકોની ચુગાલમાં જેકોઈ લડાએક શવાર હોય તેજ જાય વાસતે તમો કશીવાતે અંદેશો મો કરો. એ કાંમ હકતાલાની મદદથી આશાંનીએ કરી શરમજાંન પોંહોંચશે. એવા જેહાંપેહેલવાંન

કેરશાસપનાં શખુન શાંભલીને સરવ કોઈએ ઘણીક મીનતજારી કીધી પણ જેહાંપેહેલવાંન કેરશાસપે કોઈનું શાંભલીયું નહી અને હથીઆર બાંધીને પાંઉ પેયાદો એખલો તે પાહડની તરફ જઈ તેની આસપાસ ઘણો ફર્યો. શોધ કરતાં એક ઉંડો ગાર નજર પડયો. તે ગાર નહી હતો પણ ગોયા શીહા દોજખ હતું તેમાં જોએ શું કે તે નાપાક હેરેમંન એક શીહા પાહાડની મીશાલ બેઠેલો હતો ગોયા તે દેવ નહી હતો પણ એક ડરાંમણી બલા હતી અગર કોઈ તેની સુરત જોય તો દેહેશતે કરી તુરતજ તેનો જાંન નીકલી જાય. તે નાપાકનું મોહ ભુનની મીસાલનું ને ચુગાલ શેરની મીસાલની હતી. તેનાં તન ઉપર રીછ જાંનવરની મીશાલનાં બાલ હતા. તેની બેઉ બાજુ હાથીની મીશાલની હતી, તેનુ મોહો જરદ ને તંન શીહા હતું, પેશાંની લાલ ને આંખનાં ભુવાં શફેદ હતાં અને બેઉ કાંન હાથીની મીશાલના હતા. તે નાંપાકનાં પોકારથી પાહડબી નેતરનાં જાહડની મીશાલે ધ્રુજતો હતો. તેનું કદ એકશો વાંમ કરતાંબી ઉંચું ને વીશ વાંમ કરતાં પોલાઈમાં જીઆદા હતું. તેને જોઈને જેહાંપેહેલવાંન કેરશાસપનું દેલ જોસ્સામો આવીયું તેથી પાક યજદાની નજદીક આજેજી કરીને જોર માંગી જોસ્સામાં આવીને એક તીર ખંદગી કમાંન ઉપર ચહડાવી યજદાંનનું નાંમ લેઈ તે દેવ ઉપર હેવોતો જોરથી માર્યો કે તેની આંખમાં થઈને આરપાર નીકલી ગીયો. તે તીરનું લાગવુંકે તે દેવે એક પોકાર એવોતો કીધો કે તેથી કરીને ગોયા જમાંનો ધ્રુજવા લાગો ને તે પાહડ તથા ગાર બહરંમ મલી ગીયો ! તે દેવે ચાહીયુંકે જોશથી ગારનાં સર ઉપર આવે પણ તે ગારનાં સર ઉપર જેહાંપેહેલવાંન હુશીઆરીથી ઉભેલો હતો તેણે એક જખંમ તલવારનો એવોતો શાફ માર્યોકે તે નાપાકનો એક હાથ તંનથી જુદો કરી નાંખ્યો તેનાં દરદથી તે દેવ ગારમાં હરતરફ દોડવા લાગો અને જોરથી કુદીને ઉપર આવવા ચાહાતો હતો તેજ વખત પેહેલવાંન કેરશાસપ એવોતો ગોરજ તેનાં સર ઉપર મારતો કે તેથી તે દેવ પાછો ગારમાં પડતો ને તેનાં સરમાંથી બેસુમાર લોહીનાં ફુવારા જારી થયાથી તે દેવ હેવો પોકારતો હતો કે પાહાડ તથા જંગલ શોહોર ભરેલું થયું. પછે તે દેવ પોતાની ચુઆલે કરીને તે ગારમાંથી ખાક ઉખાડવા લાગો અને ભુખરાએલો શેર મશતી કરે તે મીશાલ મશતી કરવા લાગો અને જેહાંપેહેલવાંનની ઉપર પથર ફેંકી એવોતો ગોશાથી દાંતીઆં કચકચાવતો હતોકે તેનાં દાંતમાંથી આતશનાં શોલા નીકલતા. તે જે પથર મારતો તે પથર આવીને જમીન ઉપર પડતો તેથી જમીનમાં એવાતો ખાડા પરતા હતાકે તેથી જમીનબી આજેજ આવી હતી પણ દેલાવર કેરશાસપ હરતરફ ફરતો જઈ તેનાં પથરનો જખંમ

બચાવતો હતો અને જોરથી તેનાં સર ઉપર કોઈવાર ગોરજ મારતો—તો કોઈવાર ખદંગી તીર મારતો કે તે દેવનાં મોહમાંથી ગમનો શોર ઉઠતો હતો અને જેહાંપેહેલવાંન કેરશાસપનાં મોહમાંથી જોરનો પોકાર ઉઠતો હતો તે દેવનું તંન લોહીમાં ગરક હતું તેમ જેહાંપેહેલવાંનનું તંન પશીનામાં ગરક હતું. કોઈવાર તે દેવના પથર બચાવાને સારૂ જમીન ઉપર બેસી જનો અને-કોઈવાર ઉઠીને દેવનાં શર ઉપર પથર મારતો એ રવેશ તે ગારમાંથી તે દેવને નીકલવાનો રશતો બંધ કીધો હતો. પછે ગોસ્સામાં આવીને એક ગોરજ એવોતો જોરથી તે દેવનાં સરમાં મારીયોકે તેનું મગજ સરમાંથી બાહાર નીકલે તેમ તેનું સર ફારીયું! તે દેવ બેહોશ થયો તેથી ગોયા એકપાહાડની મીશાલ બેખબર થઈ પડયો તેજ વખતે જેહાંપેહેલવાંને તે ગારમાં ઉતરીને તે દેવને હેકમત કરીને મજબુત બાંધી ગોરજે કરીને તેનાં મોહમાંથી તમાંમ દાંત પાડી પોતે ગારમાંથી પાછો આવી પોતાનાં લશકરમાંથી એક હજાર પેહેલવાંનને મોકલીને તે દેવને ગારમાંથી બાહેર કહડાવીને પોતાની કીશતીમાં નખાવયો તેનાં ભારે કરીને કીશતી જાંણે ગરક થવા ચાહતી હતી. તેનું તંન તથા બદસુરતી જોઈને તમાંમ લશકર હેરાંન રહયું. પછે જેહાંપેહેલવાંન કેરશાસપે ફરમાવીયુંકે એ દેવનાં એક હાથ તથા પાંઉમાં લોહોડાંની સાંકલો નાંખીને ભારી બંધથી બાંધે, તે હોકમ મુજબ તુરત તે દેવને બાંધી લીધો. જેવારે તે દેવ પાછો હોશમાં આવ્યો તેવારે દરીઆવની મીશાલ જોશમાં આવીને દમબદમ એવોતો ડરાંમણો પોકાર કરતોકે તેથી ગોયા હેરેમનબી ડરતો હતો

---

## રવાના થયો જેહાંપેહેલવાંન કેરશાસ્પ કાકેરેહેની તરફ લડાઈ કરવા અને ફતેહ પાંમયો કેરશાસ્પ તેની હકીકત.

તે જગોથી પોતાનાં લશકર સાથે એક હફતે કાકેરેહેની તરફ જઈ પોંહોંચ્યાએ. ખબર તે જંજીરાનાં શરદારને થઈ તેથી તેણે તેજ વખત બેસુમાર લશકર તઈઆર કરીને સાથે પોતે બાહેર નીકલી જોએ શું કે શીતેર ઓટી કીશતી દરીઆવમાંથી આવેછે અને તે કીશતીનાં સર જાંણે માહતાબ સાથે જઈ લાગ્યાં હોય એવું દીસતું હતું તે દેખાવ જોઈ કાકેરેહેનાં લશકરે લડાઈનો સામાંન તઈઆર કીધો, શેહેરમાંની શઘલી રઈયતબી તઈઆર થઈ લડાઈનાં સાંમાંન સાથે શેહેરમાંથી બાહેર નીકલ્યા. તે બેસુમાર લશકર જોઈ જેહાંપેહેલવાંન કેરશાસપેબી પોતાનાં લશકરને કીનારા ઉપર ઉતાર્યું..

બંને તરફથી લડાઈનાં નકારાં તથા કરનાએનાં આવાજ નીકલ્યા અને બંને તરફનું લશકર તઈઆર થયું. તે લશકરનાં ઘોડાઓની નાલે કરીને તમાંમ જમીન ગીરદ ભરેલી થઈને આસમાંન ગદલો થઈ ગયો. હથીયારોનો ખનખનાત અને તલવારનાં ચકચકાતે કરી દરીઆવમાં બીજી શફેદીની મોજ થઈ હતી. ખુનખાન જંગ શરૂ થઈ બેસુમાર લોહી જમીન ઉપર પડી તમાંમ જંગલ લાલાનાં ફુલનાં ચમનની મીશાલ શોરખ રંગનું નજર આવવા લાગું. પુશકલ માર—કાપથી ઈરાની લશકર આજેજ આવયું અને નાહશવાની તઈયારી કીધી પણ આખેર એક લડાઈ એવા મસ જોરથી કીધીકે જેથી જેમ જમીન ઉપર પાંણી ચાલે તે મીસાલ જમીન ઉપર લોહી ચાલ્યું અને જાહડપરથી પાંન ખરે તે મીશાલ આદમીઓની લોઠો પડવા લાગી જેના પોકારે કરી જમાંનોબી શોર ભરેલો થયો. એ મીશાલની શખત લડાઈ જોઈને કાકેરેહેનો પાદશાહ ઈરાંની લશકરની કલબગાહ ઉપર દોડતો આવી પોહોચી જેહાંપેહેલવાંન કેરશાસપની નજદીક જઈ પોતાના હાથમાં માહીનો કાંટો કરવતની મીસાલ શખત દાંતાદાર હતો તે કાંટો જંગી કેરશાસપ ઉપર માર્યો તેજ વખત જેહાંપેહેલવાંન કેરશાસપે પોતાનાં સર ઉપર ઢાલ પકડી કે ઢાલનાં બે તુકડા થઈ ગીયા પણ જેહાંપેહેલવાંને પોતાનું સર ચોરાવી લીધું તેથી તે નાંમદારને કસ્સો પણ એલજામ નહી પોંહોંચ્યો. પછે તે પાદશાહ જેમકે પાંજરાંમાંથી એક મુરગ છુટી નાહશી જાય તે મીશાલ બાહેર નીકલીને પાહડની તરફ નાહશી ને ગુમ થયો. તે જોઈને તેનું તમાંમ લશકર નાસવા માડયું તેની પછવાડે ઈરાંની લશકરે દુબાલો પકડી ઘણાંકને જીવથી માર્યા પછે શેહેરમાં દાખલ થઈને તે શેહેર લુટવા લાગા તાંહાંથી એટલીતો મતા લુટીકે તેની કીમત કોઈથી થઈ શકે નહી. તેમાં પાદશાહી મોતી, ગોહેર, સુંનું, કશતુરી, કપુર, અગર અને એ વગરે ઘણીક નાદેર ચીજો મલી. પછે પાદશાહનાં એવાંનની તરફ ગીયા અને પાદશાહની દરગાહમાંથી બેસુમાર મતા બાહેર કાહાડી તેમાં બખતર, આરાએશત ઘોડા અને એ વીગરે બીજી ઘણીક નાદેર ચીજો કાહાડી. એમકરતાં તેવોએ એક ઘર પાદશાહી લાએકનું દીઠું તેની દીવાલ સુંનાંની તથા તે ઉપર બેકીમત ગોહરનો જડાવ જડેલો, તેની જમીન ચીની નકશીદાર તથા બાજે દીવાલો ખાલેશ રૂપાંની મીસાલ શફેદ કપુરની કીધેલી હતી. તે ઘરમાં જે કાંઈ નાદેર ચીજો હતી તે ઉખેડી લીધી પછે જે કોઈ ઈરાંની લોકો તેનાં બંદીખાંનાંમાં કેદ પડેલા હતા તેવોને ખલાશ કરી જે કાંઈ મતા હતી તેને એકઠી કરીને ચાલીશ કીશતી તે શાંમાંનથી ભરી અને તે જગોથી તંનજેહે શહેરની તરફ આગલ આલયા.

## જઈ પોહોચયો કેરશાસપ લશકર સાથે તંનજેહે શેહેર તરફ અને ખબર થઇ તેના પાદશાહને જેહાંપેહેલવાંનનાં આવયાની તે હકીકત.

જેવારે તંનજેહે શેહેરની નજદીક જેહાંપેહેલવાંનનાં આવી પુગવાની તે શેહેરનાં પાદશાહને ખબર થઈ કે તમાંમ શેહેરમાં આઈના (યાને આરસી) બાંધી સરવે કોઈ ખુશી તથા રાંમશનીમાં બેઠા ને સરવે લોકો મુનહેરાશ દેવને જોવા મલ્યા. જે કોઈ તે દેવને જોતા તેનાં દેલમાં એવીતો દેહેશત બેસતી કે ગોયા એક એક હફતા લગી બીમારી ખેંચતા. તે દેવની બંને બાજુ ઉપર બે હાથી રાખેલા હતા તે હાથીને આસરે તે દેવ ચાલતો હતો તેથી જાંણે ગોયા જમીન ઉપર મશંત પાહડ ચાલતો હતો પણ તે બેઉ હાથીઓબી ચાલતી વખતે ધુજતા હતા તેથી તેની બેઉ બાજુ લોહોડાંની શાંકલે કરી બાંધીને તે હાથીની ગરદંનની રશી સાથે બાંધેલી હતી તેથી તે હાથી આજેજ થઇને એવાતો પોકાર કરતા હતા કે તેણે કરી હર તરફનાં પાહાડબી શોર ભરેલા થતા હતા. હવે પેલી તરફ જેહાંપેહેલવાંન જેવો તંનજેહે શેહેરમાં દાખલ થયો ને પાદશાહની દરગાહ લગી પુગો તાંહાં સુધી પાદશાહી લાયકનાં મોતીનો વધાવો લોકો જેહાંપેહેલવાંન ઉપર કરતાં હતાં ને જેહાંપેહેલવાંનને જોઇને તે શેહેરનાં તમાંમ લોકો ખુશી થતાં હતાંકે આપનો મુદઈ હતો તેને એ નેકબખતે મારી આપણે માથેથી મોટી બલા દફે કીધી. જેહાંપેહેલવાંન તંનજેહે શેહેરમાં એક મહીનાં લગી અયેશ અશરત સાથે પાદશાહની દરગાહમાં રહી તમાંમ મહીનો શરાબની જાંમ તથા રાંમશગરો તથા નેઆંમત ખાંનાંમાં ગુજાર્યો. પછે તે પાદશાહ તથા તેનાં અમીરોને ઘણોક હદીઓ આપી જે કાંઇ પોતાની સાથે રાખવા જેવી ચીજો હતી તે પોતાની સાથે લઇ બાકીના માટે પોતાનાં ઇરાંની લશકરને ફરમાવ્યુંકે જેને જે ખુશ આવે તે લે. એ હોકમ સાંભલીને ઇરાંની લશકરે જેટલો લેવાયો તેટલો અશબાબ લીધો તે લેતાંબી બેસુમાર સામાંન વધ્યો તેવારે તંનજેહ શેહેરનાં પાદશાહને કહયું તમાંમ માલ ખજાંનોછે તે તારા લશકરને વેહેચી આપજે પણ અવલ પાદશાહ સાથે કોલ કીધોકે અગરજો મને આગલ જતાં ખજાંનાંનું કાંમ પડશેતો હું તારે પાસેથી મંગાવશ તેવારે તું સેતાબ મોકલી દેજે. એ રવેશ કોલ કરીને કેટલોક ખજાંનો તે પાદશાહ પાસે અનાંમત રાખી પોતે તે જગોથી કુચ કરી આગલ ચાલ્યો જેવારે અફ્રીકીનાં મુલકની તરફ જઈ પોંહોંચ્યો તેવારે અફ્રીકીનાં પાદશાહને ખબર થઇકે ઈરાંન જમીનથી પાદશાહ જો-

હાકે ઘણુંક લશકર લડાઈને વાસતે મોકલયુંછે તે લશકર આજર ગોશાસપની મીશાલે જોશ કરતું આવી પોંહોંચ્યુછે. એ લશકર એક લાખ કરતાંબી જીયાદાછે ને તે સાથે તમાંમ કાબુલી ખંજરનાં રાખનાર અને શમશેરનાં મારનારછે અને તેનો શરદાર એક નવજુવાંન મરદ હાથી કરતાંબી તંનમાં ભારીછે અને તેની પોશત પહનાથી તે લશકર હરેક જગો લડાઈમાં ફતેહ પાંમેછે. તે દલેર મરદ જેવારે પોતાની કીનાંની તલવાર ઉઠાવેછે તેવારે આસમાંન તેનો ફરમાંબરદાર થઈ રેહેછે. લડાઇને વખત શેરને તો તે ગોરખરની મીશાલનો શેકાર કરી ગણેછે અને એક તીરે કરી બે હાથીને એકઠા સીવી નાંખેછે. જેવારે પોતાની સવારીનાં હાથી ઉપર હાથમાં પેચદાર કમંદ પકડીને બેસેછે તેવારે ગોયા એક શેર હાથમાં અજદા પકડીને એક પાહાડ ઉપર બેઠો હોય તે મીશાલ નજર આવેછે. તે પેહેલવાંને મુનહેરાશ દેવને બાંધી તે દેવનાં આજારથી તમાંમ જેહાંનને છોડવીછે. વાસતે એ પાદશાહ એવા દેવબંદ પેહેલવાંને તારી તરફ લડાઇની ચુગાલ બોલીછે તે સારૂ એ વખત જો તું શોસતી કરશે તો મુદઈ શરજોર થશે. એ ખબર અફરીકી પાદશાહે સાંભલી તેવારે તમાંમ જેહાંન તેની નજરમાં શીહા થઇ ગઇ ને તેનાં બે શપેહેશાલાર ઘણા લડાયક હુતા તેમાંથી એકને બોલાવીને તેને હવાલે એક લાખ સવાર કરી એક જુનડો તથા તખત અને તાજ બખશા અને ઘણાંક દબદબાથી જેહાંપેહેલવાંન કેરશાસપની મોકાબેલ મોકલ્યો. તે લશકરતું સાંમુ આગલ જવું અને ઈરાંની લશકરનુંબી આવવું થયું તેથી કાશ નાંમના શેહેર આગલ બંધે લશકરનો એક એક સાથે મોકાબલો થયો તેથી તે જગો દેહેરા મારી મુકામ કીધો.

## નામું લખ્યું અફરીકીનાં શપેહશાલારે જેહાંપેહેલવાંન કેરશાસ્પ ઉપર અને કેટલોક પેગાંમ જોબાંની કેહેવાડયો તે વીગેરે બીજો અહેવાલ.

તે બેઉ જંગી લશકરે આમન શામન દેહેડા મારચા તેવામાં એક એલચી અફરીકીનાં શપેહેશાલારનો જેહાંપેહેલવાંન કેરશાસપની નજદીક એક નાંમુ લેઇ આવી કેહેવા લાગોકે અએ જેહાંપેહેલવાંન જે કોઇ દાંનાંમરદ હોય તેનાં મગજમાં મગરૂરીનો પવંન નહી રાખવો જોઈએ વાસતે હું અરજ કરૂં છું કે દુનીઆંનાં દરમેઆંનમાં કોઈ શખસ મગરૂર હોતો ના કે તે મગરૂરીના પવને કરી કોઈ દંન પોતાનું સર બરબાદ કરે. તું હમારા પાદશાહને રાજા બહુ હીંદીનાં જેવો કંમજોર જાણીને તે સાથે લડાઈ કરવા ચાહેછે

પણ તુંને ખબર નથી કે હમારો પાદશાહ જેવારે લડાઇનો કશદ કરેછે તેવારે જમાંનોબી તેની દેહેશતથી ધ્રુજીને બારે આજેજી કરી મીનતથી પનાહ માંગેછે. તેનાં ખંજરે કરી પાહડમાંથી પાણીની જગો લોહી વરસેછે ને તેનાં ઘોડાની દોડ બરાબર વીજલીબી દોડી શખતી નથી. એવો કોણ મરદછે કે કીનાંને વખત તેની પેસાંની ઉપર નેગાહ કરી શકે. જેવારે તે પોતાનાં હાથમાં પેચદાર કમંદ પકડેછે તેવારે તું જેવા તરણુશો કેરશાસપને એકહા બાંધેછે વલી એ પાદશાહ પાસે એટલોતો ખજાંનો છેકે જોહાક પાદશાહ જેવા એક હજાર પાદશાહને ગોલામની મીશાલ વેચાતા લઇ શકે. વાસતે એ બેહુદા મરદ તેં પોતાની ખાંમ અકલે કરી પોતાની ખરાબી કરીછે પોતાના પાંઉએ ચાલીને ગારમાં આવયોછે વાસતે અગરજો તું પોતાનાં પ્યારા જીવ ઉપર મેહેરબાંની લાવતો હોયતો હું કેહું તે કાંમ કર કે તું હવડાં પોતાનાં લશકર સાથે શોખીથી આવ્યોછે તેનો કસ્સો મોજાકો નથી પણ હજુર હમારો નામદાર પાદશાહ એ જગો આવી નથી પોહોચ્યો તેવામાં તું પોતાનાં હાથ પટકાએ કરી બાંધીને અમારા સીપેહશાલારની નજદીક આવી મીનત કરી માફ માંગ કે તું પોતાનાં જીવથી બંચે અગર નહીતો જેવારે તુંને પકડીને બાંધી હમારા પાદશાહની નજદીક લેઈ જઈશું તેવાર પછે તું મીનત અને આજેજી કરશે તે કસ્સા કાંમમાં આવવાની નથી. જેવારે એ મીસાલનાં શોખી ભરેલા શખુન જેહાંપેહેલવાંને તે એલચીની જોબાંનથી શાંભલ્યા તેંવારે ગોસ્સામાં આવી હોકમ કીધો કે એની દાહડી મુછનાં બાલ ઉખાડી નાંખો કે હોકંમ મુજબ તુરત તે એલચીનાં બુરા હાલ કરી જોબાંનું નાક કાપયું! તે જોઈ એક બુઢો મરદ કપુરની મીસાલનાં શફેદ બાલ થયલો આવી તે એલચીને કેહેવા લાગોકે એ મરદ પોતાની જોબાંને કાબુમાં નહી રાખયે તો ગોયા પોતાની આશતીનમાં સાંપ તથા વીછુ રાખ્યાં મીસાલછે. આપણાં મોહોડાંમાં જોબાંનછે તે ગોયા એક શેરને બંદીખાંનાંમાં રાખી તે મીસાલ બંધ કીધેલીછે તે જોબાંનને અકલનાં બંધે કરી બાંધેલીછે જેવારે તેને છુટી મેલીયેતો તે શેર આપણુને જીવથી મારેછે વાસતે પોતાની જોબાંને દોશત તથા દુશમનની નજદીક બોલવામાં મલાહજે રાખ્યે. એ જોબાંનછે તે આદમી જાતની મેહેરબાંન દોશતછે પણ એમ નેરતાં એક મરતબે જીવનાં લેનાર દુશમંન કરતાંબી ઘણી બદતરછે. એક રવેશ તે બુઢા મરદનું કેહેવું કે જેહાંપેહેલવાંનેતે એલચીને પોતાની નજદીકથી બેહોરમત કરાવીને બાહેર કહડાવી મુકી તેજ વખત પોતાનાં લશકરને આગલ ચલાવ્યું. રાહમાં જતાં એક ગાંમ અરદીએ નાંમનું હતું તેની આસપાસ એક જંગલ ઘણું હવાભરેલું હતું તેમાં શેબનાં ને જીતુનનાં જાહડ બેસુ-

માર હતાં તે ગાંમમાં દુશમનનું લશકર આવી પડેલું હતું. જેવારે સુનેરી રંગનો આફતાબ બાહેર નીકલ્યો તેવારે બેઉ તરફથી લડાઈનાં નગારાંનાં આવાજ નીકલ્યા અને હર તરફથી સવારો મેદાંનમાં નીકલ્યા કે એક જબરી જંગ શરૂ થઈ અને લડાઈનો શોર તમાંમ જેહાંનમાં ઉઠયો. સવારોની તલવારે કરી જેમ ખેજાંનનાં પવને કરી જાહાડનાં સુકાં પાતરાં ખરે તે મીસાલ આદમીઓનાં સર જમીન ઉપર પડવાં લાગાં તથા દેલાવર સવારોનાં પોકારે કરી તમાંમ જંગલ કેઆંમતની મીસાલ ભારી શોરશાર ભરેલું થયું. એમ કરતાં રાતનો વખત નજદીક પોંહોંચ્યો તોબી લડાઈ જારી રહી પણ કોઈ લડાઈથી પાછા ફર્યા નહી. તે રાત માહાતાબની રોશનીએ કરી રોશંન રોજની મીસાલની હતી તેથી જમીન ઉપર ખાડા તથા ટેકડા વીગરે નજર આવી માહાતાબનાં નુરે કરી તમાંમ જમીન આરસીની મીશાલ ચલકતી હતી. એવી ચાંદની રાતમાં જેહાંપેહેલવાંન કેરશાસપ પાંઉ પીયાદો હરતરફ દોડી જે ઉપર ફીનાંનો ગોરજ મારતો તે શખશને ખાક સાથે બરોબર કરી નાંખતો તેથી બેસુમાર લોહી જમીન ઉપર પડી તમાંમ મેદાંન મજીઠનાં જંગલની મીસાલ નજર આવવા લાગું. એમ કરતાં અફ્રીકીનાં લશકરમાંથી એક સવાર લડાઈનાં હથીયાર બાંધેલો ઘોડો દપતાવતો આવી પોતાની તેજ તરવારે કરી ઈરાંની લશકર ઉપર જમણી તથા ડાહાબી તરફ શતાખેજ ગુજારવા લાગો એક તરફ જેહાંપેહેલવાંન કેરશાસપ ફીનાં ભરેલો થઈ એક જાહાડની નીચે જરા આશાએશને વાસતે ઉભો હતો તેને જેવારે દુશમનનાં લશકરનાં પેહેલવાંનને ઈરાંનીઓ ઉપર ગાલેબ દીઠો તેવારે સેતાબ શેરની મીસાલે કુદીને તેની નજદીક જઈ તે સવારનાં ઘોડાનું દુમ પકડીને કેટલોક વાર જગો ઉપર ઠંબ રાખ્યો પછે તેને સવાર સાથે પોતાનાં સર ઉપર ગોફનની મીસાલ ફેરવી પોતાની નજદીકથી એકસો કદંમ દુર ફેંકી દીધો કે તેનાં જરબે કરી અફ્રીકીનાં લશકરમાંથી બીજા કેટલાએક સવારો માર્યા ગીયા. પછે જેહાંપેહેલવાંન પોતાનાં ગોરજે કરી એ રવેશથી દુશમંનનાં લશકર ઉપર રશતાખેજ કરવા લાગો કે તે શેતમ જોઈને અફ્રીકી લશકર જંગલમાં પરાગંદે થઈ નાહશવા લાગું. તેઓનો દુંબાલો પકરીને ચાર ફરશંગ સુધી ઈરાંની લશકર દોડયું ને બે હીસ્સા લશકર મારયું ને એક હીસ્સો કેદ પકડયું પછે જેહાંપેહેલવાંને પોતાનાં લશકરસાથે પાછો આવી દેહેરામાં બેસીને નેયામત ખાંણું ખાવામાં તથા શરાબ પીવામાં રાતગુજારી.

---

## ફતેહ પામયો જેહાંપેહેલવાંન કેરશાસ્પ અફરીકીનાં લશકર ઉપર તે હકીકત.

જેવારે આફતાબે પોતાનો રોશંન ચેહેરો પરદામાંથી બાહેર કાડયો તેથી તમાંમ જેહાંન આરાશતા ભરેલી થઈ યાને બાંમદાદનો વખત થયો તેવારે જેહાંપેહેલવાંને ફીનાં ઉપર કમર બાંધી પોતાનાં લશકરમાંથી કેટલાક દલેરોને ચાલીસ જગો ઉપર કમીગા કરી રાખી પોતાના લશકરમાંથી કરનાએ તથા નગારાંનાં આવાજે કીધા તેનાં શોરે કરી જોશમાં આવી પાંણીને રંગની તલવારોમાંથી આતશનાં શોલા નીકલવા લાગા તે આતશ નહી હતો પણ ગોયા ફીનાંના લોહીની તાબેશનાં મસ શોલા હતા. બેસુમાર ગીરદ ઉડવા લાગી તેણે કરી આશમાંનબી શીહા નજર આવતો હતો. પછે જેહાંપેહેલવાંન કેરશાસપે પોતાના લશકરને કહ્યુંજે એ જંગલમાં દુશમંન લોકો પનાહ પકડી બેઠાછે વાસતે આપણે સરવ કોઈ એક મરતબે ચારો કરીને જંગલની તરફ નાહસીએ જેવારે તે લોકો આપણને નાહસતા જોશે તેવારે તે લોકો એ જંગલમાંથી છુપાયલાછે તે ખુશી થતા બાહેર નીકલીને આપણો દુંબાલો પકડશે પછે આપણે પાછા સામે થઇને તે લોકોને ચુંટી ચુંટીને મારશું. એ રવેશ ફરેબ કરશું તોજ એ લોકો જંગલ તથા પાહડમાં છુપાયલાછે તે બાહેર નીકલશે. એટલું કહી ઇરાંની લશકર તથા જેહાંપેહેલવાંન પોતે સરવે કોઈ લગાંમ ફેરવીને બેઅખત્યાર નાહશવા લાગા તેઓનું નાહશવુંકે અફરીકીનાં લોકો કે જે જીવની દેહેશતથી છુપાયલા હતા તેઓએ તે જગોથી બાહેર નીકલી તેજીથી ઇરાંની લશકરનો દુબાલો પકડયો. જેવું તે લોકોનું બાહેર નીકલવુંકે પેલા કેટલાક ઇરાંની પેહેલવાંનો કે જેઓ ચાલીશ જગો ઉપર કમીગા કરી બેઠેલા હતા તેઓ શેતાબ તે લોકોની પછવાડે દુંબાલો કરી દોડયા વલી બીજા ઇરાંની લોકો જે આગલ નાહશતા હતા તે પાછા ફરીને સામા લડવા લાગા ને અફરીકી લોકોને વચમાં ઘેરી લીધા અને બેઉ તરફથી એ રવેશની તલવારો ચાલી કે તે અફરીકી લોકો ગોયા બેહોશ આદમીની મીસાલ બાબરા થઈ ગીયા. આદમી ઉપર ઘોડા અને ઘોડા ઉપર આદમી તેમજ બાપ બેટાને તથા બેટા બાપને જીવની દેહેસતને લીધે મારતા હતા. ઘણાંક લોકો હાથીનાં પાંઉ નીચે રગડાઈ ગીયા અને ઘણાંકનાં સીનાં ચાક થયાં. ઘણાંકનાં સરમાંથી બેઅંદાજે લોહી વેહેતું તથા બાજે લોકોનાં હાથપાંઉ તુટેલા અને બાજે જખમી થઈ બેહાલ ખોહારીથી ખાકમાં પડેલા હતા. કોઈના તનમાં બખતર પેહેરેલું અને સર ખાકમાં નાંખીને પડેલો તો કોઈના હાથમાં ખંજર પકડેલું અને વગર માથે પડેલો.

એ રવેશ બેસુમાર લશકર મારયું કે તેનો સુમાર કાહડી શકાયો નહી, વલી ઘણાંક આદમીઓ કેદ પકડાયાં જેમાં લશકરનો શરદારબી કેદ પકડાયો. જેવારે જેહાંપેહેલવાંને તે સપેહશાલારને પકડાયલો દીઠો તેવારે તેના બેઉ કાંન તથા નાખ કપાવી તેની પેશાની ઉપર દશ જગોએ આતશે કરી ડાંહાંમ દીધા પછે તેને કહીયુંકે એ મરદ તું સેતાબ તારા પાદશાહ પાસે જઈ જે કાંઈ આએ જગો તેં નજરે દીઠું હોય તે તમાંમ જાહેર કરીને કેહ. મેં તારા કાંન તથા નાખ કપાવીયાં તે એટલા વાસતેકે તેં મને નાંમાંમાં ઘણાંક નાલાયક શખુનો લખ્યા હતા તેથી મેં તારી સાથે એ ચાલ ઈનશાફની રાહે ચલાવીછે. એટલું કહીને તેનાં સર ઉપર એક છકડ મારીને બાહેર કાહડી મુકયો. પછે પેલો શપેહશાલાર નાંખ તથા કાંન વગર બોહાર થયલો પોતાના પાદશાહની તરફ જતો હતો એવામાં રાહમાં એક ગાંમ દીઠું તેથી તે ગાંમમાં જઈ તાંહાં એક બુઢીઆ ઓરતની નજદીક જઈને કહેવા લાગો જે એ નેકબખત ઓરત હું એક બેકશ મરદછું મેં તારે ઘર ખેતીવાડીની આબાદી દીઠી તેથી તારી નજદીક મેહેમાંનની મીસાલ આવ્યોછું. તે ઓરતે તેને પીછાંનીયો નહી તેથી આવાજ મારીને કહેવા લાગીકે અગર તું ખાંણું ખાવાનો તથા પાણી પીવાનો હોયતો હું કહું તે એક કાંમ કર. તુંને એમ નથી કેહેતીકે તું તારા સર ઉપર ભારી બોજો ઉઠાવીને મંનજેલમાં જા પણ એટલુંજ કરકે આએ દાંતરડુંછે તે લેઈને મારી ખેતીમાંથી ઘહુનાં કરશ કાપી લાવેતો તુંને તેની મજુરીમાં ખાંણું મલશે. એ શખુન સાંભલીને પેલો શપેહશાલાર ઘણો ભુખયો હતો તેથી પોતાની શરદારી ઉંચી મુકીને પેલું દાતરડું લઈને ખેતરમાંથી ઘહુંનાં કરશ કાપીને ગાંસડી બાંધીને પોતાના સર ઉપર ચહડાવીને લાવ્યો તેથી તે બુઢી ઓરતે તે ઉપર મહેરબાંન થઈને જવની રોટી, છાશ, ખજુર તથા દુધ લાવીને તે મરદની નજદીક મેલ્યું જે ખાઈને તે રાતનાં તાંહાં સુઈ રહી બાંમદાદને વખત ઉઠીને પોતાના લશકર તથા પાદશાહની નજદીક જઈ પોંહોંચ્યો. તેને એ રવેશનો આવતો જોઈને પાદશાહે તેને પોતાના લશકરની ખબર પુછી તેવારે તે કેહેવા લાગોકે એ પાદશાહ તું ખબર શું પુછેછે ? હું તારી નજદીક ઉભોછું પણ તું જોતો નથી કે મારા મોહ ઉપર નાખ, કાંન તથા મારા તંનમાં હોશ નથી એવા પરેશાંન હાલે હું ઉભોછું તો જેવો મારો હાલ તેવો તમાંમ લશકરનોબી હાલ જાંણજે તથા એથીબી વધારે તે લોકોનો બુરો હાલ થયોછે. જેવારે એ ખબર તે પાદશાહે શાંભલી તેવારે ગમગીન થઇને ફરીથી લશકર તઈઆર કીધું અને આએ તરફથી જેહાંપેહેલવાંન કેરશાસપબી પોતાનાં લશકર સાથે એક મનજલ આગલ વધી આવ્યો.

## નામું લખ્યું જેહાંપેહેલવાંન કેરશાસ્પે અફરીકી પાદશાહ ઉપર તે હકીકત.

હવે રાહમાં એક જગો ઘણી ખુશ હવાની દીઠી અને મીઠા પાંણીનાં બેસુમાર ચશમાં દીઠા કે તે ખુશનુમા જગોએ દેહેરા મારી તમાંમ જંગલમાં ઘોડા બાંધ્યા તેથી તે જંગલ ગોયા એક શેહેરની મીશાલ આબાદ થયલું નજર આવતું હતું. પછે જેહાંપેહેલવાંન કેરશાસપે પોતાના નવીશીનદાને બોલાવી ફરમાવીયુંકે એક નાંમુ ઘણાંક દબદબાથી અને ગોસ્સાથી મારે નાંમે અફરીકીનાં પાદશાહ ઉપર લખવુંકે તે નાંમુ વાંચતાંને વાર કીનાંની કમર બાંધીને લડાઈમાં આવે. નવીશીંદાએ એક નાંમુ રશતાખેજનાં શેર ભરેલું પોતાની અકલે કરી લખ્યું, તેની કલંમ પોતાની આંખમાંથી શીહા કશતુરીનો વરશાદ શફેદ કપુરનાં ખેતરમાં વરશાવતી હતી. તે નવીશંદાએ નાંમાંનાં સર ઉપર અવલ પાક પેદાનાં કરનારનું નાંમ લખ્યુંકે તે સાહેબે જમાંનાં ગરદેશને ફરતી કરી દુનીયાને પેદા કીધી અને આદમી જાતનાં જાંનને હવાની મીશાલ બેમાલુમ તંનમાં મલ્યો અને આસમાંન ઉપર આફતાબ તથા માહાતાબને ચાલતા કીધા અને તમાંમ શેતારાઓને જુદી જુદી ચાલ આપીને એક એક તાલુકા ઉપર રાખ્યા એ રવેસે પાખ પેદાનાં કરનારની તારીફ લખીને પછે લખ્યુંકે—અએ અફરીકી ! જેહાંનનાં પાદશાહ જોહાકે તારી બેદાદી તથા જુલમની વાત બાજે લોકોની જોબાંનથી સાંભલીછે કે તેં પોતાની બદખશલતીએ કરી તે પાદશાહ સાથે સરકશી કરી મગરૂરીથી પાદશાહ જોહાકને અજદાની સુરતનો બદસુરત કર્યો તથા હું જે જેહાંપેહેલવાંન છું તે મારી બુનીઆદને બદ શખુન બોલીને બદનાંમ કરેછે અને તું હેરેમંનને તોખંમનો નાપાક શરકશ થઈ બેઠોછે. તું પોતાના દીલમાં જાંણેછેકે હું કરતાં કોઈ બીજો જોરાવર નથી અને તું પોતાની પાસે ઘણોક ગંજ તથા લશકર રાખેછે તેથી પોતાના જોર ઉપર મગરૂર થઈ પોતાના દેલની આંખ ખોલીને કાંઈ જોતોજ નથી ને બેદાદી તથા શેતંમનો પેશો લેઈ બેઠોછે પણ તું જોકે મેં મારા ભારી ગોરજે કરી મુનહેરાશ દેવને શી રવેશ આજેજ કીધોછે. જે વારે મેં કીનાંની કમર બેંચી તેવારે મેં બેખલાએ તે દેવની બાજુ બાંધી તે કરતાં તમાંમ રૂમનો મુલક હીનદોશતાંનની જમીન સુધાં, મેં શીંધનાં દરીઆવ લગી જેરોજબર કરી નાખ્યો તે વખત પાખ યજદાં સીવાયે મારો યાર કોઈ બીજો નહી હતો વળી મેં ભારી અજદા સાથે તંનહા પોતાની જાતે લડાઈ કીધી તે તમાંમ ઉપર નેગાહ કરીને અગરજો હવડાં તું આજેજીથી મીનત કરી હમારા પાક-

શાહની નજદીક આવશેતો તું પોતાના તખત ઉપર બેસીને આશાયશથી પાદશાહી કરશે પણ જો પોતાની ઉંધી અકલે કરી શરકશી કરશે તો તારાં તખતની જગો અગર માહાતાબની સાથે આસમાંન ઉપર હશે તો તાંહાં થીબી મારી તલવારે કરી તુને ખાકમાં ઉંધો નાંખી તારી દરગાહને જેરે જબર કરી નાંખશ તથા તારા તંનને શેરનો ખોરાક કરીને તાંરા સરને નેજાંની નોક ઉપર ચહડાવીને ઈરાંન જમીનમાં લેઈજવશ. એ રવેશનું નાંમું જેવારે નવીશંદાએ લખીને તઈયાર કીધા પછે જેહાંપેહેલવાંને એક એલચી ઘણો હોશીયાર તથા દાનાવ હતો તેને તઈયાર કરી બાજે પેગાંમ જોબાંની પેગામો કહી ઘણીક નશીહત કરી રવાને કીધો. જેવારે તે એલચી નાંમુ લઈને અફરીકી પાદશાહની નજદીક આવી પોંહોંચ્યો અને તે પાદશાહને પોતાના એવાંનમાં તખત ઉપર બેઠેલો દીઠો તે ગોયા એવાંનનાં તુતક ઉપર તખત માંડીને રોશંન આફતાબની મીસાલ બેઠેલો હતો. તેનાં મેહેલની તમાંમ જમીન સંગેમરમરની, તમાંમ દીવાલ બીલોરની હતી અને બશો કંગુરા તેનાં તખતની આસપાસ યાકુત તથા મોતીનાં બનાવેલા તથા બીજા ચાલીસ તખત પાદશાહી લાયકનાં હતા તેમાં બાજે તખતનાં પાયા વાઘની કે મેશની શીકલનાં હતા તેનાં ખાસ તખતની નીચે ચાર થામલાને ઘણાંક બેકીમત ગોહરો જડેલાં હતાં તેથી તે થાંબાઓની રોશની દુરથી એવીતો જાહેર થતીકે જેકોઈ તેની શાંમે જોયતો તરત તેના આંખમાંથી આંસુનાં કતરા નીકલે હેવા તે ચમકાટથી ભરેલા હતા અને તે એવાન ગોયા બાગે બેહસ્ત મીશાલરોનકદાર શીનગારેલું દીસતું હતું

હવે જેવારે પેલા એલચીએ પેલું નાંમું અફરીકી પાદશાહની નજદીક ધરયું પછે પેલો દાંનાં એલચી જેકાંઈ પેગાંમ જોબાંની લેઈ ગીયો હતો તે સરવે બયાન કરીને કહ્યું. જેવારે અફરીકીએ તે પેગાંમ સાંભલ્યા પછે મુનશીએ મોટે આવાજે પેલું નાંમું વાંચ્યું તેની હકીકત સાંભલી તેથી તે પાદશાહ ઘણો ગોસ્સામાં આવીને તે એલચી ઉપર રીશે ભરાઈ ફરમાવ્યુકે એ એલચીને બાંધીને એનાં તન ઉપર ચાલીશ લાકડી મારે તેજ વખત છડીદાર લોકોએ તે એલચીને બેઆબરૂ કરી તેનાં સર ઉપર છકડ તથા તમાચા મારી પછે તેને એક લાકડાં સાથે બાંધીને ચાલીશ લાકડી જોરથી તેનાં તન ઉપર મારી અને તેનાં તન ઉપર નીમખનું પાણી છાંટીને ઘણીક બેઅદબી કરી ખોહારીથી બાહેર કાહડી મુક્યો પછે પાદશાહે પોતાના બે શપેહશાલાર હતા તેઓને સેતાબ બોલાવી ચઉદ હજાર સવારા સાથે આમલ રવાંને કીધા તે બેઉ શપેશાલારોએ ફીનાંની ચુશાલ ખોલી અને શેતાબીથી રાહ માપતા ઈરાંની લશકરને મોકાબેલ જઈ પોંહોંચ્યા.

## લડાઈ કીધી જેહાંપેહેલવાંન કેરશાસ્પે અફરીકીનાં લશકર સાથે અને તેનાં બે અમીરોમાંથી એક મારયો ગીયો અને બીજાએ પેહેલવાંન કેરશાસ્પ પાસે જીવતદાન માગીયું તથા નાહશી ગીયું અફરીકીનું લશકર તે હકીકત.

હવે જેવારે બેઉ તરફનાં લશકરે શફ ખેંચી અને જુનડાઓનાં સર ઉઠાવી કરનાએ અને કીનાનાં નગારાંનાં આવાજે કરી જમાંનો શોર ભરેલો થઈ ઘોડાઓ હર તરફ હરણુવા લાગા તથા દલેર સવારો એક બીજાને હીંમત આપવાને વાસતે પોકારતા હતા તેથી જાણેકે પાહડનાં દીલ ધ્રુજવા લાગાં અને મેદાંનમાંથી એટલીતો ગીરદ હવા ઉપર ગેઈકે ગોયા રોશંન રોજ શીહા રાતની મીસાલ નજર આવતો હતો પણ તે મેદાંનમાં દલેર સવારોની એટલીતો તલવાર નીકલી હતીકે તેનાં ચલકાતે કરી તમાંમ મેદાંન ગોયા આફતાબની રોશનીની મીસાલ રોશંન નજર આવતું હતું. બેઉ લશકર એક એક સાથે ભેલાઈ જઈ ગોરજ તથા શમશેહેરની લડાઈ કરવા લાગા જેમકે એક વાદલમાંથી પાણીનાં કતરા શેતાબ ગલે તે મીસાલ આદમીઓનાં માથાં જમીન ઉપર પડવા લાગાં અને જખમી લોકો ખાકમાં પડીને પાણીની જગો આદમીઓનું લોહી પીઈને પ્યાશ ભાંજતા તેમજ કોઈ હરેક તરફથી મશત હાથીઓ પોતાનું તંન રેલવતા દોડતા હતા તેનાં પાઉ નીચે રગડાઈ જતા. એ રવેશની શખત લડાઈ થવા લાગી એવામાં અફરીકીનાં લશકરનો એક સવાર શીહા વાદલની મીસાલ મસ જોશ કરતો આવી ગોરજ તથા તલવારે કરી ઈરાની લશકરની શફ પરાગંદ કરવા લાગો તે જે તરફ દોડતો તાંહાં આદમીઓની લોહનાં ટેકડા કરી નાંખતો એમા કરતાં ઈરાંની લશકરની કલબગાહમાં જેહાંપેહેલવાંન કેરશાસપની નજદીક આવી લાગો અને એક છુટભાલડી કેરશાસપ ઉપર ફેંકી તેથી જંગી કેરશાસપે શેતાબ પોતાની સવારીનાં હાથી ઉપરથી કુદીને તે સવારની હલક પકડીને ઘોડાની પીઠ ઉપરથી ઉઠાવી એવોતો જોરથી જમીન ઉપર પટકયો કે તેનું તંન રેજેરેજ થઈ ગીયું. પછે જેહાંપેહેલવાંન ગોસ્સામાં આવીને અફરીકી લશકર ઉપર જઈ પડી ગોરજ તથા તલવારે કરી તે લશકર ઉપર રશતાખેજ કરવા માંડી અને ભારી ગોરજનાં જખમે કરી મસ્ત હાથીઓનાં મગજ ભાંજી નાંખતો હતો તેથી પાહડની મીસાલનાં હાથીઓ જમીન ઉપર પડતા એ મીસાલની શખત લડાઈ જોઈને અફરીકીનાં બેઉ

શપેશાલારો આજેજ થયા તે બેઉ શપેશાલારોમાં એક શખશ બુઢો, દાં-નાવ, અકલમંદ અને દુરઅંદેશ હતો તે પોતાના દીલ સાથે કેહેવા લાગો કે એ જેહાંપેહેલવાંનની જવાંમરદી ભરી લડાઇ આગલ•હેરેમંનબી ગોયા તાબેશ રાખી શકે નહી તેથી એવું નકી માલંમ પડેછેકે હમારા પાદશાહ અફ્રીકીનો મોલક તથા તાજ રેહેવાનું નથી. એ પેહેલવાંનની હેવી શખત લડાઇછે વાસતે એ પેહેલવાંન અમારા લશકરને બરહંમ મારે અને બાજી હાતથી જાય તે કરતાં અગાઉ હું એ જેહાંપેહેલવાંનની નજદીક જઇ અગરજો એ વખતમાં હું જીનહાર માંગશતો એ જંગી પેહેલવાંન મારો ગુ-નાહ માફ કરીને મને જીવતદાંન બખશશે. એવો અંદેશો પેલા અમીરે પોતાનાં દિલ સાથે કીધો. તે ઉપર એ નાંમાંનો જોડનાર શાહેર એમ કેહેછેજે કોઇ શખસ એક કાંમ કરે તેમાં દુરઅંદેશો રાખે તે શખસ પછવાડે પશેમાંન નહી થાય પણ તેનું કાંમ ખચીત મજબુતી પકડે.

હવે પેલો શપેહશાલાર એવો અંદેશો કરી પોતાનાં લશકરનાં જે કોઈ ઓજરગ આદમીઓ હતાં તેઓને સાથે લઈને જેહાંપેહેલવાંનની નજદીક આવી હાથ જોડીને માફ માંગવા લાગો તેજ વખતે જેહાંપેહેલવાંને ઘણોક દીલાશો દઈ તથા નવાજી શરફરાજ કીધો. પછે જેહાંપેહેલવાંને તેને કહીયું કે જે દાહાડે હકતાલાની મદદથી હું અફ્રીકી ઉપર ફતેહ પાંમશ તેવારે એ કીરવાંનનાં મોલકની પાદશાહી તારે હવાલે કરશ. એ રવેશે તેને દેલાશો આપીને પોતે બીજી મરતબે અફ્રીકીનાં લશકર ઉપર હો-મલો કીધો અને ઈરાંની લોકોએ ભારી ગોરજ તથા શમશેર ઉઠાવીને એક લડાઈ એવીતો શખત કીધીકે તેથી એટલાંતો આદમી માર્યાં ગીયાંકે જ-મીન ઉપર ચાલવાનો રસતોબી બંધ થઈ ગીયો. જેવારે દુશમંનનું બખત બરગશતે થયું તેવારે અફ્રીકીનાં લશકરમાં પેલો જે એક શપેહશાલાર બાઉ હતો તેબી માર્યો ગીયો. જેવું તે શપેશાલારનું જમીન ઉપર પડ-વુંકે તમાંમ લશકરે પોતાના હથીઆર જમીન ઉપર નાંખી સરવકોઈ જેહાંપેહેલવાંન પાસે જીનહાર માંગવા લાગા અને જેકોઈ ફરસુદ પાંમ્યા તે પોતાનાં પાદશાહની નજદીક નાહઠા. તેવોનો દુમબાલો ઈરાંની લશકરે પ-કડયો તેથી પેલા નાશતા પેહેલવાંનોને છેક કીરવાંન શેહેરનાં દરવાજા સુધી મારતા મારતા જઈ પોંચ્યા. જેવારે રૂમનો પાદશાહ પોતાના દેહેરામાં ગીયો અને હબશીનાં પાદશાહે પોતાનું લશકર મેદાનમાં કાહાડયું યાને રાતનો વખત થયો તેવારે જેહાંપેહેલવાંને અફ્રીકીનાં શેહેરની નજદીક નદીનાં કીનારા ઉપર દેહેરા મારીને લશકર સાથે મકાંન કીધો.

હવે પેલી તરફ અફ્રીકીનાં પાદશાહે જેવારે પોતાના લશકરનો એવો હાલ જોયો તેથી તેની આગલ તમાંમ જેહાંન શીહા થઈ પછે બીજીમરતબે

લડાઈની તઈઆરી કીધી અને પોતાના ખજાનાંનો દરવાજો ખોલી પોતાના સરવે લશકરને બેસુમાર ખજાનો બખશયો. એમ કરતાં જેવારે રોશંન રોજ જાહેર થયો તેવારે એકાએક કેરવાંનનું લશકર એટલું તે શેહેરમાંથી બાહેર નીકલ્યું કે ગોયા તે શેહેરની આસપાસ ફોલાદનાં લોહાડાંનો કોટ હોય તે મીશાલ શેહરને નેહેગાહ રાખી ઉભું. જાણે તે લશકરનાં સવારો નહી હતા પણ ગોયા મશતી ભરેલા તમામ હાથીઓ હતા તે લશકરનાં સવારોનાં તનમાં ચીતાનાં ચરમનાં બખતર પેરેલાં હતાં અને હાથમાં મગરમછનાં ચરમની ઢાલ, વીજનાં લોહોડાંની તલવાર સાથે પકડેલી હતી. તેનાં શપેહેશાલારોએ તનમાં શીહા માહીનાં ભીગડાંનાં બખતર પેહેરેલાં હતાં અને સર ઉપર માહીનાં મોહોરાની ટોપી મેલેલી હતી. તે લશકરને જોઈ ઈરાંની લશકર સેતાબ કમર બાંધીને તઈયાર થયું. બેઉ લશકરમાંથી કીનાંનાં નગારાં, ને જંગની કરનાંએનાં લડાયક આવાજો ઉઠવા લાગા તેથી આદમી, ઘોડા તથા હાથી સરવકોઈ મસતીથી જોશમાં આવી લડાઈમાં પડયા અને જમની તથા ડાબીતરફ જં.. મારવા લાગા તેની ધર પકડનો પોકાર એવોતો ઉઠયોકે જંગલમાંથી શેરોબી હરતરફ નાશવા લાગા. એ રવેશની શખત લડાઈમાં જેમ સાદી વખતે મેહેબુબો પોતાના હાથનાં પંજા મેદીથી રંગીને લાલ કરેછે તે મીશાલ પેહેલવાંનનાં હાથ આદમીઓનાં લોહીથી લાલ થયા હતા તથા એટલુંતો લશકર મારેલું જમીન ઉપર પડયુંકે તેનો કસ્સો સુમાર હતોજ નહી. તલવાર સાથે તલવાર લાગતી તેની ચકાચકનો આવાજ ગોયા વીજલીની મીસાલ નજર આવતો હતો. કમાંનોનાં ચીલા ખેંચતા તેનાં આવાજે કરી પાહડનાં દીલબી જાંણે શકતીમાં પડયા હતા તથા ભારી ગોરજનાં ધમકારથી જમીનબી ગોયા આજેજ આવી હતી. લડાએક શવારો પોકાર મારતા હતા તેના આવાજથી હેરેમંનનાં દીલ ફાટવા ચાહતાં હતાં તેમજ ઘોડાઓનાં પાંઉની નાલે કરીને જંગલના પાહડ શૈરમાંની મીસાલ બારીક થયા હતા. એ મીશાલે દલેર સવારોનું એટલુંતો લોહી જારી થયુંકે જાંણે, દરીઆવમાં મગરમછ તરે તે મીશાલ તે લોહીમાં મારેલાં આદમી તરતાં હતાં. એ રવેશની શખત લડાઈ તરેણ દાહડા લગી જારી રહી તે ખુનરેજી જોઈને આસમાંન ઉપરથી જાંણે કોઈ કેહેતો હોયકે એ જેહાંપેહેલવાંન કેરશાસપ હવે બશ કર ! હેવો દેખાવ થયો પણ સરવ કોઈ હેવાતો રણમાં પડયા હતાકે તેવોનાં મગજમાં હોશબી નહી હતો અને તનમાં જીવબી નહી હતો. પેહેલવાંન લોકોનાં હાથનાં પંજા તલવાર મારતાં તથા કમાંન ખેચતાં આજેજ આવી ગીયા અને ઘોડાઓ દોડવાથી શેશત થઈ ગીયા અને લોહોડાંની

પાખરે કરી હાથીઓની પીઠ ધ્રશાવા લાગી અને આદમીઓની લોહે કરીને એક કોશ લગી જંગલ ભરાઈ ગીયું. એ રવેશની જબરદશત લડાઈ જે-હાંપેહેલવાંને પોતાની ઉમરમાંબી નહી જોઈ હતી તેથી. પોતેબી બેસબર થઈ ગીયો હતો પણ પોતાની જુવાંનીની હીમતથી હાથમાં ગોરજ પકડી બાજુપર કમાંન લટકાવીને લડાઈની શફમાં જઈ પડયો તેની સ્વારીનો હાથી ગોયા એક ફોલાદનાં લોહોડાંનો પાહડ જમીન ઉપર દોડતો હતો અને પોતે ગોયા તે ઉપર એક બબર જાંનવરની મીસાલ હાથમાં પેચદાર કમંદ પકડીને બેઠો હતો તથા તે હાથી જોવામાંતો હાથી હતો પણ ચાલવામાં પ-રંદુ મોરગ હતું અને તેનાં દમનો ફુફારો જાંણે આહાતાબ લગી જતો હતો ! જે જગો કદમ મેલતો તે જગો ગોયા એક ઊંડો ખાડો ખણેલો હોય તે મીશાલનાં ખાડા પડતા હતા હેવા જબરદશત હાથી ઉપર જેહાંપેહેલવાંન બેસીને દોડતો હતો તેથી ઉડતી ગીરદથી તમાંમ જેહાંન શીહા કરતો. એવા-માં જેહાંપેહેલવાંને પોતાનાં લશકરમાંથી એક સવાર કે જે અફ્રીકી લોકોની જોબાંનો જાંણનાર હતો તેને પોતાની નજદીક બોલાવીને કહ્યું કે તુ શેતાબ અફ્રીકી પાદશાહની નજદીક જા અને મારી તરફથી તેને એમ કરીને કેહેકે એ નાપાક બદગુમાંન તું પોતાનાં ઘણાં લશકરને જોઈને મગ-રૂર રેહેછેકે જંગી કેરશાસપને આજેજ કરૂં પણ એવા કાચા અંદેશાથી તું પોતાનાં મગજને ખાલી કરજે અને પોતાની ગોરનાં અંદેશામાં રેહેજે અગર તારી મદદ આસમાંન કરશે તોબી તુંને તારા લશકરસાથે મારા ભારી ગોરજનાં જરબે કરી ખાક બરાબર કરીનાખશ. અગરજો તારામાં લડા-ઈની હીમત હોયતો શેતાબ મેદાંનમાં આવ આપને બેહુ જણ બેહુ લશક-રની હજુર લડાઈ કરી જોઈએકે હકતાલા કોણ ઉપર મેહેરબાંન થાયછે. એરવેશની શખત લડાઈમાં આજ તરંણ દાહડા થયા નાહેક આપણું લશ-કર મારયું જાયછે વાસતે તું આવકે આપણે બેહુ જણ લડીએતો લશક-રની ખરાબી યતી બચે. જેવારે પેલા શખસે જંગી કેરશાસપની જોબાનથી એ રવેશ પેગાંમ સાંભલ્યો તેવારે સેતાબ અફ્રીકીની નજદીક જઈને તમાંમ પેગાંમ બેઆંન કરી કહ્યો. તે દબદબા ભરેલી હકીકત શાંભ-લીને અફ્રીકીએ દલગીર થઈને પેલા પેગાંમ લાવનાર મરદને બોલંદ અવાજે કહીયુંકે જા તારા કેરશાસપને એમકરી કહે કે એ બેહુદા મગજનાં હજુર તે પોતાનાં કરતાં જબરદશ પેહેલવાંનોના હાંથથી છડક ખાધી નથી તેથી તું એવડો બેહેકીને બોલેછે જે કોઈને જુવાંનીના વખતમાં તનનો જોર તથા દલેરી જાંહાંલગી હોય તાંહાંલગી તે શખસ કોઈ બીજાને પોતાનાં કરતાં જોરાવર જાંણે નહી તે કરતાં તું બેજરગીની તથા ગુરૂર શાનની

ખાએશ શું રાખેછે તું તો શરકશ દેવને તોખમનોછે અગરજો હું પોતાની જાતે એખલો તલવાર પકડીને મેદાંનમાં આવુંતો તું જેવા એક હજાર પેહેલવાંનોને એક હોમલામાં મારી લેવું તે કરતાં હું તારી સાથે લડાઈ કરવા લાયકનો હોઉતો તારા મેદાંનમાં આવું. તુંતો એક પાજી જોહાકનો ચાકરછે અને હુંતો તાજનો રાખનાર પાદશાહછું તો મારા મેદાંનમાં બી જોબી પાદશાહ હમનબરદ જોઈયે. તું જેવા એકસો કેરશાસપતો મારી ખીદમતમાં ગોલાંમ રેહેછે તથા જેવારે મને કીનાનો જોશ આવેછે તેવારે હું જમાનાને જેર કરૂંછું અને એક હાથે કરી આસમાંનને ખાકમાં નીચે લાવું. અગર લડાઈને વખત દરીઆવ મારી નજદીક આવેતો તેને તલવારની તેજીએ કરી બાલી નાંખું અગર ભારી પાહાડ આવેતો ગોરજે કરી ખાકશાર કરી નાંખુ તેમજ શહી જાંનવરનેતો હું-શેકારની મીશાલ એક તીરે કરી મારી લેવુંછુંતો તું એક નામરદ ઈરાંની મારા શું હીસાબમાંછે વાસતે અગર તું પાદશાહી દબદબો રાખેછેતો તું તારા લશકરમાંથી પચાશ સવાર બાહેર મેદાંનમાં કાહડ અને હુંબી મારા લશકરમાંથી પચાશ સવારને લાવું અને આપણે ઉભા રહીને તે સવારો પાસે લડાઈ કરાવીને જોઈએકે કોણનાં પેહેલવાંનોમાં મરદાનગી ને દલેરી જીયાદાછે. જેવારે તે પેહેલવાંનો એક એક સાથે લડીને પોતાનાં સર બરબાદ કરે પછે આપણે બેહુજણાં મેદાંનમાં ઉતરયે. પછી એ રવેશ બેહુ જણાંએ કરાર કીધો અને બેહુએ પોતાના લશકરમાંથી પચાસ પચાસ સવાર જબરદશત હતા તેઓને મેદાંનમાં કાહડી એક જગો ઉભા રાખીને પાંચ પાંચ પેહેલવાંનોને લડાવ્યા અને જે કોઈએ જેને હમનબરદ માંગયા તેને તેસાથે લડાવીને સરવ કોઈ તમાશો જોવા ઉભા. તે સવારોની લડાઈથી ઉડતી ગીરદે કરી તમાંમ હવા શીહા થઈ ગઈ. ઘણી શખત લડાઈ કરતાં શાહેત એક ગુજરી તેવારે બેહુ તરફનો એકકો પેહેલવાંન મારયો ગીયો જેવારે આફતાબ માથેથી નીચે ઉતરયો તેટલા વારમાં અફરીકીનાં પચાશે સવાર મારયા ગીયાને એકુબી જીવતો રહયો નહી અને ઈરાંની સવારોમાંનાં દશ સવારોબી માર્યા નહી અને ઈરાંની લશકરને ફાલ નેક આવી તેની ખુશીમાં શાદીનાં નકારાંનાં આવાજ નીકલ્યા. અફરીકી લશકરની મશખરી કરવા લાગા તે મશખરીનાં શખુન શાંભલીને અફરીકી પાદશાહને ઘણી શરમાંઈ લાગયાથી ગોસ્સા ભરેલો થઈ એક આવાજ મારીને જેહાંપેહેલવાંનને કેહવા લાગોજે હવે તું હોશીઆર થા આપણી લડાઈની નોબત આવી પુગીછે.

## લડાઈ કીધી અફ્રીકી પાદશાહે જેહાંપેહેલવાંન કેરશાસ્પ સાથે અને મારયો ગાયો અફ્રીકી જંગી કેરશાસ્પનાં હાથ ઉપર તે વીગેરે બીજો એહેવાલ.

એટલું કહીને પોતાનાં લશકરની કલબગાહમાંથી વીજલીની મીશાલ જોસથી મેદાંનમાં આવી એક નેજો માહીનાં હાડકાનો ઘણો શખત પોતાના હાથમાં રાખતો હતો તે નેજો ઉઠાવીને જેહાંપેહેલવાંનની સવારીનાં હાથીના સર ઉપર મારયોકે તેજવખત પાછો ઉઠાવીને તે હાથીનાં દાંત ઉપર મારયો તેથી તે હાથીનાં બેહુ દાંત ભાગીને જમીન ઉપર પડયા તેવોજ ફરીથી નેજો ઉઠાવીને તરીજી મરતબે હાથીનાં કાંનમાં મારયો તે નેજો એક કાંનમાંથી બીજા કાંનની રાહે બાહેર ફુટી નીકલયો. તેથી જેહાંપેહેલવાંનની સવારીનો હાથી પછાડ ખાઇને જમીન ઉપર પડયો. જેવું તે હાથીનું પડવુંકે જેહાંપેહેલવાંન સેતાબ કુદીને જમીન ઉપર પાઉં પેઆદો ઉભો અને પછે જોબાં ઉપર પાક યજદાંનું નાંમ લઈને પોતાનો ગોરજ ઉઠાવી બબર જાંનવરની મીશાલ પોકાર મારીને બેઉ હાથે અફ્રીકીનાં સર ઉપર એવોતો જોરથી મારયોકે તેથી નીચેની જમીનબી ધ્રુજવાલાગી ને જરબેકરીને અફ્રીકીનું મગજ નાખની રાહે નીકલી પડયું, તેનું સર ગુમથઈ ગીયું. જેહાંપેહેલવાંનની સવારીનો હાથી તથા અફ્રીકી પાદશાહ એ બેઉ એકએક જરબે કરીને મારેઆ ગીયા. જેવારે અફ્રીકીનાં લશકરે પોતાનાં પાદશાહને એ રવેશ ખોહારીથી મરેલો દીઠો તેવારે સરવકોઈએ લડાઇથી પોતાનાં મોહ ફેરવ્યાં. એમકરતાં જેવારે રાતનો વખત નજદીક પોંહોંચેયો તેવારે તમાંમ મેદાંન આદમીઓની લોઠે, બખતરે તથા હથીયારે કરીને ભરાઈ ગીયુ અને જે કોઈના ઘોડા શેતાબ દોડયા તે શખશો પોતાનાં જાંન શલાંમત લેઈને શેહેરમાં દાખલ થયા પણ જે શખસોના ઘોડા દોડમાં શોશત હતા તેઓ ઇરાંનીઓનાં હાથ ઉપર મારેયા ગીયા અને કેટલાક સવારો કેદ પકડાયા ગીયા.

- તે ઉપર એ નાંમાંનો જોડનાર શાએર એમ કરી કેહેછેકે એ દુનીઆમાં શાદી તથા ગમી એ એકની પછવાડે એકમુકેલાછે. એક શખસને નુકશાંન પોંહોચે તેવારે બીજા શખસને ફાએદો થાય તથા જાંહાંસુધી એક શખસને ગમી નહી પોંહોંચે તાંહાંસુધી બીજો શખસ ખુશી નહી થાય. જાંહાં લગી એક જમીન ઉપર ખાડો નડી પડે તાંહાંલગી બીજી જમીન ઉપર ટેકરો નહી થાએ એરવેશની દુનીયાની ચાલછે. પછે જેહાંપેહેલવાંન કેરશાસપ તરંણુ દાહડા લગી અફ્રીકીનાં શેહેરની નજદીક ડેહરા મારી

પોતાનાં લશકર સાથે રહ્યો પણ ફરીથી કોઈ શખસ લડાઇને વાસતે શેહેરમાંથી બાહેર પડયો નહી. જેવારે ચોઠે દંન આફતાબે પોતાની રોશનીએ કરીને રોશંન રોજને જહલકાટ આપ્યો યાને ચોઠે દંન બાંમદાદને વખત તે શેહેરનાં લોકોમાંથી બે હીસ્સા આદમી એકઠાં થઈ પોતાનાં તનમાં શીહા કફ્ન પેહેરીને, પોતાની ગોદમાં પોતાનાં બચ્ચાંને લેઈને જારી તથા પોકાર કરતાં જેહાંપેહેલવાંનની નજદીક આવીને મીનતથી આજેજી કરવા લાગાં કે અગર હમારા પાદશાહ અફ્રીકીએ પોતાંની કમબખતીના મારે ગુમરાહ થઈને તારી સાથે શોખી કીધી તેનો બદલો તે પોતે પાંમ્યો તે તો પોતાની મગરૂરીથી મારયો ગયો પણ તે કંમબખત હમારા જીવ ઉપર સેતંમ નાખી ગીયો કે હમો લોકો ઈરાંનીઓનાં હાથ ઉપર બેગુનાહ મારયા જઈએ છીએ. અરગજો તું જેહાંપેહેલવાંન મેહેરબાંન થાય તો હમો જીવથી બંચીએ અગરજો તારી મરજી એમજ હોય કે હમોને જીવથી મારવાજછે તો હમે સરવકોઈ પોતાનાં હમારાં તંનમાં કફ્ન પેહેરીનેજ તારી નજદીક આવ્યા છીએ પણ અએ જેહાંપેહેલવાંન તું હમોને મારયા પછે હમારાં બચ્ચાંને કતલ કરવાનો હોય તો અવલ હમોને રજા આપકે અમો હમારે હાથે હમારાં બચ્ચાંને સંભાલીને જબે કરયે પછે એ બચ્ચાં ઉપર કેટલોક વાર જારી કરીએ તેવાર પછે તું હમોને મરાવજે. એ વીગેરે ઘણીક મીનતજારી કરીને પોકારથી ફરીયાદ કરવા લાગા. તે જોઈને તે લોકોની ગોદમાં જે બચ્ચાં હતાં તેપણ રડવા લાગાં. બાજેવખત તે બચ્ચાંનાં માએબાપ બચ્ચાં ઉપર રડતાં અને તે બચ્ચાં પોતાનાં માએબાપ ઉપર રડતાં તે બચ્ચાંની આજેજી તથા જારી જોઈને જેહાંપેહેલવાંન કેરશાસપનો શીનો ભરાઈ આવ્યો તેથી તેની આંખમાં આંસુ આવ્યા અને દીલમાં રેહેમ આવી તેથી તેજ વખત તે લોકોને જીવતદાંન બખશયું અને તે ઉપરાંત કેટલીક ચીજ અફ્રીકીનાં લશકરની લુટમાં આવેલી હતી તે તમાંમ તે લોકોને બખશેશ કરી દેલાશો દીધો તેથી લોકો ખુશી સાથે પોતાને મકાન ગીયાં. પછે પોતે તે શેહેરમાં દાખલ થઈ અફ્રીકીની દરગાહમાં જઈને એક હફ્તાલગી સરાબ તથા ખુશ શરોદમાં બેઠો. જેવારે એક હફ્તો તમાંમ થયા પછે પેલો અફ્રીકીનો અમીર જે લડાઈમાં કેરશાસપને મળ્યો હતો તે અમીરને અફ્રીકીનાં તખત ઉપર બેસાડીને પાદશાહી તાજ તેનાં સર ઉપર મુકી તમાંમ લશકર તથા રઇયતને ફરમાવ્યુંકે તમો સરવ કોઈ એનાં ફરમાંનમાં રેહેજો એ તમારો પાદશાહછે અને તમો એની રઈયત છેઓ. તે હોકમ સાંભલીને તમાંમ તે શેહેરનાં શોદાગરો તથા બોજોરગ લોકોએ તેને પોતાનો પાદશાહ કબુલ કરીને ભાંત ભાંતનો હદીઓ નજર કીધો તેથી તે અમીર હતો તે પાદશાહ થયો. તે ઉપર દાનાંવ લોકો

એમ કરી કહી ગીયાછે કે જેહાંનને એ મીશાલની બાજી ઘણીછે એક એક સાથે તરેહવાર મકર કરેછે એક શખસની જગો આસમાંન ઉપર માહતાબની બરાબર હોય તેને એકાએક એવોતો નીચે નાંખેચકે તેની જગો શીહા ખાકમાંબી નહી થાય એક શખસ શખતી તથા ગમમાં પડેલો હોય તેને એકાએક આસમાન ઉપર માહતાબની બરાબર લેઈ જઈને બેસાડેછે. એક શખસ પાસે શખતી તથા મેહનત ખેંચાવીને દોલત જમાવ કરાવે અને તે શખસની દોલત બીજા શખસને વગર મેહેનતે બખશેછે વાસતે અએ ઈનસાનો એ દુનીયાં દરમેઆંનમાં આપણુ પાસે દોલત હોય તે ઉપર મગરૂર નહી રહીએ. આપણુ પાસે દોલત નહી હોય તેથી નાંઉમેદખી નહી થઈએ કે હું હમેશે એવો મુફ્લેશ રહી જવશ. કોઈ આદમી આએ દુનીયાંમાં એકશો વરશ લગી જીવે અને જે દાહડે વખત પોંહોંચે તે દાહાડે એક દંમનીબી મેહેતલ એ દુનીયા આપતી નથી. કોઈ શખસ ઘણુંક વરશ બંદીખાંનાંમાં પડેલો હોય અને જેવારે તેની હવદ પુરી પડે તેવારે તે શખસને બંદીખાંનાંમાંથી બાહેર કાહડીને તખત ઉપર બેસાડેછે વાસતે એ દુનીયાં હમેશે કોઈ ઉપર બરકરાર રેહવાની નથી. વળી આ દુનીયા એક ખાશીઅતબી નથી રાખતી પણ તેની ખાશીઅત ભાંતભાંતનીછે અને એ દુનીઆ ગોયા એક મેહેમાંનખાંનુંછે તેમજ એ જમીન જે છે તે શોફ્રેછે, આપણે છીએ તે ગોયા એનાં મેહેમાંન છીએ. વાસતે તું શેતાબ મેહેમાંનની મીશાલ ખાઇ લે શાવાસતેકે મેહેમાંન હોય તે એકજ જગો મકાંન કરી રેહેતો નથી વાસતે દુનીયાંમાં કોઈ હમેશે જીવતો રેહેવાનો નથી.

હવે પેલો અફ્રીકીનો શપેહશાલાર જેવારે પેહેલો કેરશાસપ સાથે લડવા આવ્યો હતો અને તે શપેહેશાલારનું નાખ અને કાંન કેરશાસપે કાપીયું હતું તે શપેહેશાલારે એકશો મરદને બોલાવીને પુછીયું હું તમોને ઘણોક ખજાનો બખશશ અને તમોને બેએનેઆજ કરશ પણ તમો તમારે પાસે છુપાં ખંજર લેઈને કાલરોજે હું એ નવો પાદશાહ કે જેને કેરશાસપે બેશાડયોછે તેને સલાંમ કરવા જાઉં તેવારે તમો મારી સાથે આવજો અને તમો તે પાદશાહનું સર તનથી દુર કરીને શેતાબ એ શેહેરને પોતાની કબજમાં કરજો હેવી મસલત કીધી. જેની ખબર એક શખસે જઇને તેજ વખત તે નવા પાદશાહને કહી તે સાંભલતાં વાર પાદશાહે પોતાનાં અમારો સાથે મશલત કરીને પોતાનાં ગોલાંમોને હથીયાર બંધાવી તઇયાર કરી જેવારે શીહા રાતનો વખત થયો તેવારે તે ગોલાંમોને કમીગાહ કરી રાખયા. એમ કરતાં જેવારે બાંમદાદનો વખત થયો તેવારે પેલો નવો પાદશાહ પોતાનાં તખત ઉપર આવી બેઠો જેની ખીદમતમાં દરબારીઓ હાજેર થયા. એવામાં

પેલા બદ નઇઅતના શપેહેશાલારનું એકશો મરદો સાથે આવવું થયું તેજ-વખત તે પાદશાહ સર ઉઠાવીને પેલા શપેહશાલારને બોલંદ આવાજે કેહેવા લાગોજે એ કમબખત બદનઇયતના તું નાખ તથા કાંન વગરનો પાદશાહ લોકોની પાદશાહી ઉપર નજર રાખેછે. તું જાણતો નથી કે પાદ-શાહી તે ખુબસુરત તથા એબ વગરનાં આદમીને જેબ દીએછે તો નાપાક તારા મોહો ઉપર નાખ કાંહાંછે? તથા તારા સર ઉપર કાંન કાંહાંછે? તે વગર તું પાદશાહી તખત તથા તાજ માંગેછે તે તુંને કાંહાંથી મલે અગર એક શખસનું તંન ઘણું ભારી હોય પણ અવલ તેનાં બેઉ પાંઉ ઓશત-વાર જોઈએ જો પાંઉ ઓશતવાર હોય તો તે શખસથી કુદીને ચુંગાલ મારી શકાય! તું એમકરી જાણુ કે તારી મદદ કમબખતીએ કીધીછે તેથી તુને એવું બદ સુજ પડેછે. જેહાંપેહેલવાંન કેરશાસપને લાજેમ નહી હતું જે તારૂં નાખ કાંન કાપીને તુને જીવતો મેલે તારૂંતો સરજી કાપવું જોઇતું હતું. તું જીવ્યોતો તારા દેલમાં અદેખાઈ આવી પણ મને મારા રોશંન બખતનાં ચલકાટથી અને પાક યજદાંની અને જેહાંપેહેલવાંન કેર-શાસપની મેહેરબાંનીનાં શાયાથી પાદશાહી મલીછે અને તું કમબખતીનો મારયો એ મીશાલ મારી સાથે બદી કરવા ચાહેછે? એટલું કહીને પછે ગોસ્સામાં આવીને હોકમ કીધોકે એ બદખુનીઆદનાંને તથા એનાં સોબતી-ઓ કે જેઓ દગો કરવા આવ્યાછે, તેઓને ગરદંન મારો તેજ વખત પેલા ગોલાંમોએ કમીગાહમાંથી બાહેર નીકલી આવી શેતાબ પેલા એકશો મર દોને તથા પેલા શપેહશાલારને પકડી લઈ પાદશાહની દરગાહના દરવાજા ઉપર સરવે જણાને સુલી ઉપર ચહડાવી તેઓનાં તંન બજારનાં રશતા-ઉપર બેમોલાએજે નાખયાં કે જે કોઈ આવે જાએ તે તેઓનાં તંન ઉપર લેઆંનત નાંખે કે જેકોઈ પોતાનાં પાદશાહને બદી ચાહે તે શખ-શનો એ રવેશ હાલ થાય તથા જેકોઈ પોતાનાં સાહેબ સાથે શોખી તથા બદ દેઆંનત કરે તેકરતાં તેને શેર ફાડી ખાએ તે બેહતરછે પણ એ નાપાયે-દાર જમાંનો હેવોજ છેકે કોઈ વખત કોઈ શખસની સાથે દુશમની કરે અને કોઈવાર મદદગાર થાય તથા એ ફરતા આસમાંનના બે હાથછે તેમાં એક હાથમાં બેકીમત ગોહરછે અને બીજા હાથમાં જેહેર ભરેલું ખનજ-રછે જે ઉપર એ આસમાંન મેહેરબાંન થાય તે શખસને બેકીમત ગોહર આપીને તવંગર કરે યા નામેહેરબાંન થાયતો પેલાં જેહેરી ખંનજરે કરી તેનું સર કાપી નાંખે. જેવારે એ દગાની તથા કીનાંની ખબર જેહાંપેહેલવાંન કેરશાસપને થઈ તેથી ઘણો અજબ રહીને તે પાદશાહની નજદીક આવીને કેહેવા લાગો જે તું એ મીશાલ દુશમંનનાં દગાથી ખબરદાર થઇને તે

લોકોને જીવથી મારયા તે મને ઘણું પસંદ પડયું શાવાસતે કે બદ લોકો સાથે બદી કરીયે તેની કશી એબ નથી. પાદશાહી બે રીતે ચાલેછે તેમાં એક તો નરમી તથા બીજીતો ગરમી. નરમી મુફલેશ તથા બેવારેશ લોકો સાથે કરીએ તથા ગરમી શખત દેલનાં શરકશ લોકો સાથે કરીએ જેવારે એ બે ચીજ પાદશાહમાં નહી હોય તેવારે તે પાદશાહને કોઈ મોજુદમાં ગણે નહી. નેકનાંમી તથા નેકી દુનીયાનાં દરમેઆંનમાં સરવ કરતાં બેહતરછે પણ બાજે જગો બદીબી કરવી પડેછે અને તે બદી કીધાથી નેકીનો ફાયદો નજર આવેછે. જેહાંપેહેલવાન તે મુલકમાં સાત મહીનાં લગે રહ્યો તે ખબર સાંભલીને ખાવર જમીનનાં તથા બબર શેહેર વીગરે હરતરફનાં પાદશાહોએ ઘણોક નાદેર હદીઓ કેરશાસપની નજદીક મેલ્યો.

એને દરમેઆંન કેટલાક દાહડા ગુજર્યા પછે જેહાંપેહેલવાન કેરશાસપ કોરતીએ શેહેરની તરફ ચાલ્યો તે રાહમાં બેસુમાર ખજુરનાં જાહડ હતાં તે જાહડો જેમકે ઓરત લોકો જરીઆંન પેહેરે ને ખુશ લાગે તે મીશાલ તે ખજુરનાં ફૂલ જેબ દેતાં હતાં. તે જગોથી આગલ જતાં એક જંગલ ઘણું શખત આવ્યું તે જગોની જમીન તમાંમ સુનાંની હતી તાંહાંથી સરવે કોઇએ જેટલું લેવાયું તેટલું સુનુ લીધું. જેવારે તે જગોથી આગલ ચાલતાં એક જંગલ ઘણું ખુશ હવા ભરેલું દીઠું તેમાં ભાત ભાતનાં રંગનાં બેસુમાર મુરગ ખુશ હલકે કરી આવાજ કરતાં હતાં તે મુરગોમાંથી કેટલાંક મુરગ લશકરનાં લોકોએ ખાવાને વાસતે પકડયાં પણ તે મુરગની હલક લોહડાંનાં હથીઆરે કરી કપાઇ નહી! તે જગોથી આગલ ચાલતાં એક પાહડ ઘણો બોલંદ નજર આવ્યો તેનું સર ગોયા આસમાંન સાથે જઇમળેલું અને તે પાહડની નીચે ઘણાંક પથર શંગેમરમરનાં પડેલા હતા અને તે પથર ઉપર મશત શેરની સુરત ચીતારેલી હતી, તે પથરમાંથી અગર કોઈ એક પથર લઈને પોતાની કમરે બાંધેતો તે શખશને કોઈ બીજો શેર નુકશાન નહી કરે એવા તે પથર હતા. તે જગોથી આગલ જતાં રાહમાં એક બીજો પાહડ ઘણાંક ખુશબોદાર ફુલે ભરાઈ ગયલો દીઠો તેઉપર એક બુતખાંનું સાદા પથરનું હતું પણ તેનાંતમાંમ પથર દેબાનાં કપડાંની મીશાલ રંગદાર હતાં તેની ઉપર એક શીશાનું તખત માંડેલું હતું તે ઉપર ચાર પુતલી હતી તેમધે એક પુતલી તમાંમ લાલની, બીજી યાકુતની, તરીજી સુનાંની તથા ચોઠી પરવાલાંની બનાવેલી હતી. એ રવેશની તે ચાર પુતલી બેસાડીને તે ચાહરો પુતલીનાં એકએકનાં હાથમો હાથ આપેલા અને તે ચારો પુતલી એક એક સાથે વાત કરીને આંગલી દેખાડતી અને માંથાં હીલાવતી હતી તે પુતલીઓમાં દીલ તથા જીવ નહી હતો તે છતાં એક

એક સાથે બોલીને વાત કરતી હતી તે પુતલીઓનો ભેદ કોઈએ જાંણ્યો નહી કે એ અજાએબ શું છે! તાંહાંથી આગલ ચાલતાં એક નાંધલું શેહર દીઠું તેમાં આદમીઓનાં ટોલાં અનદાજેથી જીઆદે હતાં તેની નજદીક એક ચશમો પાંણીનો હતો તે ચશમાંની પહોલાઈ એક તીરવાર કરતાં ઘણી ન હતી. તે ચશમામાંથી તે શેહેરનાં આદમીઓ ગલે કરી માહી પકડીને બાહેર કાહડતા તે માહીને આફતાબની ગરમીથી સુકવતાં તેવારે તે માહીનો રંગ શફેદ કપુરની મીશાલનો થતો અને તેમાંથી કશતુરીની મીશાલની ખુશબો નીકલતી હતી. તે જગોનાં પાહડ ઉપર બીજા ચશમા ઘણા હતા તેનાં પાણી જેકોઇ પીતાં તેને મીઠાઈ ખાય્યે તેવી મજેહ આવતી હતી પણ જેવારે હુનાલો થતો તેવારે તે ચશમાંનાં પાણી સુકાઇ જતાં તથા તાહાડનાં હીગાંમમાં તે ચશમાં પાણીએ કરી ભરાઈ જતા. પછે એક બુતખાંનુ શંગેમરમરનું દીઠું તેનો દરવાજો સુનાંનો અને અગાશી શફેદ રૂપાંની હતી તે અગાશી ઉપર એક જરી તખત મેલીને તેઉપર એક પુતલુ બાજ જાંનવરની સુરતનું સુતેલું હતું. તેની એજમત એ હતી કે જેવારે મેખનો આફતાબ થતો યાને પાદશાહીનોરોજ આવતો તે દાહડે તે પુતલું તખત ઉપરથી ઉઠી કુદીને એક આવાજ મારતું અગર તે વખત તેની ચાંચમાંથી પાણીનાં કતરા તખત ઉપર પડતા તેવારે તે જગોનાં લોકો એમ કરી જાંણતાકે એ વરશ સરવ વાતે સારૂં તથા ચંમનભરેલું જશે, સરવ ચીજની ફરાખીબી થશે તથા આદમીજાદને કાંઈ આજાર નહી પેદા થશે. અગર તેના મોહડાંમાંથી આવાજ મારતી વખત પાણી નહી નીકલે તેવારે જાંણતાકે એ વરશ સરવે વાતે તંગી ભરેલું જશે. એ મીશાલે તે જગોના લોકો વરશ દાહડે મેહેમા જોતા અને પોતાના સામાંનની તજવીજમાં રેહેતા. તે બુતખાનાની નજદીક એક ઘણો બુલંદ મીનારો તમાંમ પથરનો બનાવેલો હતો તે ઉપર એક નકારૂં લટકાવી મેલેલું હતું તેની ફાલ એ રવેશની હતીજે અગરજો કોઈનું ફરજંદ, ભાઈ અથવા ખેશ કબીલા વીગરે હરેક દોશત કેઠે દુર પરદેશ ગીયો હોય અને માલંમ નહી પડતું હોય જે તે જીવતોછે યા તેનો વાકો થયોછે તેવારે તે નગારાની નજદીક આવીને તે જનાર શખશનું નાંમ લેઈને નગારાં ઉપર બે મરતબે હાથ મારતા અગર તે શખસ ગુજરેલો હોયતો તે નગારાંમાંથી કાંઈ આવાજ નહી નીકલતો અને જો હયાત હોયતો બોલંદ આવાજ નીકલતો તે અજાએબાત જોઈને કેટલીક મંનજેલ આગલ ચાલતા એક જંગલ શેકારગાહનું દીઠું તેની તમાંમ જમીન વેલુની હતી પણ તે વેલું એવીતો ગરંમ હતીકે ગોયા તેની નીચે આતશ હોય અને તે ઉપર પાણીની દેગ જોશમાં આવે તે મીશાલ તે

જમીન ગરમીથી જોશ કરતી હતી. એક જાહડ ઘણું બોલંદ શખત પથર ઉપર ઉગેલું દીઠું. તે જાહડ ઉપર ગેટાંની ઉંનની મીશાલ પશંમ ઉગેલી હતી. તે ઉન રંગમાં લાલ જાંણે આદમીનાં લોહીની મીશાલની હતી અને નરમીમાં અબરેશંમ કરતાં ઘણી સાફ હતી તે જાહડ ઉપરથી સરવ કોઇએ ઘણીક પશંમ લાવીને ઘોડાઓનાં બોગીર, બીછાંનાં તકીઆ તથા બખતરની નીચે પેહેરવાનાં કુરતા કીધા. તે જાહડની નજદીક એક શેહેર ઘણુંક નેઆંમત તથા માલ મતાનાં આદમીઓ સાથે આબાદ હતું. તે જગોએ જેવારે બાહારનો વખત નજદીક આવતો તેવારે તે ઉનનાં જાહાડનાં ફુલ ખીલતાં તેવારે એક જાંનવર ગાઓની સુરતનું દરીઆવનાં કીનારાની તરફથી દોડતું આવીને જેમકે ખાહેશ ભરેલું આદમી હકતાલાની નજદીક શેજદો કરી પોતાનું સર ખાકમાં મેલે તે મીશાલ તે જાંનવર પેલાં જાહાડની નજદીક એતેકાદથી પોતાનું સર જંમીન ઉપર મેલતું તે જાહડનાં ફુલ તરણ મહીનાં લગી તાજાં રેહેતાં તાંહાંલગી તે જાનવર બીજી જગોએ જતું નહી હતું મગર બાજે વખત ચરવા જતું પણ તે જગોથી બીજી જગોએ જતું નહી. જેવારે પેલાં ફુલને તરણ મહીનાં તમાંમ થતા અને તે ફુલને બેજાં પોંહોંચતો તેવારે તે જાનવર પોકાર મારતું અને પોતાનું સર તેની નજદીક જમીન ઉપર પછાડતું તેણે કરીને તેનું સર ફાટીને રેજેરેજ થઈ જતું. એ રવેશનો તાંહાં તમાસો જોઈ આગલ ચાલ્યા તાંહાં એક નદી ઉંડી રાહમાં વેહેતી હતી પણ તેની અજાએબાત એ હતી કે જેવારે બાંમદાદને વખત આફતાબ રોશંન થતો તેવારે તે નદીનાં પાણી મગરેબની તરફ જતાં અને જેવારે આફતાબ માથેથી ઉતરતો તેવારે તે નદીનાં પાંણી મશરેકની તરફ જતાં પણ વેનો ભેદ કોઈને માલંમ નહી થયો કે તે પાંણી રાત દંન આફતાબથી જુદાઈ શા વાસતે રાખે છે. તે જગોએ બે દન લગી રહીને પછે લશકર સાથે આગલ ચાલતાં રાહમાં એક જંગલ શબજ ઘાંશનું ભરેલું આવીહ્યું તેમાંનાં જાંનવરોબી શબજ રંગનાં હતાં તેમાંનું એક જાંનવર પોકાર કરતું હતું તેનો આવાજ ઘણો ખુશ હતો અને તે જાંનવરનું કાંમ એ હતુંકે જે જગો પાંણીની તંગી હોય અને તે જગોથી પાંણી દુર હોય તેવારે તે જાનવર પેલાં તમાંમ જાનવરોને પાંણી પોંહોંચાડતું તે એ રવેશેકે તે જાનવર હવા ઉપર ઉંચું ઉડતું અને ચોતરફ નેગાહ કરતું. જેવાઁરે એકુ જગો પાંણીનો ચશમો નજર આવે તેવારે તે જાનવર બુલંદ આવાજે પોકાર કરતું ને પાંણીની તરફ જતું કે બીજાં તમાંમ જાંનવરો તેનાં આવાજ ઉપર ઉડા પાંણીનાં ચશમાંની તરફ જઈને પાંણી પીતાં. જેવારે તમાંમ જાંનવરો પાંણી

પીધાથી તનદરોશત થતાં તેજગો ઘણાંક પાહાડ હેવાનો બોલંદ હતાકે ગોયા તેનાં સર આસમાંન સુધી જઈ મલ્યાં હતાં. તે પાહડો શીહા તથા શફેદ નમકે કરી ભરેલા અને તેની નજદીક એક વાંશનાં જાહડનું વન જોવામાં ઘણું દરૂશત હતું. તેની આસપાસ શેરો તથા ચીતાઓનાંગોવારાં બેશુમાર હતાં તે વાંસના જાહાડની અંદર એક બીજુ જાહડ હતું તેનાં ફુલ શરાબ પીવાનાં પેઆલાંની મીશાલનાં હતાં તેની ખાશીયત એ હતી કે જેકોઈ આદમીજાદ તેની નજદીક જઈને તે ફુલની ખુશબો લેતો તે શખશ બેશુમાર હસ્યા કરતો તથા હરકોઈને તે જગોનાં શેરથી યા ચીતાથી ડર લાગતો હોય અને તે શખશ તે ફુલનાં જાહડનાં શાયા નીચે જઈ બેસતો તેને શેર તથા ચીતાથી બેલજામ થાય નહી તથા તે જાહડનાં શુકાં ફુલને લેઈને શરાબની જાંમમાં નાંખતા તેવારે તે ફુલ પાછું તાજુ થતું અને શરાબમાંથી ખુશબો નીકલતી. પછે જેહાંપેહેલવાંન પેલાં વાંશના જાહડમાં ફરવા લાગો અને ઘણાંક શેરને મારયા પછે બાહેર આવ્યો તાંહાં એક જગો નજરપડી કે ઘણાંક ચરવાં એખહા બેશીને એવોતો બુલંદ આવાજ કરતાં હતાં જે તેનો શોરશાર તમાંમ આમમાંન ઉપર જતો હતો તે જાંનવરો આસપાસ બેઠેલાં ને અંદર એક આતશની ચાહ રોશન કીધેલી તે આતશમાં પોકાર કરતાં લેટયા કરતાં હતાં. તે તમાસો જોઈને જેહાંપેહેલવાંન અજબ રહ્યો કે આપણુ આદમીજાદથી એ આતસની ચાહની નજદીક જઈ શખાતું નથી અને એ પરનદાં જાનવરો એ આતશમાં આશાએશથી લેટતાં ફરેછે ?-પછે એક શખશ જેહાંપેહેલવાંનનાં લશકરમાં ઘણો હોશીયાર અને બીજા જંજીરાઓની ખબરનો જાંણુનાર હતો અને તેણે ઘણીક સફર કીધેલી હતી તેને જેહાંપેહેલવાંને પુછયું કે એ શી ચીજછે તેવારે તે બુઢો મરદ કેહેવા લાગો જે એ જગોથી એક મનજેલ દુર એક શેહેરછે તે શેહેરનાં લોકોને જેવારે કાહીની હાજેત પડેછે તેવારે તે લોકો એ જાનવરોનાં ડરથી કાઠી લાવી શખતા નથી તેથી સરવકોઈ એકઠા થઈને એ જંગલમાં એક જગો આતશરોશન કરેછે. જેવારે તે આતશની રોશની એ જાનવરો દેખેછે તેવારે શેતાબ પોતાની જગોથી ઉઠીને આવાજ કરતાં તે આતશની તરફ જાએછે અને આતશમાં બેઠાથી એવોનાં જીવને ઘણી ખુશી પેદા થાયછે એવો હોનર કરીને તે લોકોએ જંગલમાં આવી સરવ કોઈ પોતાની ખપ માફક કાઠી લેઈ જાએછે. અને તે શેહેરનાં લોકોને બીજા શેહેરના લોકો આતશપરશત કરીને કેહેછે. એ અજાએબ વાત શાંભલીને જેહાંપેહેલવાંને તે જાનવરોમાંથી કેટલાંક જાનવર પકડાવીને પોતાની સાથે લીધાં અને તે જગોથી આગલ ચાલ્યા. એમ કરતાં

શીરીનના મુલકની તરફ જઈ પોહોંચ્યા તાંહાં રાહમાં જતાં એક દરીઆવ ઘણો ભારી મોજા ભરેલો દીઠો. જે મીસાલ કેઆમતને વખત દુનીયાં બરહંમ મારશે તે મીશાલ તેની મોજ દરીઆવને બરહંમ મારતી તે હેવી રીતેકે ગોયા તે મોજાએ કરી આસમાંનને જમીન ઉપર ખેંચી લાવવા ચાહતો હતો એ મીસાલે તે દરીઆવની મોજ જાણે આસમાંન લગી ઉછલતી પણ પેહેલી રાતથીતે અરધી રાત લગી તે દરીઆવની મોજનો શોરશાર આસમાંન લગી જઈ પોંચતો યાને અરધી રાત લગી એવી ભારે જોરથી મોજ ચાલતી અને અરધી રાત પછે તે દરીઆવનાં પાંણી પથરની મીશાલ શખત બંધાઈ જતાં તે બાંમદાદનાં વખત લગી. એ મીશાલ બંધ થઈને જમીનની મીશાલ થઈ જતાં હતાં તે ભારી દરીઆવમાંથી પાછલી રાતને વખત ઉતરીને પાર નીકલ્યા. તેનાં કીનારા ઉપર કેટલાંક એદાં બાગેલાં દીઠાં. તે એદાં દરીઆવની મોજનાં ઉદેશા કરતાંબી મોટાં હતાં બલકે એક એક એદું ગોયા એક એક ગુમબજ કરતાંબી મોટું હતું તે એદાંને વાસતે જોહાંપેહેલવાંનેઘણીબી તજવીજથી તલાસ કીધી પણ કોઈએ જવાબ દીધો નહી કે એ એદાં ફલાણી જગોથી આવી પડયાંછે અને તે ફલાંણાં જાનવરનાંછે પછે તે જગોએ કેટલાક પાંણીનાં ચશમાં દીઠા તેમાં માહીની જગોએ શીહા રંગનાં ટીગણાં આદમી હતાં તે આદમીઓમાંથી અગર કોઈ આદમી એક શાએત પાણીમાંથી બાહેર નીકલતું તો તેજ વખત મરણ પામતું અને એમ કરી શાંભળીયું છેકે રાતને વખત દરીઆવની તરફથી એક જાંનવર શુંનાંની મીસાલ જરદ રંગનું જેમકે બાંમદાદને વખત શોરખ આફતાબ નીકલેછે તે મીસાલનું શોરખ તે જાંનવર આવીને પોતે પથર શાથે ઘશડાએછે તેનાં તન ઉપરથી બાલ નીચે પડેછે તેણે કરીને તેટલી જમીન તમાંમ જરદ રંગની થાયછે પછે તે જંગલને આસપાસ ગાંમડાંછે તેમાંનાં લોકો બાજે વખત જંગલની તરફ ફરવા નીકલે તેમો જે કોઈનું કીશમત જોરાવર હોય તે શખસને હાથ પેલાં જાંનવરનાં બાલ આવે! તે બાલનું કપડું વણીને અગર કોઈ શખશ પેહેરેતો તેમાંથા કશતુરીની મીશાલ ખુશબો નીકલતી વલી તે કપડાં ઉપર ગીરદ નહી લાગતી તેમજ પાણીનીતો તેનાં ઉપર અશર લાગતીજ નહી. તે જોવામાં ગોયા ખાલેશ શુંનું ચલકે તે મીસાલ ચલકાટ મારતું હતું તે બાલનું કપડું અગર કોઈ પેહેરેતો માલમ નહી પડેકે તાશનો લેબાશ પેહેર્યોછે યા જરદ શુંનાંનોછે એ મીસાલનું તે જાંનવરછે તે જાંનવરનાં બાલ જેહાંપેહેલવાંનનાં લશકરનાં લોકોનાં હાથમાં આવ્યાં તે લાવીને જમીન ઉપર મુકતાં ગોયા ખાલેશ શુંનાંને તાવીને જમીન ઉપર રેડયું હોય તેમીસાલ ચલકતા તે બાલના

કપડાંનાં એક જાંમાંની કીમત એક પાદશાહાનાં ખજાનાંની કીમત બરાબર હતી તે જગો જેહાંપેહેલવાંને મુકાંમ કરીને તે જાંનવરનાં બાલનાં છ તાકા બનાવ્યા અગર તમાંમ હફતે કેશવર જમીનનાં પાદશાહોની પાદશાહીમાં તલાશ કરેતો તે જાંનવરનાં બાલનાં એક કપડાંથી બીજું કપડું નહી મલે. જેહાંપેહેલવાંન કેરશાસપે પોતાનાં તંન ઉપર રંજ ખેચ્યો તો. તેનાં બદલામાં એવો ગંજ પામ્યો. એ બનાવની ખુશીમાં ચાલીશ દાહડા લગી મગરેબના દરીઆવનાં કીનારા ઉપર દેહેરા મારી તમાંમ દંન શેકાર તથા શરાબમાં ગુજારે દંમબદમ શરાબની જાંમ ઉડાવતા હતા.

## મગરેબનાં દરીઆવનાં કીનારાની અજાએબ જેવી હકીકત.

હવે તે દરીઆવનાં કીનારા ઉપર એક જંગલ હતું તે જંગલમાં જરાફ જાંનવર તથા હાથીઓ બેશુમાર હતા તે દરમેયાન શરવનાં જાહડ ઘણાંક હતાં તે જાહડો ઉપર બેશુમાર ફુલ ખીલેલાં હતાં. એ મીશાલનાં લાબો જાહડ તે જગોએ હતાં તેનાં ફુલ શફેદ તથા તમામ પાતરાં જંગલની મીસાલ શબજ હતાં. જેકોઈ તે ફુલની ખુશબોઈ લેતો તે શખસને શેતાબ શોશતાથી બેઆબ આવતો તેથી તે બેઅખતીઆર જમીન ઉપર પડતો પણ જેવારે પુરો ઉંગમાં આવતો તેવારે તેને એક શખસ ખોઆબમાં આવીને જાહેર કરતોકે એ મરદ આશતે રહીને ઉઠ અને ફલાંણો પાંણીનો ચશમોછે તેમાં ઉતરીને ગોશલકર કે તેથી તું હોશીઆર થશે એમીસાલ તે જગોને ફુલમાં અજાએબાત હતી. તે જાહડનાં ફુલ તોડીને ઈરાંના લશકરનાં કેટલાંક આદમીઓએ તેની ખુશબો લીધી તેથી કરીને તેજવખત તેઓને શોશતીથી ઉંગ આવી બેઅખતીઆર જમીન ઉપર પડ્યા. તેવારે પેલા શખસે ખોઆબમાં આવીને બશારત કીધી તેથી આશતે રહી ઉઠીને પેલા ચશમાંમાં ગોશલ કીધું તેણે કરીને તેઓ પાછા હોશમાં આવ્યા પછે મગરેબ જમીનનું "અનદોલશ" નાંમનું શેહેર હતું તે તરફ લશકર ચલાવ્યુ "અનદોલશ" શેહેરમાં પુગી તે જગોનાં પાદશાહ સાથે મજલેશ શમારીને નેઆંમત ખાંણું તથા શરાબની જાંમ તથા રામશગરોનાં આવાજ સાથે એક હફતાલગી ખુશીમાં બેઠા. જેવારે એક હફતો તમાંમ થયો તેવારે તે શેહેરમાંથી આગલ ચાલતાં એક જગોએ જઈ પોહોચ્યા. તે જગોએ ઘણાંક મોહટા પાહડો દીઠા તે પાહડ ઘણાં બુંલદીમાં ઉંચા હતા તે પાહડોની આસપાસ ઈરાંની લશકરના લોકો ફરવા લાગા તાંહાં ઘણીક રૂપાંની ખાંન નજર આવી અને પાહડોમાંથી પાંણીની મીસાલ રૂપુ

વેહેતું હતું તે જગોથી ઘણુંક રૂપુ સરવેકોઈએ લીધું પછે ખુશી સાથે આગલ ચાલયા. એમકરતાં એક શેહેર કોરતીએ નાંમનુ ઘણું આબોહવા ભરેલું આબાદ દીઠું તે શેહેરની તરફ ચાલતાં તેની નજદીક એક નદી ઘણી ઉંડી વેહતાં પાંણીની ઘણી નાદેર હતી તેનાં જોવાથી જેમકે એક શખશ મરતો હોય ને પાછો જીવતો થઈને ખુશી થાય તે મીસાલ સરવે કોઈને તે જોયાથી ખુશી પેદાથઈ. તે જગો એવી અજાએબાત હતી કે તે શેહેરમાંથી એક મરદ એક આંખનો આવીને તે નદીમાં ડુબકી મારીને નીચે જઈ ખોઆબ કરતો તે મરદના બીછાનાની જગો નદીમાંની રેતી હતી અને હોડવાની જગો નદીનાં પાંણી હતાં તે એક આંખનો શીહામરદ વખત બેવખત આવીને પેહેલી રાતથીતે અરધી રાતલગી પાણીની નીચે ખોઆબ કરતો. એ મીશાલ જેહાંપેહેલવાંને તે મરદને કરાંમત ભરેલો દીઠો તેથી તે નામદારે તેને ઘણીક ચીજ બખશી અને પછે જીવને ખુશી કરવાને વાસતે જંગલની તરફ શેકાર કરતા આગલ ચાલયા. એમ કરતાં એક ગોરખર ઘણું ફરબે દીઠું તેની પછવાડે જેહાંપેહેલવાંને પોતાનો ઘોડો ડપટાવ્યો પણ આકેબત તે ગોરખર હાથથી જતું રહીયું અને જેહાંપેહલવાંન પોતે પાંણીનો પેયાસો થયો તેથી થાકીને પાહાડ ઉપર ચહડયો. તે જગો એક ગારમાં કેટલાક શખસો ઘણાં નેક એતેકાકથી બેઠેલા હતા. તે પાહડની ઉપર આગલ જતાં રસતો ઘણો તંગ હતો તેને માંથે એક દોખમુ શખત પથરનું બાંધેલું અને તે દોખમાંમાં એક શખસ ઘણો ડરાંમણી શુરતનો ગુજરેલો શુતેલો હતો પણ તેનાં તમાંમ હાડ તથા ગોશત સરવે રગથી ખાલી હતાં અને તેનું સર બોલંદ ગુમબજની મીસાલ ભારી હતું. તેની તમાંમ રગો કમંદની મીસાલ પેચ થઇ ગયલી તથા તેની બેઉ બાજુ રૂપાંનાં થાંભાની મીસાલ શફેદ હાથની હતી. તેનાં બેઉ ગોઠન ચાલીશ ગજ કરતાંબી જીયાદે લાંબાં હતાં. તે દોખમાં ઉપર એક તખતી પથરની હતી તેમાં યુનાંની હરફે કરી જાહેર લખેલું હતું પણ કોઈ શખસ તે વાંચી શકયો નહી. એ મીસાલ તે મરદનું તન જોઈ જેહાંપેહેલવાંન ઘણો અજબ રહયો આગલ જતાં એક બીઆબાંન જંગલ ઘણું ભારી દીઠું તેમાં પાણીની નેહરો જારી હતી તાંહાં બેશુમાર મોરગો ખુશ હલકે કરી આવાજ કરતાં તે જગો જેહાંપેહેલવાંને એક જાહાડનાં સાયા નીચે બેસીને પુરતું પાણી પીધું અને તેથી તરૂપત થઈ તે જગોએ મુકામ કરી આશાએશ લીધી.

———

## સવાલ કીધો જેહાંપેહેલવાંન કેરશાસપે રૂમી બહેરેમનને તે હકીકત.

પછે ખોદાનું નાંમ લેઈને કેરશાસપે ઉઠવા ચાહયું તેવામાં તે જંગલમાંથી એક બહેરેમંન ઘણો બુઢો વાંકી પીઠનો હાથમાં લાકડી પકડેલો ને કેરશાસપની નજદીક આવી ઉભો તે બહેરેમંનનાં બેઉ રોખશારા બુઢાપાએ કરી ગાશની મીસાલ જરદ થએલા હતા તેને એટલાંતો વરશ ગુજરેલાં કે તેનું મોહોનથી ઈતેજાગીથી આજેજ થઈ પોકારતું કે મે ઘણાંની આદમીઓનાં જાંન લીધાછે પણ એ શખસ મારી ચુગાલમાં આવતો નથી જે એ ખુદાથી હું છુટું! એ મીસાલનો બુઢો મરદ આવીને જેહાંપેહેલવાંનની નજદીક એક પથર પર બેઠો અને રૂમી જેબાંનમાં જેહાંપેહેલવાંન ઉપર કેટલીક દુવા કીધી. તે સાંભલીને જંગી કેરશાસપે પુછયું કે એ બુઢા મરદ તું કોણ છે અને તારી ઉમર કેટલા વરસની ગુજરી છે? એ જગો એકલોછે અને તુંને હમશોબતી. ખેશ કબીલાનાં લોકો. ફરજંદ તથા ઓરત વીગરે કોઈ નથી? વલી એ પાહડ ઉપર કાંઈ મેવો તથા ફલ નથી તો એ જગો તેં શી ખુબી દીઠી કે તું એખલો રેહેછે.

એ શખુન શાંભલીને તે બહેરેમને જવાબ દીધો કે એ નેકબખત મરદ તું મને મારાં વરશને વાસતે પુછેછેતો મને આજ લગી ૯૦૦ નવસો વરશ થયાંછે અને દુનીઆંની આબાદી કરતાં મને એ બીઆબાંનની જગો ખુશ લાગેછે. તું નથી જાંણુતો કે જે જગો આદમીજાદને ખુશ આવે તાંહાં તેનું દેલ લાગે અને પોતાના જીવને જે જગો પશંદ આવે તે જગો આબાદી કરતાં બેહેતરછે. ઘુવડ જાંનવરને વેરાન જગો ઘણી પશંદ આવેછે તેથી તે જાંનવર તે જગો પોતાનું મકાંન કરી રેહેછે તથા બુલબુલને અરદીબેહશત મહીનાંનો બાહાર ખુશ આવેછે તેથી તેનો મકાંન બાગમાંજછે વાસતે જે કોઈનાં દેલને જે ચીજ તથા જે જગો પશંદ આવે તે તે પાદશાહી કરતાં આલા કરી જાંણેછે. વાસતે એ નેકબખત મરદ રાતદંન મારો કારબાર પાક યજદાં સાથેછે અને હું તે શીવાએ કોઈ બીજાની પરશતેશ કરતો નથી અને એ પાહાડ ઉપર મકાંન કરી ખાવામાં ઘાશનો ખોરાક ને પેહેરવામાં જાહાડનાં પાતર લેઉંછું અગર એ જગો કોઈ મારા ખેશ કબીલાનાં લોકો મારી નજદીક નથી પણ હું ઘણો ખેશ તથા કબીલો એ જગો રાખુંછું. અવલતો મારી અકલછે તે મારી માએછે, હોશછે તે મારો બાપછે, પાક નઈએતછે તે મારી ઓરતછે, દાંનાઈ તથા તરતીબછે તે મારા બેટાછે, એક મતછે તે મારી માસીછે, દુર અંદેશોછે તે મારો કાકોછે, દીન

તથા દાદની રાહછે તે મારા બે ભાઈછે; અદેખાઈ તથા લોભને મારવું એ મારા બે ગોલાંમછે, વખતે વખતની બંદગી કરવી એ મારી મજલેશછે. ગોશાને માસ્યો તે મારો ખોરાકછે અને શેહેવતથી દુર રેહેવું એ મારો દરબાંનછે; એમીસાલે મને એ જગો ખેશ કબીલો તથા ચાકર નફરછે. બીજા આદમીઓનાં ખેશ કબીલાનાં લોકોતો કાહેલીબી પડે પણ એ મારા કબીલાનાં લોકો કબી કાહેલીબી નથી પડતા તેકરતાં હું એ જગો એખલોને બેવારેશબી નથી. માહારો વારેશ મદદનો કરનાર પાક યજદાંછે તેની મદદ મને બશછે. દુનીઆંનાં દરમેઆંનમાં એક હજાર પાદશાહની પરશતેશ કરયે તે કરતાં એક હકતાલાની પરશતેશ કરવી ઘણી ફાયદો કરેછે વાસતે તમાંમ ચીજનો પેદા કરનારો તે શાહેબછે અને આકેબત સરવે કોઈને તે સાથે કામ લેવુંછે. આ જેહાંનછે તે જીવની લેનાર તથા રંજની ખેંચાવનારછે અને તે જેહાંન જે છે તે જીવની વધારનાર આશાએશ ભરેલીછે તથા આ જેહાંન જીઆંન ભરેલીછે અને તે જેહાંન ફાયદા ભરેલીછે તેકરતાં દુનીઆંના દરમેઆંનમાં અગર કોઈ તારો દુશમંન નહી હોયતો તું નચીંતમાં રેહેતો કે એ જેહાંનનાં દરમેઆંનમાં મારો કોઈ દુશમંન નથી એ જેહાંનછે તેજ તારા જીવની દુશમંનછે. એ શખુન શાંભલીને જેહાંપેહેલવાંનની ખાતેર જમાં થઈકે એ બુઢો મરદ ઘણો દાંનાવ અને ખોદાપરશત નજર આવેછે એવો અંદેશો કરીને તે નેક બુઢાને કહીયુંકે એ ઘણુંવરશનાં દાંનાંમરદ હું જોઉંછુકે તુંછેતે દાંનાઈ તથા ફજીલતનો ગંજછે વાસતે જે દાંનાં આદમી હોય તે પોતાની ફજીલત જાહેર કરવામાં કસુર નહી કરે અને કરેતેને બુજોરગ લોકો દાંનાવ નથી કેહેતા. એ દુનીઆંનાંદરમેઆંનમાં આદમીજાદતો સરવે કોઈછે પણ બજોરગ આદમી તેછે કે જે પોતાની દાંનાઈએ કરી બીજા આદમીઓને નેક રાહ દેખાડે તેથી બુજોરગી પાંમેછે. એક જાહડછે તે પોતે ફલનો બાપછે યાને તે જાહાડ પોતે પરવરદેગારથી મોટું થાયછે તેવારે તેને ફુલ આવેછે પણ જે જાહડમાં ખુશબો નથી તેને સુકવીને બાલેછે અને ફુલ તેનું બચુંછે તેમાં ખુશબોછે તેને સરવે કોઈ ચાહીને પોતાનાં સર ઉપર ચહડાવેછે. નાંદાંન આદમી થઇને બુઢા આદમીની મીસાલ દાંનાઈની વાતો કરવા ચાહે તેનાં સખુન શાંભલીને તે ઉપર અમલ કરે તે બેઉને ફાયદો નહી હોય. દાંના આદમીછે તે ગોયા બેહેશતનાં બાગનું જાહડછે, તેની અકલછે તે તે જાહડની જડછે, પાકી અને પરેહેજગારીછે તે તેનું ખાતર તથા પાણીછે, તેનાં ફુલછે તે પાક નજર છે તથા તેનાં ફલ છે તે તરેહવાર દાંનાઈછે કે જેમ જેમ તેને તોડીએ તેમ તેમ વધતાં જાએ પણ કંમ નહી થાય તથા જેકોઈ દાંનાં આદમી હોય તેને

દાંનાઈની વાતો પુછીયે. જે કોઈ નાદાંન કસ્સી ચીજ જાંણતો નહી હોય તેને કાંઈ પુછવા જવાતું નથી વાશતે એ ખુદા અવલ તારો શખુન અકલની તારીફનો નીકલ્યોછે વાસતે એ દાંના નેક રાહનાં બતલાવનાર તું મને જાહેર કરી કેહેકે અકલછે તે શું ચીજ છે ?

એ તમાંમ શખુનો સાંભલીને તે ખુદા બરેહમંને જવાબ દીધોકે એ પાખ દેલનાં અને તેજ હોશનાં દાંના મરદ તું અકલને વાસતે પુછેછેતો અવલ આદમીજાદની કીમત અકલે કરી થાયછે, અકલે કરી તેમાં દાંનાઈ ઉતરેછે તથા જેકોઈને ઘણી અકલ હોય તે શખશને એમકરી જાંણવો કે એ મરદ પાસે બેકીમત રોશાંન ગોહર તથા આદમીનાં જીવનું બખતર અકલછે. હકતાલાએ દુનીઆંમાં તમાંમ ચીજો પેદા કીધી અને તે તમાંમ ચીજને અકલે કરી જોઈ તથા અકલ જે છે તે હકતાલાના રાહનો રોશાંન ચેરાગછે. આએ દુનીયામાં બદી તથા નેકી તે ચેરાગની રોશનીએ કરી જોઈ શકયે છીએ. આદમીનાં તનને જેબ અકલથી હોયછે તથા અકલે કરી રવાંનને બેહેશતમાં લેઈ જઈ શકીયેછે. આંખે કરી દુનીઆમાં હરજગો રાહરસતો જોઈને ચાલીએ છીએ પણ જેને અકલની આંખો હોયછે તે હકતાલાનાં દીદાર જોઈ શકે છે. જેકોઈ દાંના અકલમંદ આદમી નશીયતના શખુન બોલે તેનાં આવાજનો ઉમેદવાર એક મરતબે બોદાબી રેહેછે તથા જેકોઈ અકલમંદ અગર એ સેતાબીની ચાલે કરી ગમગીન તથા બેવારેશ હોય પણ તેમાં અકલછે તે તેનાં ગમનો દફે કરનાર દોશતછે.

ફરીથી જેહાંપેહેલવાંન કેરશાસપે પુછયું કે આદમીનાં તંનનો ખોરાક તથા પોશાકતો સરવ કોઈને જાહેરછે પણ પાકીજે ચીજનો પોશાક તથા ખોરાક શુંછે ? અગર કોઈ ચાહેકે મારા જીવને ખોરાક કરૂં તથા પોશાક પેહેરાવું તો શી ચીજ ઉપર અમલ કરે ?

બરેહમંને જવાબ દીધોકે જીવનો પોશાક પોતાની દીનનો રાહ રવધયોં છે. તે મુજબ ચાલવું એ શીવાએ બીજો પોશાક કાંઈ ખુબ નથી. તું નથી જાંણતોકે જેવારે તંનમાંથી જીવ નીકલી જાયછે તેવારે તંનને એક કફન શીવાએ બીજું કઈ આપતા નથી શાવાસતે કે તેથી તે તંન ઢંકાયછે અને જીવનો પોશાક તે દીનનો હોકમછે તેથી જીવનો શીનગાર તથા જીવનો ખોરાક તે અકલ તથા દાંનાઈછે. દાંનાઈથી જીવને પાલી શકયે. જેકોઈ નાદાંન હઈઆત હોય તેને મુવેલો કરી જાંણીયે તેમજ જેકોઈ દાનાંઈ વગરનો હોય તેનો જીવબી ગુજરેલો જાંણવો.

ફરીથી જેહાંપેહેલવાંને પુછયુંકે મોહોત સાથી હોય અને ગુજરવું કેટલી તરેહનુંછે ?

બરેહમને જવાબ દીધોકે જેવારે જીવ જુદાઈ પકડે તેવારે તંનને મોહોત આવેછે. દાંનાં લોકોની નજદીક બે તરેહનું મરવુંછે એકતો એક તનમાંથી જીવ નીકલી જાય તેને મુવેલો કહીયે તથા બીજો એજે નાંદાન હઈઆત હોય અને હકતાલાની રાહથી દુર હોય એ તેનેબી ગુજરેલો જાંણવો.

જેહાંપેહેલવાંન કેરશાસપે પુછયું કે એ દાંનાઇ ભરેલા મરદ તેં મને જીવની રાહ રશંમ બતલાવી પણ એ જીવ શી ચીજછે અને તે જીવની જગો કાંહાંછે ?

દાંના બરેહમંને જવાબ દીધોકે મારા તજવીજ કીધામાં આવ્યુંછેકે જીવ-છેતે તંનમાં એક જોહરછે કે જે આદમી નજર જોઈ દાંનાઈ પકડેછે. દાં-નાઈ તથા અકલ વગરે સરવે ચીજનું ચાલવું તથા પોંહોંચવું તે જીવનું જો-હર ઉપર છે, જેમકે એક પાદશાહથી તમાંમ જેહાંનનો મોલક ચાલેછે તે મીસાલ આપણું તંન ગોયા જેહાંનની મીશાલછે અને જીવછે તે પાદશાહછે. તે જીવેકરી તમાંમ તંન ચાલેછે અને તંનની બાહેરની ને અંદરની ખબર જીવ હમેશ લેછે બલકે પાદશાહ લોકોની મીસાલ કસ્સી ચીજ તેની નજદીક પોશીદે નથી અને સરવે વાતે વાકેફછે જેમ એ જેહાંન હકતાલા પાયદાર ચલાવેછે તેમીશાલ આપણું તંન જીવની કોશેશ કરી બરપા રેહેછે.

જેવારે એ તમાંમ શખુન જેહાંપેહેલવાંન કેરશાસપે સાંભલ્યા તેવારે ખુશી થઈને કેહેવા લાગો કે એ બરેમંન તેં સરવેવાતે મારી ખાતર નીશાં કીધી પણ જેવારે જીવ નીકલી ગીયોતેવારે તેને રેહેવાની જગો કાંહાં થાયછે ?

બરેહમંને જવાબ દીધોજે તેને રેહેવાની જગો ચોથા આશમાન ઉપર થાયછે અને કેઆંમત લગી તાંહાં રહેછે. જેવારે જીવ તનથી દુર થાયછે તેવારે ચોથા આસમાંન ઉપર હકતાલાનું નુર કંદીલની મીસાલ રોશંનછે તે જગો જઈ આસુદગીથી રેહેછે જેવારે કેઆંમતનો દાહડો આવશે તેવારે હકતાલા તેની નેકી તથા બદીનો હીશાબ સુમાર કરવા પાછો તંનમંન ક-રેછે અને હીસાબ સુમાર કસ્યા વગર તેને તેની જગો ઉપર બેશાડે નહી જો અગર સવાબની જીઆદતી હોયતો રોશન બેહેશતમાં જગો આપે યા ગુનાહ જીઆદે હોયતો દોજખની હવાલે કરે; પણ મેં આગલા દાંનાવ લો-કોથી જીવનાં મકાંનનાં બાબમાં બીજી તરેહ સાંભલયુંછે જે એ જીંદગાની "રબઈછે" યાને ખાક, વા, પાણી અને આતશ એ ચાર ચીજનું એક તંન બનાવીને તેમાં જીવનો મકાન કરીને તંનને સાત પાંચ દાહડા દુનીઆંની ખુબી લેવા ફેરવેછે. જેવારે તે બંદીખાંનાંમાંથી જીવ બાહેર નીકલે તારે અગરજો તે આદમીએ પોતાની હયાતીમાં હકતાલાની રાહને જાણીને

પોતે હરેક વાતે ડરીને ચાલ્યો હોયતો પોતે જીવ અવલ પોતાની જગોએ જાયછે તાંહાં તે મરદને બીજી જીંદગાની મલેછે યાને તેનું રવાન બેહેશતમાં અમન પાંમેછે અગરજો કોઈ શખશ ગુમરાહીથી એ જેહાંનમાં ચાલ્યો અને દીન તથા દાદની રાહને પીછાંની નહી અને દેલમાં ખતરો રાખ્યો તે શખશનું રવાન દોજખમાં હેરેમંનને હવાલે થાયછે. એ જેહાંપેહેલવાંન મેં તુને જીવની તથા તેને મકાંન કરી રેહેવાની જગો જેવી શાંભલી હતી તેવી બતાવીછે વાસતે અગર કાંઈ બીજી હકીકતની ખાહેશ રાખતો હોયતો પુછ કે તેનો જવાબ દઈ મને કેહેવાનો ઉલટ એટલાવાસતે આવેછે કે તારૂ પુછવું ઘણુ નેકછે મેં તુને શખુનતો થોડા કહ્યાછે પણ એમાં ફાયદો ઘણોછે.

એ શખુન સાંભલીને કેરશાસપ ઘણો ખુશી થઈને કેહેવાલાગોકે એ દાંનાં બરેહમંન એક પુરશેશ બીજી રાખુંછુ તેનો મને જવાબ દે કે એક બુઢીઆ ઓરતછે તેની ખાશીએત જવાંન ઓરતની મીસાલની છે અને તે ઓરતની મીસાલનીછે અને તે ઓરત હમેશે હમેલદાર રેહેછે અને હર વખત બચાં જણીને તેને દુધ પાઈ નાજથી પરવરેશ કરેછે જે વખત તે બચ્ચાં મોટાં થાય તેજ વખત તે બચાંને મારીને ખાઇ જાએછે તે શું છે?

જવાબ દીધો બરેમને કે તે બુઢીઆ ઓરત તે એ જેહાંનછે અને તેનાં બચ્ચાં તે જાંનવર વીગેરે આપણ આદમીજાદ છીએ એ જેહાંન અવલ આપણને પેદાકરીને પછે મારી નાંખેછે.

પુછયું કેરશાસપે કે એક ગાવછે અને તેનાં ચાર કદમ નીચે તમાંમ જેહાંનછે તે ગાવ કેહી અને તે ગાવનાં ચાર પાંઉ હેલાએદે હેલાએદે દેરગ નાંછે; તે ગાવ ચાલે તેવારે કદમ ઉઠાવ્યા પછે જગો ખાલી રેહેતી નથી, તેનાં અંનદાંમનાં બાર ઓજારછે અને તે બાર ઓજારમાં એક એક ઓજારનાં શાહાઠ હાડકાંછે.

જવાબ દીધો બરેહેમને કે તું જે ગાવ પુછેછે તે ગાવ તે જેહાંનનાં દરમેઆંનમાં વરશનો અંનદાજોછે, તેનાં ચાર પાંઉ જુદી તહરેનાં રંગનાંછે તે વરશની ચાર ફશલછે એકતો બાહારનો વખત, બીજો તાહાડ, તરીજો ખેજાંનો વખત, ચોથો હુનાલો એ ચાર ફલશ હેલાએદી હેલાએદી તથા બાર ઓજાર તે બાર મહીનાંછે એક એક ઓજારનાં અંનદામમાં શાઠે હાડકાં તે દાહાડો તથા રાત મલીને એક દાહાડાની શાઠ પળ છે.

પુછીયું જેહાંપેહેલવાંન કેરશાસપે કે સાત ખુમચા બેકીમત ગોહરોએ કરી ભરેલાછે, તેને આસપાસ એક મોરગ પોતાનાં પર ખોલીને ઉડતું ફરેછે, તે મોરગ ઘણો ખોરાક પેલાં બેકીમત ગોહરનો કરેછે તેના ખાધાથી પેલા ખુમચા ખાલીબી નથી થતા તેમ તે મોરગબી ઘણાંક ગોહર ખાધાથી ધરાઈને પાછું ફરતું નથી.

જવાબ દીધો બરેહમને કે સાત ખુમચા તે એ દુનીયામાં સાત મોલકછે કે જેને હફ્તેકેશવર કરીને કેહેછે તેમાં ગોહર તે આપણે આદમી તથા જાનવરછે તથા એક મોરગ તે મોહોતછે તે મોહોતનાં મારયાથી હફ્તેકેશવરનો મોલક ખાલીબી નથી થતો તેમ તે મોહોત મારયાથી આજેજબી થતું નથી. એ જેહાંપેહેલવાંન હવે એથી મારી અકલ જીઆદે નથી કે તુંને જવાબ દેઈ શકે વાસતે હવે ખામોશ રેહે–પુરશેશનો છેડો નહી હોય પણ જવાબ સરવે શવાલનાં પાછા ફ્રરતા નથી. એ શખુન જેહાંપેહેલવાંને અકલથી પશંદ કીધા અને કહીયું કે એ બરેહેમન જેકાંઇ તેં ફ્રરમાવીયું તે દરોશતછે પણ હવે એક શખુંનનો હું ઉમેદવારછેઉ તેનો જવાબ દેકે પેલું દોખમું કોણનુંછે તેની હકીકત સરથીતે પાંઉલગી ખોલીને જાહેર કેહેકે એ દોખમું કોણનુછે? અને તેમાં હેવાં ભારી હાડ કોણનાંછે તેની નજદીક પથરની તખતી ઉપર લખેલું શુંછે? બહરેમને જવાબ દીધોકે મેં કોઇની જોબાંનથી શાંભલયું નથી જે એ દોખમું ફ્લાણાંનુંછે જે મીસાલે તે અંદર હાડ જોયાં તે હું (૯૦૦) નવશો વરશ થયાં જોતો આવ્યોછું, તું પેલા પથર ઉપરનાં હરફ્રને વાસતે પુછેછેતો એ પથર ઉપર એમ કરી લખયુંછેકે એ જેહાંન કોઈ ઉપર બરકરાર નથી વાસતે એ દુનીઆંનાં લોકો તમો પોતાનાં જોર તથા મરદી ઉપર મગરૂર રહીને ગુમાંન માં લેઈ જતા તથા બદી કરવા ઉપર દલેરી મો રાખતા. અવલ એ ભારી હાડકાં ઉપર નેગાહા કરીને જોજો તથા તે પાક યજદાંથી હમેશે ડરતાં રેહેજો કે જેણે એવા પેહેલવાંનને એક લેહજામાં હલાક કરી નાખ્યો એ મીસાલના પેહેલવાંનને કોઇએ દાહોતો નહી તેનેબી બીચારગીથી ખાકમાં શુવુ પડીયુંછે વાસતે એ દુનીઆંથી ડરતા રેહેજો. એ રવેશ તે તખતી ઉપરલખેલું છે–એટલુ કહીને પછે તે બરેહેમને ઘણીએક મીનતથી જેહાં પેહેલવાંનને કહીયુંકે આજની રાત એ જગો આરાંમ કર જે વાતમાં તારી ખુશી હતી તે મોફ્રેક મેં તુને જવાબ દઈ વાકેફ્ર કીધો હવે જે ચીજમાં મારી ખુશીછે તે તુબી કબુલ કર. તું એમ કરી જાંણકે હવે મારો વખત નજદીક પોહોચયોછે, બુજોરગોની નશીહતછેકે જેવારે તારા કાંનનાં ચાબકા બુઢાપાએ નરમ કીધાં તેવારે તું તારા મોહોતનો ઇનતેજાર રહેજે તથા જેવારે દીવાર ઉંચે તથા નીચેથી તુટવા લાગી તેવારે જાંણવુંકે કોઈદન તુટી પડશે અને ખાક શાથે બરાબર થઈ જશે જેવારે હું જવાંન હતો તેવારે દુનીઆંની હરેક ખુબીનો ફ્રાયદો લેતો હતો અને હવે જેહાંન રાહજંન થઈ તેથી મારી જવાંની તે દુનીઆનો ફ્રાયદો સર્વે લુટી લીધો અને આસમાંને મારે ઉપર નવશો વરશ ગુજારયાં પણ હવે મારી ઉમરનો ઘોડો ચાલવાથી

શોશત થયો એ પેહેલવાંન કાલ રોજે આફતાબ માથેથી નીચે ઉતરશે તેવ-ખત હું પોતાનો જાંન હકતાલાને હવાલે કરશ યાને મારી અજલ આવશે વાસ્તે તે હું તુને કહુંછુંજે તું મારીનજદીકથી મો જા. જેવારે કાલ રોજે હુ પોતાનો જાંન હકતાલાને શોપુ તેવારે તું નેક રવેશથી મારા તંનને દોખમાંમાં મેલીને પછે તું ખુશી સાથે અતરેથી જજે. એવો અજા-યબ શખુન શાંભલીને જેહાંપેહેલવાંને એ મામલો જોવાને તે જગો મુ-કામ કરી તમાંમ રાત તે બરેહેમંનનાં ગંમથી અફશોશ ખાવા લાગો.

જેવારે બીજે દંન આફતાબ માથે આવ્યો તેવારે તે બહરેમંન પોતાની જગો ઉપરથી ઉઠી અવલ પાક યજદાંની નજદીક ઘણીક આજેજી કરી પેલા ચશમાંમાં પોતાનાં તંનને ધોઈ પછે પોતાનાં રાખેતા મુજબ જાહડનાં પાતરાં પોતાનાં તંન ઉપર લપેટયાં યાને જાહડનાં પાતરાંનો પોશાક પેહેડી પાક યજદાંની નજદીક પોકારવા લાગો અને પાક યજદાં પાસે પોતાનો ગુનાહ માફ કરાવવાની આજેજી માટે કેટલોક વાર પોતાનું સર જમીન ઉપર ખાકમાં મેલી પોતાનાં ગુનાહથી પશેમાંન થઈ જાર જાર રોયો અને ઘણીક મીનતથી કેહેવા લાગો કે એ દાદ તથા દીનનાં સાહેબ મેં તો પોતાની તમાંમ ઉમર ગુનાહ કરવામાં ગુજારીછે પણ એવા દાહડાથીતો હું ગફ-લતમાં રેહી, લાભ તથા લાલચનાં બંધમાં પડી, હું તુથી ડર્યો નહી બલકે એકદંમ હું ગુનાહથી ખાલી રહ્યો નહી અને હમણા માહરો આખેર વ-ખત આયો તેવારે પશેમાંન થાઉછું પણ હું તારા બંદાને ઉમેદ એ મોટીછે કે તું પોતાની મેહેરબાંનીએ કરી ગુનેગારનો ગુનાહ બખશેછે તેથી હુંબી પોતાનાં ગુનાહથી માફ માગીને મારા પાપથી ખલાશી માગુંછું; એ રવેશ આજેજી કરતાં પોતાનો જાંન હકતાલાને હવાલે કીધો. તેને ગુજરેલો જોઈ જેહાંપેહેલવાંને તે ઉપર ઘણીક જારી કીધી પછે પોતાનાં બુજેરગોની રાહ રશમ મોઆફેક એક જગો દોખમાંની કરીને તેમાં તે બરેહેમંનને મે-લીને તેને શેજદો કરી તે જગોથી પોતાનાં લશકરની તરફ આવી પુગો.

પછે તે જગોથી કુચ કરી આગલ ચાલતાં એક શેહેર ઘણું આબાદ ને દેલપશંદ નજર આવ્યું તેની નજદીક જઈ પોંહોંચ્યા જેનું જંગલ તમાંમ લાલ ફુલે કરી ભરેલું હતું જેની નજદીક એક પાહાડ હતો જે પાહડની કહદણુમાં એક જંગલ કેશરનું ભરેલું હતું. તેવાર પાહડ ઉપર એક દીવાર ઘણીમજબુત પીતલ તથા કાશાંએ કરી બાંધેલી અને તે દીવારની એક તરફ પેહેલવી હરફે કરી લખેલું હતું કે હું પાદશાહ છું માહરી ઉમર તરણુસો વરસની થઈ હતી. આએ દુનીઆંનાં તમાંમ પાદશાહો મારા તાબામાં હતા, મારાં ગંજ ખજાનાંની કીમતનો સુમાર હતોજ નહી. આએ પાહાડ ઉપર

હું એકસો વરશ લગી મકાંન કરી રહયો હતો તેથી મારા હાથમે બેસુમાર શુંનું તથા ગંજ આવ્યો તે વગરે બીજો બેશુમાર ખજાનો મેં એ જગોએ દીવારનાં પાયામાં ગારેલોછે. એ રવેશ મેં રંજ ખેંચીને બેશુમાર ગંજ મેલવ્યો પણ આખેર મને એ જેહાંનથી પશતાવો ખાઈ ખાલી હાથે જવું પડયું હું નાખુશીથી ગુજરી તે જેહાનમાંથી નાખુશ રેહેશ કાંએજે મેં મેહેનત કરી એ મીશાલ ખજાનો મેલવી હું નાંમોરાદ ખાલી હાથે ગીયો અને બીજો શખશ આવીને પોતાનાં કબ્જામાં મારો ખજાનો કરશે અને મારા હાથમાંતો અફશોશ તથા મેહેનત શીવાએ કાંઈ બીજું રહશે નહી. દાંના લોકો ફરમાવી ગીયાછે કે જેવારે તું પોતાની મેલવેલી ચીજ માલમતા ઉપર અમલ નહી કરે યાને વાપરે નહી તો તે ચીજ જે કોઈ શખાવતનો કરનાર મરદ વાપરે અને ખાએ તેની હોય, એ મીશાલે કહી ગીયા છે અગરજો મેં એ ખજાનો જમાં કરવા પર રંજ ખેંચયોછે તેનો દશમો હીસ્સો જો હકીકત બયાન કરૂંતો દુનીઆંમાં કોઈ આદમી માલ ખજાનો જમે કરવા ઉપર ખુશી થાય નહી એવી જેહેમંત ખેંચીછે. જેવારે મારો વખત તમાંમ થયો તેવારેતો એ રવેશ મારાં હાથમાં શીહા ખાક શીવાએ કાંઈ રહયું નહી. વાસતે અગર જો બની આવેતો નેકી તથા ખુબીનો ખજાનો જમે કરતા રેહેજો કાંએકે આકેબત નેકી તથા ખુબી કામ આવશે. ' અફશોસ! કે મેં અવલ જાણયું નહી તેથી તમાંમ ઉમર દુનીયાંનો ખજાનો જમાં કરવા ઉપર ખરચ કીધી. વાશતે નશીઅત કરૂંછું કે તમો મારા હાલ ઉપર નેગાહ કરીને દુનીયાંમાં નેકીનાં માલ ખજાનાંની પછવાડે મેહેનત કરજો અગર આદમીજાદ પાસે બોલંદ કરનાંખી ખજાનો જીયાદા હોય તો પણ આપણ પરદેશી ફકીર છીએ અને તવંગર તો તે હકતાલાછે વાસતે એ મારો ખજાનો જે કોઈનાં હાથમાં આવે તે નેક અકલ તથા દુર અંદેશો ધરાવતો હોય તો ખાય પીએ અને ગરીબ લાચારને બખશેશ કરે. અગર તું કોઈને બખશેશ નહી કરી આએ જગો જમીનમાં દફંન કરી રાખેતો એમજ કરી જાણજેકે તે ખજાનો તારો નહી આએ જેહાંનનાં દરમેઆંનમાં કોઈની દોલત હમેશે પાએદાર રેહેતી નથી—વાસતે અગરજે તુને દુનીયાંમાં દોલત મલી આવેતો સખાવત કરી ખાઈ પીને નેકી તથા નેકનાંમી લેઈ જજે. નેકી કરશે તેથી તુંને બેઉ જેહાંનમો ફાયદો થશે. એ જેહાંનમાં તારા નાંમની યાદગારી રેહેશેતો ગોયા તું એ જેહાંનમાં હમેશે જીવતોછે તથા પેલી જેહાંનમાં તારા રવાનને હકતાલા બુજોરગી આપીને તારી જગો ફરેશતા લોકોની સાથે રોશન બેહેશતમાં કરશે. આએ જેહાંન છે તે ગોયા એક ડરામણી ચેહની મીશાલની છે તેથી તું હો-

શીયારીથી ચાલ કે તારો પગ ફુશલાઇને તું તે ચેહમાં પડે નહી. તુને આએ જેહાંનની ખબર નથી કે એતો પોતે જાતે ઘણી બદછે તેથી બીજાને આશાયશમાં રેહેવા કેમ દીએ? અવલતો એનો અંદેશો હમેશે બદછે તે પોતાનાં ફરજંદનેજ ખાએછે, પોતાનાં ખાવંદને જીવથી મારેછે, અને પોતે વલી હમેલદાર થઇને ફરજંદને જણેછે. હજુર આપણે આદમીજાદ પોતાનાં ફરજંદનો ગમ ખાઈ રાત દન હલાવતમાં રાખવા ચાહીએ છીએ પણ એ દુનીયાં એવી નાતરશછે કે પોતાનાં ફરજંદને પોતેજ ખાએછે વાસતે અએ નેકબખત મરદ તું એ નશીયત યાદ રાખીને એઉપર અમલ કરજે કે હમેશાં હકતાલાની પનાહ તુને રેહેશે. શખતીને વખત તે સાહેબ શીવાએ કોઈ બીજો તારી ફરીયાદને પોહચનાર છેજ નહી. જેવારે જેહાંપેહેલવાંન કેરસાશપે તમાંમ હકીકત પેલી દીવાલ ઉપરથી વાંચી તેથી પોતાની બેઉ આંખમાંથી મોતીની મીશાલનાં આંજુ વરશાવી બેલદાર લોકોને બોલાવીને ફરમાવયું કે એ દીવાલ શેતાબ ખોદી નાંખો તેજવખત તે લોકોએ ખોદી નાંખી તેવારે તેની નીચેથી એક અંધારી ચેહ નજર આવી પણ તે ચેહ તમાંમ ગોહર તથા અશરફીએ ભરેલી હતી તે ચેહમાંથી અવલ ગોહર તથા મોતી કહડાવીને તેનાં એકશો ને વીશ ઉટ ભરેયાં ને બીજા ગોહર તથા મોતી બાકી રહયાં તે તમાંમ લશકરને બખશયાં. એ ખજાનાનો કબજો લીધા પછે તે ગંજમાંથી યાદગારી માટે એક ઉમદા જામ કરાવી તેની અંદર તથા બાહેર બેકીમત ગોહરોનો જડાવ જડાવી તેમાં એક તરફ પાદશાહ જમશેદની શેકલ જેમકે તે પાદશાહ પોતાનાં પાદશાહી તખત ઉપર દબદબાથી બેશતો હતો તે મીશાલે કહડાવી તથા બીજી તરફ જેહાંપેહેલવાંન કેરસાશપે પોતાની શેકલ કહડાવી. પછે હમેશા જેહાંપેહેલવાંન મીજલશમાં બેશતો તેવારે તે જામમાં શરાબ પીતાં પેલા ગંજની યાદદાસ્ત રાખતો હતો.

જેવારે તે જગોથી તમાંમ ખજાનો કાહડીને ફારેગ થયા પછે રૂમની તરફ પોતાનાં શશરા કેશર પાસે ચાલ્યો તે દાહડા ઉપર રૂમનો પાદશાહ પોતાનાં લશકર સાથે માંસુરીએ નાંમનું જંગલ કે જે ઘણું ખુશ હવાનું ગોયા રોશન બેહેશતની મીસાલનું હતું તે જંગલમાં શેકારને શારૂ ગયલો હતો તે જગો પાદશાહ કેશરને ખબર થઈ કે જેહાંપેહેલવાંન કેરસાશપ પોતાનાં લશકરસાથે મોલકોની સએર કરતો એ તરફ આવી પોહોચ્યોછે તેવારે કેશર પાદશાહે શેતાબ પોતાનાં રૂમ શેહેરમાં જાસુશોને દોડાવીને તાકીદ કરાવીકે તમાંમ શેહેરમાં રોશની કરે તથા તાકીદ કરેકે સરવેકોઈ પોતાનાં દરવાજા ઉપર આઈનાં યાને આરશીઓ બાંધે અને નોરોજનાં દાહડા જેવી

ખુશી તથા એશ અશરત કરી જેહાંપેહેલવાંન કેરશાસપની યાદમાં શરાબની જામ નોશ કરે એવો હોકમ કરી પાદશાહ પોતે તમાંમ અમીરો સાંથે તરણ મંજલ સુધી સાંમે એશતેકબાલ ગીયો અને દેલની ખુશીથી જેહાંપેહેલવાંનને રૂમ શેહેરમાં લાવી પોતાનાં પાદશાહી તખત ઉપર બેશાડીને બેશુમાર ગોહરેનો વધાવો કરી ઘણીક ઓજરખાહીથી મીનત કીધી પછે રૂમનાં પાદશાહની શરકારમાં એક રાંમશગર ઘણીક પાકીજે શરોદ ગાવામાં તેમજ જે વજનતર આપે તે વજાડી જાણવામાં બાહોશ હતી તે રાંમશગરનું હરધુ માથુ એક તરફથી મરદની મીસાલ હતું તથા બીજી તરફથી ઓરતની મીસાલ હતું વલી તેનુ તંનબી હરધુ મરદની શેકલનું અને હરધુ ઓરતની શેકલનું હતુ! જેવારે તે રાંમશગર એક તરફનો હાથ તંબોરા ઉપર મારતી તેવારે બીજી તરફનો હાથબી શેતાબ જઈને વજંતર વજાડતો તથા એક તરફનાં મોહડાંમોથી શરોદ કાહડતી તેવારે બીજીતરફનાં મોહોડાંમાંથીબી નીકલતો, એક તરફથી શરાબે કરી મહશત થતી તેવારે બીજી તરફનું સરખી શરાબની મશતીમાં આવતું. તે રાંમશગરને પાદશાહે બોલાવીને રૂમી શરોદ કરાવી ચંગનાં અને તંમબોરાનાં આવાજ વચ્ચે પાદશાહ પોતે તથા જેહાંપેહેલવાંન કેરશાસપ તમાંમ મજલેશનાં લોકો સાથે ખુશીથી શરાબની જામપર જામ ઉઠાવવા લાગા અને તે રાંમશગરનો બેઉ તરફથી આવાજ એવોતો ખુબીથી નીલ્યોકે તે સાંભલવાથી તમાંમ મજલેશનાં લોકો બેહોશ જેવાં થયા તે ખુશ આવાજે કરી હવા ઉપરનાં મોરગોબી પોતાનાં પર નાંખીને જમીન ઉપર પડયાં!

એ રવેશથી ખુશી સાથે જેહાંપેહેલવાંન તે જગો એક હફતા લગે રહયો અને પેદરપે સરાબની જામ ઉઠાવવા લાગો. જેવારે હફતો તમાંમ થયો તેવારે પાદશાહ કેશર જેહાંપેહેલવાંનને સાથે લઈને પોતાનાં પાદશાહી મેહેલમાં ગીયો. તે મેહેલ નહી હતો પણ ગોયા બેહેશતનો બાગ શમારેલો હતો. તે મેહેલમાં એવાંન ઘણાં પાકીજે હતાં જે એવાંનોની નજદીક ગોહર તથા લાલનાં બાગના ચંમનો બનાવેલાં હતાં તે ચેહારે એવાંન મધે એક રૂપાંનુ, બીજુ શુનાંનું, તરીજુ અકીકનું તથા ચોથું બીલોરનું એ મીશાલનાં તે એવાનો બનાવેલાં હતાં, તેનાં દરવાજા પરવાલાંનાં હતા અને તેઉપર બેકીમત ગોહરોનાં તથા મોતીનાં જડાવ જડેલા હતા તેની તમાંમ જમીન શંગેમરમરની હતી. તે વીગેરે બીજાં બસો એવાંન શુનાં તથા રૂપાંનાં થાંભાનાં બનાવેલાં હતાં અને તે હરએક એવાંનમો એક એક તખત જરીનું માંડીને તે ઉપર પાદશાહી તાજ લટકાવેલું હતું. પેલાં ચાર એવાંનોમાં એકતો બીલોરી એવાંન હતું તેમાં રોશન આફતાબની મીશાલ

ચલકતી બે પુતલી હતી. જે બેઉ પુતલીમાં એકનો ચેહરો મરદનો અને બીજીનો ચેહેરો ઓરતનો હતો તે બેઉનાં સર ઉપર યાકુતનાં તાજ મેલેલાં તથા પેલા શુનાંનાં એવાંનમાં બસો કુરશી કેરબાની તથા પીરોજાની માંડીને તે એક એક કુરશી ઉપર એક એક પુતલી ગોહરની બનાવીને બેસાડેલી હતી તેવોની ખીદમતમાં એક એક ચાકર ઉભેલો હતો તે ચાકર હરદંમ ધુપદાંનાંમાં આતશ ઉપર અંમબર તથા કશતુરી બાલતો હતો તથા તે એવાંનોને દરમેઆંન એક ચબુતરો ઘણો બોલંદ બનાવેલો હતો જે ઉપર ફરતા આશમાંનનો નકશ કાહડેલો અને તેનાં બોરજ ખાલેશ શુનાંનાં બનાવીને આશમાંન ઉપર આફતાબ તથા માહાતાબની શેકલ કાહડીને તે ફરતા ફીધેલા હતા તથા તે એવાંનમાં એક બાગ ઘણો નાદેર બનાવેલો હતો. તે બાગ તથા બેહેશતના બાગમાં કઈજ ફરક હતો નહી. તેની દીવાલ શુનાંની હતી, તેમાં એક હોજ સુનાની બાંધેલી જેમાં પાંણીની જગો ગોલાબ રેડેલો હતો તે બાગમાં હરતરફ શરવનાં, ચેનારનાં, તથા બેદનાં જાહડો હતાં તે જાહડોના શાયા નીચે મોરગ તથા હંશ જાનવરો લટકતાં હતાં, તેની ડાલો ઉપર બુલબુલ, તુતી તથા કુમરી બેશીને ખુશ હલકે શરોદ કરતાં હતાં તે બાગમાં એક પુલ હતું તે શીઆલામાં તથા હુનાલામાં હમેશે ખીલેલું રેહેતું હતુ બીજું એક પુલ રાતને વખત રોશંન ચેરાગની મીસાલ ચલકતું હતું તે એક દાહડામાં બે મરતબે બાગમો ખીલતું તથા તે વગેરે તરેહવાર મેવાનાં તથા પુલનાં જાહાડો હતાં તે જાહાડોમાં કેટલાંક જાહાડ એવાં હતાંકે તે જાહાડને પાંચ અથવા છ તરેહનો મેવો લાગતો હતો તેની દાહલો સાથે જરી પાંજરાં લટકાવીને તેમાં ખુશ રંગનાં મોરગ બેસાડેલાં હતાં તે મોરગો ખુશ શરોદે કરી આવાજ કરતાં હતાં. હરકએક પાંણીનાં ચશમાંમાં પાંણીની જગો ગોલાબ ભરેલો હતો તેમાં રેતીની જગો લાલ તથા અમબરની હતી. તે બાગમાં મજલેશ શમારીને એક મહીનાં લગી શરાબ તથા રામશગરોનાં આવાજ તથા નેઆંમત ખાણું ખાવામાં મશગુલ રહ્યા.

---

## નાંમુ લખવું જેહાંપેહેલવાંન કેરશાસપની બાંનુંએ પોતાનાં બાપ કેશાર રૂમ ઉપર તે વીગેરે બીજો અહેવાલ.

જેવારે તે બાગમાં એક મહીનો તમાંમ થયો તે વાર પછે એક દંન બાંમદાદને વખત એક નાંમુ જેહાંપેહેલવાંન કેરશાસપની બાનુંનું પોતાના બાપ ઉપર આવીયું તેમાં ઘણીક મીનત ગુજારી કરી લખેલું હતું કે એ

મેહેરબાંન બાપ તુંતો કાંઈ જાંણુતો નથી પણ મારો ખાવંદ જેહાંપેહેલવાંન ફેરશાસપ પાદશાહ જોહાકનાં કહેવાથી આજ પાંચ વરશ થયાં બાહેર મગરેબની તરફ લડાઈ ઉપર ગીયોછે અને તેની કસી ખબર પ્રડતી નથી તથા જે દાહડેથી તે ગીયોછે તે દાહડેથી તે આજલગી તેનું એક નામુબી નથી આવીયુ અને એક સવારબી નથી આવયો કે જેહાંપેહેલવાંન ફલાંની જગોએછે વાસતેં હમો રાતદંન તેનાં ગમથી બેકરારીનાં દરીયાવમાં ગરક છીએ તેથી તું મેહરબાન બાપ મારો ગંમ ખાઈને તે ગંમનાં દરીયાવમાંથી મને કહાડ યાને ચેહારો તરફ સવારો દોડાર્વાને તેની ખબર કહાડજે કે તે નાંમદાર અગરજો હઇયાત હશેતો આવી મલશે વાસતે તેની જેવી ખબર પાંમે તેવી શેતાબ માહરી ઉપર શાંહાંસી સવાર મોકલીને મને ખબર કરાવજે કે તે નાંમદાર હઈયાતછે યા કોઈ હેરેમંનનાં હાથ ઉપર મગરેબનાં મોલકમાં મારયો ગીયોછે યાં કોઈ ઉંડા દરીઆવમાં ગરક થયોછે—જે ખબર પાંમે તે શેતાબ લખજે મારી ખાતેર નીશાંછે કે તે નાંમદાર જેહાંનનો પેહેલવાંનછે તેથી હરેક જગોએ બેસીને ખુશીથી એશ અશરત કરતો હશે પણ પેહેલવાંન લોકોને મારવા ઉપર ઘણાં આદમી કોશેશ કરેછે વાસતે મબાદા કોઈ ફરેબગાર ઓરત પોતાની બેવફાઈનો પેશો આમલ કરીને તે નાંમદારને કાંઇ ચારા તથા મકરે કરીને જેહેર દઈને જીવથી મારે તે અંનદેશોછે કે યાતો નાપાક મુનહેરાશ દેવની લડાઈમાં એકાએક જાંણુઅંનજાંણુ ગીયો હોય એ બે વાતથી તે નાંમદારનો જાંન જાએ તેથી મોટો અંનદેશો પેદા થયોછે તે નામદારને હકતાલાથી ફતેહમંદી હોજો. તે તો બાજે જગો ઉપર એશ અશરતથી બેશીને ખુશી કરતો હોશે પણ તેની જુદાઈનાં સબબથી હું દરદ તથા રંજમાં પડીછું અને ગમે કરી મારા તંનમાં દેબાનાં કપડાં ગોયા વીછુનાં કાંટાની મીસાલ ડંખ મારેછે. ફકરે કરી તંન શોશત થઈ બલાપાએ કરી તમાંમ હાડકાં બતીની મીસાલ ગલી ગીયાંછે અને દેહેશતેકરી શીનો ગોયા ધરતીકંપની મીસાલ ઉછલેછે તથા રાતદંન ભાંતભાંતનાં ખયાલ તથા અનદેશા કરતાં મારૂં મગજ શોશત થઈ ગીયુંછે તથા દંમબંમ શરદ હાય મારવાથી માહારૂં બંદન ગોયા શાંપની મીસાલ જેહેર ભરેલું થયું છે. એ બાપ તું ખાતેરજમેથી જાંણજે કે દુનીયાં દરમેઆંનમાં જે કોઈ પોતાનાં જોડાં સાથે ઘણી મોહબત તથા એખલાશ રાખતો હોય તેમાંથી અગર એક જુદુ પડે તેવારે તે જેવુ દરદ બીજું કાંઈ નથી. એ રવેશનું પુશકલ મીનત તથા આજેજી ભરેલું નાંમું લખીને શેતાબ એક શાંહાંસી સવારને પોતાનાં બાપની તરફ વેદાય કીધો જેવારે તે શાંહાંસી સવાર રૂમ શેહેરમાં આવી પોહોચયો તેવારે પાદશાહની દરગાહ ઉપર

આવી દરબાંનને કહેયુંકે શેતાબ પાદશાહ કેશરને ખબર કર. તેજ વખત દરબાંને આવીને ખબર કીધી કે એક ખુબસુરત એલચી શીસતાંન શેહરની તરફથી નાંમુ લેઈને આવયોછે તે પાદશાહની ખીદમતમાં આવવાની ખાહેશ રાખેછે. તેજ વખત પાદશાહે તેને બોલાવી હેશાંનથી નવાજીને મજલેશમાં બેસાડીને શેતાબ શાકીને હોકંમ કરી તે એલચીને તરંણુ જાંમ શરાબની પાઈ પછે પોતે નાંમુ વાંચયું. પાદશાહ તે વાંચીને મુછમાં હશવા લાગો તેવારે તરત કેરશાસપે પાદશાહને પુછયુંકે આ નાંમું વાંચીને હશયો તેનો શબબ શુંછે તેવારે પાદશાહે તે નાંમુ જેહાંપેહેલવાનના હાથમાં આપયુ જેવારે કેરશાસપે તે નાંમુ તમાંમ વાંચયુ તેથી તેનાં દીલમાં માહારોએની મોહબતે જોશ કીધાથી તેનાં ગમથી દેલ બલવા લાગુ અને તેજ વખત કેરશાસપની આંખમાં આંજુ આવયાં અને પોતાનાં દેલ સાથે કેહેવા લાગોકે બુજોરગ લોકો ફરમાવી ગીયાછે તે દરોશતછે કે પોતાનાં વતંનથી દુર પડીને બીજા શેહેરમાં પાદશાહી કરીએ પણ તેમ કરતાં જો પોતાંનાં વતંન તથા ખેશ કબીલાથી દુર પડવું પડે તો તે પાદશાહી કરતાં ફકીરી બેહેતરછે. એવો અંદેશો કરી શેતાબ પોતાનાં લશકરને ફરમાંવીયું કે મોરગને બાંગ દેતી વખત કુચ કરી સરવકોઈ શીશતાંનની તરફ મોહો પકડે એવો હોંકમ શાંભલીને રૂમનાં પાદશાહએ જોઈયું કે એ નાંમુ વાંચયાથી કેરશાસપની ખાહેશ પોતાને વતંન જવાની થઇ ખરી તેથી પાદશાહે કેટલોક હદીઓ પોતાની બેટી માહારોએને વાસતે તઈયાર કીધો તેમધે બે તખત, તેમાં એક હાથીદાંતનું તથા બીજું માહીનાં દાંતનું; બે તાજ તેમાં એક કેરબાનું તથા બીજું યાકુતનું, બે તોક તેમાં એક ગોહરનાં જડાવનો તથા બીજો મોતીનાં જડાવનો, બે પોંહોંચી કે તે ઉપરનાં જડાવોનાં ગોહરોની કીમત ઘણી ઉમદા હતી તથા બે કાંનની બાલી રોશંન આફતાબ કરતાંબી ઘણી ચલકતી તથા બે જરીની જુહુતી તેબી ગોહરનાં જડાવની તથા રૂમી દેહેબાનાં શાથ રેશમી પરદા તમાંમ જર બફતરના તથા જનાંની પેરવાસના પચાશ બોચકા અને તે તમાંમ પાદશાહી લાયકનાં કપડાંની સાથે શાહઠ બાંડી ખુબીમાં પરીની મીસાલની, પચાશ ગોલાંમ માહાતાબને ચેહેરેનાં જરી કમરબંધ સાથે, તેસાથે દશ દાયા ઘણીક દાનાય તથા ગંમની દફે કરનાર તથા હાથીની દશ અંબારી અગરની તથા પરવાલાંની, પચાસ ઉઠ શફેદ કપુરની મીસાલનાં તથા પચાશ ઉંટ શીહા ગલીને રંગનાં પાદશાહોની દરબારને લાએકના અને એ વીગરે બીજો ઘણોક શાંમાન મજલેસ તથા બાગનો. એ રવેશનો હદીયો પોતાની બેટીને વાસતે તઈયાર કરાવી બીજો હદીયો પોતાનાં દાંમાદ જેહાંપેહેલવાંન કેરશાસપને

નજર કીધો તેમાં પોતાનાં ખાશ ખજાનાંમાંથી તમાંમ નાદેર ચીજો જે હતી તે મંગાવી તેમાં એક તખત અકીકનું તમાંમ બેઠકથી તે પાયા સાથે કોરી કાહાડેલું હતું, એક તાજ ફીરોજાનું તથા બાર ખુરૂશી પરવાલાંની પાયા સાથે કોરી કાહાડેલી તથા બે ફરશ તુશ જાંનવરનાં ચરમનાં, બે દેહેરા ચીતાનાં ચરમનાં જેના થાંભા શુનાંનાં, મેખો રૂપાંની તથા રશી કાચા રેશમની તેઉપર જર વીટેલો, બે નકારાં શુનાંનાં કુડાંનાં તે ઉપર તમાંમ ગોહરનો જડાવ જડેલો હતો તથા એક જુનડો રોશનીમાં આફ્તાબ કરતાં રોશન હતો તેનાં સર ઉપર જરીનો શેર બનાવી બેશાડેલો તથા બે બખતર વાવલ નાંમની માહીનાં ચરંમનાં કે તે ઉપર આતશ તથા પાંણી કાંઈ અશર થતું નહી તથા એક હજાર અબલખ ઘોડા તમાંમ શુનેરી સાજ સાથેનાં, પચાશ હાથી શફેદ બીલોરની મીશાલના તથા બાર પાંજરાં જેમાં શેર તથા બબર જાંનવરને બંધ કીધેલાં હતાં તે તથા છ ગેંડા ઉઠાવમાં હાથી કરતાં મહશત લોહડાંની સાંકલે બાંધેલા તથા છશો પાંજરાં શુનાંનાં તેમાં તહરેવાર મોરગ બેસાડેલાં, બશો શનદુક દેબાનાં કપડાંની ભરેલી, એક હજાર શંદુક તમાંમ હથીયારે ભરેલી, ચાલીશ શંદુક ખાલેશ શુનાંની અશરફીએ ભરેલી તથા એકશો ખુરશી અગરની તમામ શુનાંમાં મઢેલી તથા એક હજાર જાહાડ શુનાંનાં બનાવેલાં તેનાં પાતરાં જમરૂદનાં તથા પુલલાલાનાં ફુલ ગોહરનાં બનાવેલાં હતાં, દશ દાબડા મોતીએ ભરેલા અને એ વીગરે બીજો ઘણોક હદીઓ જેહાંપેહેલવાંનને નજર કીધો. તેવાર પછે બીજો ઘણોક ખજાનો જેહાંપેસેલવાંનનાં લશકરને બખશયો. પછે જેહાંપેહેલવાંનને રવાના કરવા સારૂ પાદશાહ કેશર રૂમી એક મંનજલ શુધી સાથે ગીયો અને બીજે દીને પાદશાહ પાછો ફરીને પોતાનાં શેહેરમાં આયો. પેલી તરફ જેહાંપેહેલવાંને લાંબી મનજલ કાપવા માંડી અને રાહમાં ચાલતાં પોતાનાં પીતરાઈ ભાઈ કે જેને તંનજેહે શેહેરનો હાકેમ કરી બેશાડયો હતો તેઉપર શવાર મોકલી ખબર કીધી કે શેતાબ ઘણુંએક લશકર સાથે મુનહેરાશ દેવને બાંધેલો લેઈને રાહમાં આવી પોંહચે.

## જઇપોંચયો જેહાંપેહલવાંન કેરશાસપ પાદશાહ જુહાકની નજદીક તે વીગરે બીજો અહેવાલ.

પછે જેહાં પેહેલવાંન સરવે લશકર સાથે તરતુશ શેહેરમાં આવી એક મહીનાં લગી તે જગોએ રહયો, પછે તે જગોથી કુચ કરીને દજ કુખત ગંગની તરફ લશકર ચલાવયુ. જેવારે એ ખબર પાદશાહ જોહાકને થઈ

કે જેહાંપેહેલવાંન કેરશાસપ દર મનજલ ચાલયો આવેછે તે ખબર સાંભલીને પોતાનું પાદશાહી એહેવાંન શમારી પોતાનાં તમાંમ શપેહેશાલારોને લશકર સાથે એક મંનજેલ લગી જેહાંપેહેલવાંનને એશતકબાલ લેવા મોકલયા. હવે પેલી તરફ જેહાંપેહેલવાંન કેરશાસપ એક શફેદ હાથી ઉપર પીરોજાનું તખત માંડીને એક પહાડની મીસાલ બેઠેલો હતો અને તેનાં હાથીની આસપાસ તમાંમ જાબુલી સવારો હાથમાં નેજા તથા ગોરજ પકડીને દબદબા ભરેલા ચાલતા હતા એ રવેશની તે નાંમદારની સવારી દુરથી પાદશાહ જોહાકનાં અમીરોએ દીઠી તેવારે સરવ કોઈએ સેતાબ પાંઉ પેયાદા થઈને જેહાંપેહેલવાંનને શેજદો કરી દુવા કીધી. તેજ વખત નાંમદાર જેહાંપેહલવાંને પોતાનાં હાથી ઉપરથી નીચે ઉતરી સરવકોઈ સાથે બગલગીરી કીધી અને સરવકોઈને નાંમ બનાંમ ખેર આફીએત પુછી. પછે પાછો પોતાનાં હાથી ઉપર સવાર થઈ આગલ ચાલવા લાગો તેવારે પાદશાહ જોહાકનાં તમાંમ અમીરો તેની નજદીક પાઉં પેઆદા ચાલવા લાગા. તે જોઇ જેહાંપેહેલવાને તેવોને કહયુંકે મારી ખુશીછેકે તમો સરવ કોઈ ઘોડા ઉપર સવાર થાવો તે હોકમ શાંભલીને સરવકોઈ પોતાની સવારી ઉપર બેઠા અને બેશુમાર ખુશી કરતા બાબુલ શેહેરની તરફ ચાલયા. એ કરતાં જેવારે શેહેરની નજદીક જઈ પોંહોંચયા તેવારે પેલા તમાંમ અમીરો પાછા પેયાદા થઈ જેહાંપેહેલવાંનની રેકાબમાં ચાલવા લાગા. જેવારે પાદશાહ જોહાકને ખબર થઈકે જેહાંપેહેલવાંન આવી પોંહોંચયો કે તેજ વખત પોતાનાં તખત ઉપરથી ઉઠીને પોતાની ખાસ સવારી સાથે જેહાંપેહેલવાંનને એશતકબાલ લેવાને શેહેરથી બાહેર બે કોશની મજેલ પર ગીયો જેવારે જેહાંપેહેલવાંનની સવારી નજદીક આવી તેવારે પાદશાહ સેતાબ પેયાદો થયો તે જોઇને તેજ વખત જેહાંપેહેલવાંનબી હાથી ઉપરથી નીચે ઉતરી પાદશાહની નજદીકની જમીનને બોશા દીધા ને પાદશાહે જેહાંપેહેલવાંનને બગલમાં પકડીને ખેર આફીઅત પુછી. પછે પાદશાહ તથા જેહાંપેહેલવાંન બેઉ જણ્ એક હાથી ઉપર સવાર થયા તે વખતે શાદીનાં નકારાં તથા કરનાએનાં આવાજ એટલાતો ઉઠવા લાગાકે જાણે તેની ખુશીમાં આસમાંન ઉપર બેહેરાંમ તથા તીર ફરેશતા નાજ કરવા લાગા. એમ કરતાં પાદશાહની દરગાહમાં આવી પોંચયા તેજવખત પાદશાહે જેહાંપેહેલવાંનનો હાથ પકડી પોતાનાં તખત ઉપર જમની બાજુએ બેશાડી ઘણીક મેહેરબાંનીથી ખબર પુછવા લાગો. તેવાર પછે કેરશાસપે પોતાનાં લશકરનાં શપેહશાલારને હોકમ કીધો. તેથી ખાવર જમીન વગેરે બીજા મોલકો ઉપરથી શલાંમી લીધી હતી તે તમાંમ હદીયો લાવી

પાદશાહને નજર કીધો અને જે કાંઈ અવલથી તે આખેર લગીની હકી-કત હતી તે તમાંમ પાદશાહની નજદીક બએયાંન કરી કહી તથા અફ્-રીકીની તથા મુનહેરાશ દેવની લડાઈની વાત તમાંમ કહી તેથી પાદશાહ જોહાક ઘણો અજબ રહી જેહાંપેહેલવાંનનાં જોર ઉપર આફ્રીન કરવા લાગો. પછી મુનહેરાશ દેવને બાંધેલો લશકરમાંથી મંગાવીને પાદશાહે જોયો તેને જોયાથી પાદશાહની દરગાહના તમાંમ લોકો દેહેશતે કરી એક મરતબે બેહોશ થઇ ગીયાં એવો તે નાપાક દેવ ડરાંમણો હતો. તે દેવનાં મોહોડામાં દાંત નહી પણ ગોયા લોહોડાંનાં નેજા હતા તથા તેની બેઉ આંખ ગોયા બે હોજ લોહીની ભરેલી હતી. તેની પેશાંની ગોયા એક શીહા પથર હતો તથા તેની બેઉ બાજુ ગોયા તેનાં તન ઉપર બે ચેનારનાં જાહડ હતાં તથા તેનાં બેઉ પાંઉ ગોયા લોહોડાંનાં બે મીનારા જેવા, તેનુ તંન ગોયા એક મોટા પાહડ જેવું, તેનુ મોહો ગોયા દોજખનાં ગાર કરતાંબી વધારે બદબો મારતું હતું. તેના તન ઉપરનાં બાલ ગોયા પેચદાર શાંપની મીશાલ વળેલા હતા, તેનાં સર ઉપર બે શીગડાં ઘણાં બુલંદ હતાં. તે દેવ પથરની જ-મીન ઉપર ચાલતો તો તેમાં તેનાં કદંમે કરી બોહોની મીસાલ ખાડા પડતા હતા તેનું તંન એવુંતો બદબો મારતું કે તેની બદબોએ કરી ચાર કોશ દુરથી ગોશપંદ તથા મુરગ નાશતાં એવો નાપાક બદશુરત દેવ જોઇને પાદશા-હની દરગાહનાં તમાંમ લોકો હકતાલાનાં શુકરાંનાં કરીને કેહેવા લાગા કે એ પાક યજદાં એવા ભારી દેવનેબી તેં જાન આપી દુનીયામાં ફરતો કીધો તે સાથે એ દેવને બાંધનાર જોરેમંદ જેહાંપેહેલવાંન કેરશાસપનેબી તેંજ પેદા કરીતેને એવું જોર તથા હીમત આપી કે એવા જીઆંગાર દેવની લડાઈમાં એકલો જઇને તેને બાંધી લાયો. એ રવેશ સરવકોઈ પરવરદેગારનાં શોકરાંનાં બજાવા લાગા. પાદશાહે ફરમાવીયુકે મેદાંનમાંચાર થાંભ લોહોડાંનાં ઘણાંભારી ગારે અને લોહોડાંની સાંકલોએ કરી એ દેવને ચેહારો તરફથી ઉસ્તવાર તે થાંભા સાથે બાંધી મુકે. હોકમ મુજબ તે દેવને બજારના ચાર રસ્તા ઉપર ઉશતવાર બાંધીને કેટલાક પેહેલવાંનોને ચોકી રાખ્યા તે દેવને જોવાને વા-સતે શેહેરે શેહેરથી આદમીઓનાં ટોલેટોલાં આવતાં તેમાં કેટલાંક આદમી તેને જોયાથી બેહોશ થઈ પડે તો વલી બાજે લોકો તેની અજમાયશ જો-વાને વાસતે હરેક ચીજ તેની નજદીક નાંખતા તો શેતાબ તે દેવ ખાઇ જતો. પછે પાદશાહ જોહાકે એક મીજલસ ઘણી પાકીજે શમારી જેહાં-પેહેલવાંનને બુજોરગીથી પોતાની જમણી બાજુ ઉપર બેસાડીને સરવ કોઇનાં હાથમાં શરાબની જામો અપાવીને હોકમ કીધોકે અવલ સરવ કોઈ જેહાંપેહેલવાંનની શલાંમતીમાં શરાબની જામ નોશ કરે એ મીશાલે એક

મહીનાં લગે હરરોજ નવી નવી મજલેશ શમારી જેહાંપેહેલવાંનને ખુસ્ને-રગી આપતો; એમ કરતાં જેવારે મહીનો તમાંમ થયો તેવારે પાદશાહ જોહાકે જેહાંપેહેલવાંનને એક કોહોલા તથા કમરબંધ, જરી ઢાલ તથા તલવાર એ વિગેરે બીજાં તમામ હથીઆરો તથા જેહાંપેહેલવાંન પોતાની તલવારને જોરે પાદશાહ જોહાકને વાસતે બીજા પાદશાહો પાસેથી શલાંમી લાવયો હતો તે તમાંમ પાદશાહે જેહાંપેહેલવાંન કેરશાસપને બખશી બાઆબરૂથી શીસતાંનની તરફ રવાને કીધો.

જેવારે જેહાંપેહેલવાંન કેરશાસપ પોતાનાં બાપ પાદશાહ અશરતની નજદીક જઈ પોહોંચયો અને તે તેની પોતાની મોહરદારનાં અને પોતાનાં એશ કબીલાનાં દીદાર જોઈ ઘણો ખુશી થઈ પોતે રાહનાં રંજથી આશા-એશ પાંમીયો. તે દાહડા ઉપર શરફરાજ પાદશાહ અશરતની તબીઅત કાહેલી હતી તે બીમારી ઘણી વધી રોજ બરોજ તંન શોશતી પકડવા લાગું તેથી ખાંણુ તથા શરાબની ઉપરથી તે નામદારની રગબત ઉતરી ગઈ યાને ખાધાતું મેલી દીધું. એવી બીમારી થઈ તે વખત નાંમદાર અશરત પાદશાહને બશોને છોતેર વરસ થયલાં હતાં. છેલ્લે તેની આખેર આવી અને પોતાંનો પાક જીવ હકતાલાને હવાલે કીધો. તેવારે તેનાં પાદશાહી તખત ઉપર જેહાંપેહેલવાંન કેરશાસપ બેઠો. તે ઉપરથી એ નાંમાંનો જોડનાર શા-એર એમ કરી કેહેછે કે એ દુનીયાનો મારગ એજછે તમાંમ ચીજનો દારૂછે પણ મોહોતનો એલાજ નથી અને મોહોતની લડાઈમાં લશકરનું કાંમ પડતું નથી. તંનને ખોસ્નેરગી પાક જીવથીછે અને જેવારે તંનમાંથી જીવ નીકલી ગીયો તેવારે તે તંન ખાકને હવાલે કરીએ છીએ અંગર કોઇ આદમીજાદ પોતાની હયાતીમાં રોશન શેતારાની ચાલે કરી એવીતો ખોસ્ને-રગી પાંમે કે તેનું સર આફતાબ કરતાં બુલંદીમાં ઉંચે જાય મગર જેવારે મોહોત આવે તેવારે તેનાં તંનને ખાકમાં કીડી ને દુખમાંમાં ખલીલો ખાએછે. એ દુનીયાંમાં બે ઘોડાછે તેમાં એક ઘોડો શીહા તથા બીજો શફેદછે યાને શીહા રાત તથા શફેદ રોજ એ બેઉ ઘોડા આપણને પોતાપર શવાર કરી હમેશ દોડેછે પણ તે જગોથી આપણુ આગલ જઈ શખતા નથી જેમકે એક કાફલો એક શેહેરથી બીજે શેહેર જાયછે તેમાંનાં બાજે આદમી આગલ ચાલેછે અને બાજે પછવાડે ચાલેછે. પણ સરવ કોઈ એક જગો મકાંન કીધેલો હોય તાંહાં આવી જમાવ થાયછે. તે મીશાલ એ દુનીયાનો રવઈયોછે. કોઈને આગલ અને કોઇને પછવાડે પણ આંકેબત તે જેહાંનમાં જવુંછે. પનોતો મરદ તે કે જેણે પોતાની જીનદેગાંની શવા-બનાં વેપારમાં ગુજારી હોય અને તમાંમ પુંજી નેકીની જમે કીધી હોય.

જેવારે જેહાંપેહેલવાંન કેરશાસપ પોતાનાં બાપની જગો તખત ઉપર બેઠો અને દાદ તથા શખાવતનો દરવાજો ખોલ્યો એ વાત ઉપર કેટલાંક વરશ ગુજરી ગયા પછે જેહાંપેહેલવાંન કેરશાસપનો એક શાવકો ભાઈ ગોરંગ નાંમનો હતો તેનોબી વાકો થયો ને તે ગોરંગનો એક બેટો બે મહીનાંનો નાંહનો હતો તેથી જેહાંપેહેલવાંને તે બેટાનું નાંમ નરીમાંન કરી રાખ્યું અને દેલની મોહબતથી તે બચાંને પોતાનાં જાનની મીશાલ ફ્રરજંદ કરી પાલીને મોટો કીધો પણ તે નરીમાંને પોતાનાં બાપને દીઠેલો નહી તેથી જેહાંપેહેલવાંન કેરેશાસપનેજ બાપ કરીને કેહેતો હતો અને તેના દેલમાંબી એમજ હતું કે એ મારો બાપછે. એમ કરતાં જેવારે તે નરીમાંન લાએકનો થયો તેવારે જેહાંપેહેલવાંને પોતાનાં તમાંમ હોનર કમાંન ખેચવાનાં તથા ગોરજ ઉઠાવવાનાં તથા તલવાર મારવાનાં તથા ચોગાનદડી રમવાનાં તથા શેકારગાહ જવાનાં તથા ઘોડો ફેરવાનાં તથા કુશતી રમવાનાં તથા કમદ ફેરવવાનાં તે બેટાને શીખવ્યાં. તે હોનર શીખવ્યાથી નરીમાંન પેહેલવાંનીમાં એવોતો હોસ્યાર નીકળ્યો કે જેવારે પોતે નેજો ઉઠાવતો તેવારે તેના નોકે કરી પાહાડનુ દેલ ફાડી નાંખતો અને ખંજરનાં તાપે કરી હાબનાં પાંણીને બંધ કરતો તથા કુશતીનાં હોનરે કરી મહશત હાથીનાં દાંત ઉખાડી નાંખતો અને ભારી પાહડને આશાંનીથી ઉઠાવીને જમીન ઉપર મારતો એવો જોરાવર તે નરીમાન નીકલ્યો.

---

## નાંમુ લખ્યું પાદશાહ ફ્રેદુને જેહાંપેલવાંન કેરશાસપ ઉપર તે વગેરે બીજી હેકાએત.

હવે એક દીને પાદશાહ ફ્રેદુને પોતાનાં ખાસ નવીશીનદાને ફરમાવ્યું કે એક નાંમું ઘણીક પાકીજે એબારતથી હું જેમ કહું તે મીશાલ ખુશ ખતે કરી જેહાં પેહલવાન કેરશાશપ ઉપર લખ કે એ દેલાવર જેહાંપેહલવાન પાદશાહ તું તમાંમ જેહાંનના પાદશાહોને તથા શપેહશાલારોને પોસ્ત પનાહનો કરનારછે. વાસ્તે તને એક વધાઈ લખું છું જે બોલંદ આશમાંનનાં શેતારાની ચાલથી અને મારા બખતની મદદે કરી મને ઈરાંન જમીનની પાદશાહી મલીછે અને હુ બોજરગી પાંમ્યોછું અને હર તરફનાં પાદશાહોનાં દેલ મારી મોરાદ માફક રજુ રેહેછે. તમામ પાદશાહોની મોહોર તથા શીકા ઉપર મારી મોહોરનો શીકકો બોજરગી રાખેછે; મગર પાદશાહી કરવી તે શખશને લાએકછે કે અવલ તો પોતાનાં તનને નશીહત કરી અક્કલને પોતાનાં સરનું તાજ કરે, દાદ તથા ઈનશાફને પોતાનું તખત

કરે, હોશ અને તદબીરને પોતાનો વજીર કરે તથા દાનાઈનું લશકર કરે. એ મીશાલે જે કોઈ અવલ પોતાનાં જાંન ઉપર પાદશાહી કરે તેને આ ફાની જેહાંનમાં પાદશાહી કરવી શજાવરછે. પાક યજદાનની મદદથી એ તમામ ચીજ મારી પાસેછે, પાક દાદારે મને ઈરાન જમીનનો પાદશાહ કરી બેશાડયો છે તો જોહાક જેવો નાપાક, બદ ખશલતનો, તમાંમ જેહાંનનો દુશમન કે જેણે હેરેમંનની મોરાદ ઉપર ચાલીને હકતાલાની ખલકને આજાર દીધો ખલકે બે હીસ્સા જેહાન વેરાંન કીધી એવો જોલમગાર અને બેદાદગર હતો તેને વાસતે તું નામદારે હરેક મુલક ઉપર કીનાંની કમર બાંધી અને પોતાનાં તન ઉપર શખતી તથા રંજ ખેંચીને શખત લડાઈઓ કીધી અને હીંદુસ્તાન તથા ખાવર તથા રૂમ વગેરે મગરેબનો મુલક પોતાનાં ભારી ગોરજે કરી જેરોજબર કરી નાંખ્યો તથા મસત અજદા તથા ભારી શેહેરો તથા જીઆંગાર દેવો સાથે લડયો અને પોતાની તમાંમ ઉમર નાપાક જોહાકને વાસતે રંજ તથા શખતીમાં ગુજારી છે અને હમણા જેવારે મને પાક યજદાંએ મદદ કીધી અને તે કુમકના કઉવતે કરી મેં જોહાક પાસેથી તાજ તથા તખત છીનવી લઈને તે નાપાક અજદાની શુરતનાં જોહાકને બાંધી તેનાં જોલમથી ખલકને છોડવી તેથી તમાંમ જેહાંન તેની જાદુઈથી ખલાશ થઈછે. એ જેહાંપેહેલાવન હું તું નામદારને પોતાનાં જીવ તથા આંખનાં દીદા કરતાં બેહેતર કરી જાંણું છુ વલી આપણેતો બાપદાદે પાદશાહ તેહેમુરસનાં તોખમનાં અતલગ ખેશી થઈયે છઈયે તેથી હું તો તમાંમ ઉમેદ તારી ઉપર રાખું છુંકે મારી મોરાદ માફેક કંમર બાંધે. તું તમામ દીન તથા દાદની રાહનો જાંણનાર છે; કે હકતાલાનાં તાબામાં રેહેવું અને બોજોરગ પાદશાહાનાં તાબામાં રેહેવું એક સરખું છે. વલી મારા શાંભલ્યામાં એવું આવ્યું કે હકતાલાએ તારી નેક મોરાદ મોઆફક એક રોશન પેહેલવાન તારાં ખાંનદાંનમાં પેદા કીધોછે. તે બેટાને તું પોતાના જીવ કરતાં બેહેતર ગણેછે અને તેનું નામ જંગી નરીમાંન કરીને રાખ્યું છે. કશંમ પાક યજદાંનાં કે મને એવી ઉમેદ છેકે તે નાંમદાર નરીમાંનને હું નજરે જોઊં અને પોતાના જીવને તેનાં દીદાર જોયાથી ખુશી કરૂં. જેહાંપેહેલવાન તું જેવું મારૂં નાંમુ વાંચે તેવોજ શેતાબ દેહેરા મુલક બાહેર મારજે અને મંજલ દર મંજલ પોતાનું એહેવાંન કરજે અને ઘોડાની પીઠને પોતાનું તખત કરજે યાને દર મંજલ ચાલ્યો આવજે. અને પાક તોખમના નરીમાંનનેબી તારી શાથે લાવજે. એ જેહાંપેહેલવાંન તારા આવ્યાથી મારા લશકરનાં દલેરોનાં દીલમાં નવો જાન આવશે અને તારા આવ્યાથી મારી દરબાર જેબ ભરેલી થશે. હું મારા બખતની મદદથી ઈરાન જમીનની પાદશાહી

પાંમ્યોછું પણ તું જેવો નામદાર મારા તખતની નજદીક સુનાંની ખુરશી ઉપર બેઠો નથી તેથી હું પાદશાહી ઓકને પોંહોચ્યો નથી. એ નામદાર પેહેલવાન મારૂં એ નામું તમામ વાંચીને તેજ વખત ઘોડા ઉપર શવાર થજે હું તારા આવીયાની ઈનતેંજારીમાં છું મારી મરજી એવી છે કે તુને ચીનના મુલકની તરફ મોકલું શા વાસતે કે નેક ખશલતનાં કાવે આંગરહને ખાવર જમીનની તરફ મોકલ્યો છે તેથી ચીનની તરફ જનાર તું શીવાયે કોઈ બીજો નર નથી. એ રવેશ નામું લખાવી પાદશાહ ફ્રરદુને તે ઉપર પોતાની મોહર કરીને એક શવારને હવાલે કીધું તે શેતાબ જાબુલ તરફ રવાંને થયો.

જેવારે તે એલચી જેહાંપેહેલવાંનની નજદીક જઈ લાગો તેજ વખત તેણે જમીન ઉપર સર નમાવીને શેજદો કરીને પાદશાહનું નામું આપ્યું તે નવીશીંદાએ બાંગેબોલંદ વાંચી સંભલાવ્યું જેવારે જેહાંપેહેલવાંન તે નામાની તમામ બીનાથી વાકેફ અને જોહાકનાં જોલંમથી ખલકને ખલાશી પાંમેલી સાંભળી અને પાક દીનના ફ્રરદુનને પાદશાહી તખત ઉપર બેઠેલો શાંભળ્યો ત્યારે તેની ખુશાલીમાં જેહાંપેહેલવાંન એવો તો ઉલટમાં આવ્યો કે ગોયા પાછો નવજવાંન બન્યો ને તે બેસુમાર ખુશીએ કરી પોતાની દરગાહ શોર-શાર ભરેલી કીધી અને પોતાનાં ખજાનાંનો દરવાજો ખોલીને તમામ રઈ-અત લોકોને ફ્રરમાવ્યું કે પાદશાહ ફ્રરેદુન ઈરાંન જમીનનાં તખત ઉપર બેઠો તેની વધાઇમાં જેને જે કાંઇ પસંદ આવે અને જેટલી ખાએશ હોય તેટલો જર ખજાનો પોતે પોતાને હાથે ઉઠાવી લઇજાય એવો હોકમ સાંભ-લીને તમામ શેહેરનાં લોકો પોતાને હાથે જે કાંઈ પસંદ આવ્યું તે ઉઠાવી લેઇ ગીયા તેથી તમામ રઇઅત તવંગર થઈ ગઈ. તે વધામણીમાં જેહાંપેહેલવાંનનાં ખજાંનાંમાંથી એક શો ગંજ કરતાંબી વધારે જર ખર-ચાયો. એ ખબર સાંભલ્યાથી નરીમાંન ખુશી થઈ કેહેવાલાગો કે હવે તમામ જેહાનનું કાંમ આશાન થયું. પછે જેહાંપેહેલવાંનને અરજ કરી કેહેવાલાગો કે એ બાપ પાદશાહ ફ્રરેદુનની ખીદમતમાં જવા વાસતે કમ-રબંદ શેતાબ બાંધવો જોઈયે એ રવેશ પાદશાહાનું ફ્રરમાંન આવ્યું તો આપણુને તેની ખેદમતમાં પોંહોચવું જોઈએ. એ શખુન શાંભલીને તેજ વખત જેહાંપેહેલવાને બાર હજાર સવારો તઇયાર કરીને બેસુમાર હદીઓ પાદશાહ ફ્રરેદુન વાસતે તઈયાર કીધો તેમાં તરણુ હજાર ઘોડા એક જાતનાં અબલખ તમાંમ શુનેરી શાજનાં તથા બશો હાથી શુનેરી પાખ-રનાં, એકશો ગોલાંમ ખુબસુરત પરીને ચેહેરેનાં જરી પટકાની કમર બાંધેલા; એકશો બાંડી માહાતાબની મીસાલ શફેદ બદનની તમાંમ જર જવેર શાથે આરાશતા કીધેલી તથા એક હજાર ઉંટ શુનાંની અશરફીના

તથા એક હજાર ઉંટ પાદશાહી મજલેશનાં શાંમાનનાં; એક હજાર ઉંટ દેબાના કપડાંનાં, એક હજાર ઉંટ દેહેરા તથા રાવટીનાં; તે તમાંમ જરી કાંમનાં તથા બે દેહેરા ચીતાના ચરમનાં તેની ઉપર તમાંમ ગોહરનો જડાવ જડેલો તેથી તે દેહેરામાં રાતને વખત ચરાગનું કાંમ નહી પડતું એવા રોશન હતા ! તેનાં થાંભ શુનાંનાં તથા મેખો રૂપાંની તથા રશીઓ કાચા રેશમની તે ઉપરબી જર વીટેલો હતો તથા બે તાજ ઘણું બેકીમત બજોરગી ભરેલાં તેમાં એક તાજ પાદશાહ તેમુરસનું તથા બીજું પાદશાહ જમશેદનું તથા પરવાલાંની ચાલીસ ખુરસી શુનાંમાં મઢેલી બે તખત તેમાં એક યાકુતનું તથા બીજું ફેરબાનું. એ વગેરે બીજો ઘણોક હદીઓ તઈયાર કરી પેલા બાર હજાર સવાર સાથે પાદશાહ ફ્રેરેદુનની તરફ રવાંને કીધો. પાછલ પોતે તથા નરીમાંન શવાર થઈને ઇરાંનની તરફ ઘણીક ખુશી કરતા ચાલ્યા.

જેવારે એ ખબર પાદશાહ ફ્રેરેદુનને થઇ કે મોબારક કદમનો જેહાંપેહેલવાંન આવી પોહોંચ્યોછે તેજ વખત તે પોતાનાં તમાંમ અમીરોને શુનાંનાં નકારાં સાથે જેહાંપેહેલવાંનને એસતકબાલ લેવા મોકલ્યા અને પોતે એવાંન ઉપર ઉંચે તખત મંડાવીને બેઠો કે જાબુલી લશકરનો દબદબો તથા શલતનત તથા અંદાજો જોય કે શી રવેશનોછે ? એવામાં જંગલની તરફથી એક ગીરદ ઉડી તેણે કરી તમાંમ આશમાંન શીહા થઈ ગયું. તે ગેરદમાંથી જાબુલી સવારો તમાંમ પેહેલવાંનની તરતીબનાં બખતરો પેહેરેલાં અને સર ઉપર વાંકી કોહોલા મેલેલી અને હાતમાં ગોરજ તથા નેજા પકડી આબદાર ઘોડા ઉપર સવાર થયેલા અને આગલ પછવાડે ઘોડાઓને જુહુલાંન દેતાં બાહેર નીકલ્યા તે શવારોના નેજાઓ ઉપર ગોશપંદનાં શીહા બાલનાં તોરા નીશાંનને વાસતે બાંધેલા હતા તે દેખાવ જાણે ઇરાનનું જંગલ જાબુલી લશકરથી બાગ મીશાલ હતો એ રવેશ લશકર ભરાયું તે લશકરની કલબગાહમાં પોતે જેહાંપેહેલવાંન તનમાં બખતર પેહી સર ઉપર રૂમી કોહોલા મેલીને શફેદ હાથીની પીઠ ઉપર સવાર થયલો હતો, તેનાં સર ઉપર અજદાહપેકર જુનડો ઉડતો હતો તેની સવારીનો હાથી તમામ સુનાના સાજે કરી સમારેલો હતો તેનાં મહાવતનાં સર ઉપરની જરી તાજ મેલેલુ અને ગરદનમાં સુનાંનાં તોક નાંખેલો. એ રવેશ દબદબા શાથે જેહાંપેહેલવાંનની શવારી હરોલમાં આવી તેની પછવાડે એક બીજી ગીરદ ઉડી તે ગીરદમાંથી એક બીજી ફોજ નજર આવી તેમાં તમાંમ સવારો લોહોડાંનાં બખતરમાં ગરક થયલા અને અરબી ઘોડાઓ ઉપર પાખર નાંખીને શેરની મીશાલ શવારો થયલા તેઓ રાહમાં

ચાલતાં માહોમાહે લડાઇનાં હુનરો કરતા હતા તેઓ ઘોડાઓને ઉંચે નીચે જોલાંન દેતા અને પોકાર મારતા હતા તેથી તે જંગલનાં ચીતાઓ ગાભરા થઇ જતા હતા; તે તમાંમ સવારોનાં હાથમાં જાબુલી ખંજર પકડેલાં હતાં. એ રવેશની ફોજમાં જંગી નરીમાંન ગોયા પુનમનાં ચાંદના રોશના ચેહેરાનો મહસત પાહાડની મીશાલનાં ઘોડાઉપર સવાર થયલો અને તેની આસપાસ તમાંમ સવારો જરી બખતર પેહેલા ચાલતા હતા. જેહાંપેહેલવાંનની શવારીનાં હાથી આગલ તમાંમ ઇરાંની અમીરો અદા અદબથી ખેદમતમાં પાંઉપેઆદે ચાલતા હતા. એ રવેશે પાદશાહની દરગાહમાં આવી પોંહોંચ્યા. તેવારે પાદશાહ ફ્રેદુન પોતાનાં તખત ઉપરથી ઉઠીને જેહાંપેહેલવાંનને એકશો કદંમ એશતેકબાલ ગયો અને તેની સાથે બગલગીરી કરીને તેનો હાથ પકડી લાવીને તખત ઉપર સાથે બેઠા અને મુબારેક ફાલનાં નરીમાંનને બગલમાં પકડીને તેનાં મોહો ઉપર કેટલાક બોસ્સા દેઈ પોતાનાં તખતની નજદીક સુનાંની ખુરશી ઉપર બેસાડયો. પાદશાહે ખેરઆફીઅતની ખબર પુછીને પછે હોકમ કરી ખાંણુંનો શોફરો તઇઆર કરાવીને તે ઉપર તમામ જાતનું નેઆંમત ખાંણું પીનું મંગાવ્યું.

---

## મજલેસ સમારી બાદશાહ ફ્રેદુને જેહાંપેહેલવાંન કેરૂશાસ્પને વાસ્તે તે વીગેરે બીજી હકીકત.

જેવારે તરેહ તરેહનું નેઆમત ખાણું ખાધાથી તન દરેશત થયા અને બીલોરી જામ શરાબે કરી લાલાનાં ફુલની મીશાલ નજર આવવા લાગી તથા સુનેરી ધુપદાંનાંઓમાં અગર તથા કપુર તથા કશતુરી બલતી ચાલી તેનાં ધુઆંએ કરી દરગાહ તમાંમ ખુશબોદાર થઇ અને રાંમશગરોનાં ખુશ આવાજ નીકલવા લાગા અને વાંસલી તથા શરનાઈનાં પોકાર થવા લાગા અને કરામત લોકોએ તંમબોરાનાં કાંન ચમરયાથી તેના તાર સરોદ કરવા લાગા. એ મીશાલની પાકીજે મીજલશમાં બેસીને પાદશાહ ફ્રેદુન તથા જેહાંપેહેલવાંન કેરશાસપ શરાબની જામ ઉપર જામ નોશ કરતા હતા એમ કરતાં પાદશાહે જેહાંપેહેલવાંનને પુછયું કે તું માહરી નજદીક ઘણે દાહાડે આવી પોંહોંચ્યો તેવારે કેરશાસપે જવાબ દીધોકે આદમીને બુઢાપો પોંહોંચેછે તેવારે આદમીને બશો ઇલત પેદા થાયછે. એક શાએતમાં ગરમી તથા એક શાએતમાં શરદી જાહેર થાયછે તેથી એ જેહાંને મારામાંથી ખુશી તથા મોરાદનુ ચાલવું દુર કીધું અને મારા સર ઉપરના બાલ કશતુરીની મીશાલ શીહા હતા તેને કપુરની મીશાલ શફેદ કીધા. એ શખુન સાંભલીને પાદશાહ

ફ્રેદુને જેહાંપેહેલવાંનને જવાબ દીધોકે તુંને ઘણોબી બુઢાપો પોહોચ્યોછે પણ તું હજુર એકશો શેર કરતાં જોરાવરછે વાસતે મારી ખાએશ એછેકે એ મારી મજલેશમાં તું પોતાનું થોડુંક જોર મને દેખાડે. તેવારે જંગી કેરશાસપે જવાબ દીધોકે એ પાદશાહ બુઢાપાનાં શબબથી મારા તનમાંથી દશ હીશા જોર કમ થઈ ગીયુંછે. પણ તારા દીદાર જોવાથી ગોયા મને પાછી જવાંની આવીછે. એટલું કહીને પાદશાહનાં તખત ઉપર બેઠાં બેઠાં આસ્તે રહી પાદશાહનાં તખતનો એક પાયો પકડીને એવોતો હોનરથી મરડયો કે તખત ઉપર પાદશાહબી હીલ્યો નહી અને તખતબી હીલ્યું નહી બલકે પોતાનાં હાથમાં શરાબની જામ ભરેલી હતી તેનોં શરાબબી હીલ્યો નહીં. એ મીશાલ આશાંનીથી તખતનો પાયો મરડયો તે દલેરી જોઇને પાદશાહ ફ્રેદુન દોવા કરીને કેહેવા લાગો કે બેશક જોર તે એવા હોનર સાથે જોઇયે. એ જેહાંપેહેલવાંન આફ્રીનછે તારા જાંન ઉપર કે એવા બુઢાપાનાં વખતમાં તું એવું જોર તથા કઉઅત રાખેછે તેથી મારી ખાતેરજમાંછે કે તુંથી મારી તમાંમ મોરાદ જરૂર બર આવશે. એટલું કહીને પાદશાહએ પોતાનું જોર દેખાડવાને વાસ્તે પેલો તખતનો પાયો કે જે જેહાંપેહેલવાંને મરડયો હતો તેને તખત ઉપર બેઠાં બેઠાંજ એક હાથે પકડીને એવો હોનર દેખાડયો કે તખતબી હીલ્યું નહી અને શરાબની જાંમબી છલકાઈ નહી અને જેહાંપેહેલવાંનબી હાલ્યો નહી એ રવેશ પાદશાહે તે પાયો પાછો શીધો કરી મેલ્યો! તેનું જોર તથા હોનર જોઈ તમાંમ મજલેશનાં લોકો તથા જેહાંપેહેલવાંન સરવે કોઈ પાદશાહ ઉપર આફ્રીન કરવા લાગા. પછે દમબદમ શરાબની જાંમ ઉઠાવીને પાદશાહની તથા જેહાંપેહેલવાનની યાદમાં નોશ કરવા લાગા. એમ કરતાં જેવારે દેલની હોસ્યારી ઉપર શરાબની કેફે ગલબો કીધો યા ને પુરા કેફમાં આવ્યા તેવારે તમાંમ શરદાર લોકો મજલેશમાંથી ઉઠી શરવે કોઇ પોતાનાં એવાંનની તરફ ગયા. એ મીશાલે એક મહીનાં લગી જેહાંપેહેલવાન કેરશાસપની મદારતને વાસતે પાદશાહ રોજબરોજ નવીનવી મજલેશ શમારીને કેટલોક ગંજ ખરચ કરતો હતો. જેવારે એક મહીનો તમાંમ થયો તેવારે પાદશાહ ફ્રેદુને જેહાંપેહેલવાન કેરશાસપને વાસતે શરોપાવ તઇયાર કીધો અને જેકાંઈ પોતાનાં ખજાનામાં ખાશ ચીજો હતી તે દેલની ખુશીથી મંગાવીને જેહાંપેહેલવાનને આબરૂ આપવાને વાસતે બખશી તેમાં એક બખતર ફોલાદનાં લોહોડાંનું તે ઉપર તમાંમ પાદશાહી ગોહરનો જડાવ જડેલો, એક તોપ જરાવની, એક સુધ સુનાંની ઢાલ તેઉપર બેકીમત ગોહરનો જડાવ મઢી લીધેલો હતો તેથી આફતાબની મીશાલ ચલકતી હતી. એકશો ઘોડા

સુનાંની નાલના જરી જીનસાથેનાં, ચેઆલીશ દેહેરા તમામ જરીકાંમનાં, એક અજદાપેકર શીહા જુનડો જેનાં શરઉપર પીરોજાનું બાજ જાંનવર બનાવીને બેશાડેલું તે. એક શો ગોલામ પરીની મીશાલનાં જરી મોજાં સાથેનાં એકશો જોર તાંબાનાં નકારાંની, વીશ જોર સુનાંનાં નકારાંની, એકશો દેહરા રંગારંગ કપડાંનાં, એકશો ઘોડા સુનાંની લગાંમસાથેના. બે હાથી ખાલેશ રૂપાંની મીશાલ શફેદ બદંનના, બે હજાર શનદુક તેમાં તમામ લડાઇનાં હથીઆરો ભરેલાં, બશો શનદુક બખતરે ભરેલી, ચેઆલીશ ઉંઠ સુનાંની અશરફીનાં ભરેલાં. એ મીશાલે પાદશાહ ફ્રેદુને જેહાંપેહેલવાંન કેરશાસપને શરપાવ બખશયો, તેવાર પછે પેહેલવાંન નરીમાંનને બીજો બેકીમતી શરપાવ આપ્યો તેમાં એક ગોરજ પાદશાહ તેહેમુરસનો, પાદશાહ હોસંગનો એક કમરબંધ, તાજદાર પાદશાહ જમશેદની કોલાહ, પોતાની ખાસ શવારીનો એક ઘોડો તમાંમ જડાવનાં શાજ સાથે શમારેલો, એક એલમાશનાં લોહોડાંની તલવાર તથા જરી ઢાલ તથા પાદશાહ તવરગનું બખતર, તથા એ વગેરે બીજો ઘણોક શરોપાવ નાંમદાર નરીમાંનને આપીને ઘણીક દુવા કીધી. પછે ફરમાવ્યું કે અવલ પેહેલવાન નરીમાન લશકર સાથે હરોલમાં નીકલે તેને પાદશાહ ફ્રેદુને તે દાહાડેથી પોતાનાં લશકરનો શપેહશાલાર કીધો અને ઇરાંની લશકરની શપેહશાલારીનો બેતાબ નામજોય નરીમાંનને આપ્યો અને પોતાનાં લશકરમાંથી પચાસહજાર સવાર તથા એક લાખ જંગી પેદલ શીપાહી ચુટી કાહાડીને નામદાર નરીમાનને હવાલે કીધા અને ઘણીક તાકીદથી કેરશાસપને કહ્યું કે એ પેહેલવાંન તું શેતાબ જેહુનની નદીથી ઉતરી આગલ જા અને તુરાંનનાં મુલક ઉપર લડાઈનો જુનડો ઉઠાવ. તું જાંણતો નથી પણ તુરકશતાનના મુલકના જેહુનનાં મસ દરીઆવથી તે જે જગોથી આફતાબ નીકલેછે તાંહાં લગી સરહદ શાંભલવામાં આવેછે વાસતે તે મુલક ઉપર જા અને તે જગોનાં પાદશાહોને તથા ખાકાંનચીન વગરે તમામ કોઈ તાજદારોને આપણા તાબામાં કર તેઓ પાસેથી સલાંમી લે તથા જેકોઇ તારા હોકમથી શર ફેરવે તે પાદશાહને પકડીને મારી દરગાહમાં મોકલી દે હું તેને લાએકની શજા કરૂં. જે કોઈ તારા ફરમાંબરદાર થઈને તારી ખીદમતમાં કંમર બાંધે તેની કુલે સલતનતનો બચાવ કરજે. તેનાં શેહેરનાં એક મોરગનાં પરનેબી આજાર પોંહોંચે તેવું કરતો ના. આપણાં લશકરમાં એવો રાબેતો રાખજે કે જે જગો જાય તાંહાં ખોદાની ખલક ઉપર બેદાદી નહી કરે, ગરીબોને ઇજા નહી દે તથા જે જગોએ તું નવો પાદશાહ બેસાડે અથવા તેજ જગોનો પાદશાહ તારો ફરમાંબરદાર થાય તેને તાકીદ કરજે કે બેગુનાહને બેતકશીર આદમીને હરગેજ રંજ નહી પોંહોંચાડે. જે

કોઈ પાસેથી હરેક શોદો ખરીદ કરે યા જે કાંઈ ચીજ તું પોતે લે તેનું દાંમ આપ્યા વગર લેતો નહીં. જુલમ તથા જાસતી ગરીબ ગોરબાં ઉપર કરતો નહી. તુંબી પોતાનો પોસતપહનાં હરદમ પાક ઈયજદાંને રાખજે અને તે શાહેબથી ડરતો રેહેજે તું જે કાંમ કરે તેમાં અકલ અને હોશી-આરીને પોતાનો આશનાવ કરજે, તું બખીલાઈનો પેશો કરતો નહી તેમ બખીલનું નાંમ કાંને સાંભલતોબી નહી અને બખીલ આદમીને તરત તારી પાસથી દુર કરજે જે શખશે બખીલ ઉપર મેહેરબાંની કીધી તેણે ગોયા ખોદાતાલાની ખલક ઉપર શેતમ કીધો વાસતે બખીલને મારતાં ગંમ ખાતો નહી અગર જો આપણે બખીલી કરીએતો આપણું લશકર બેદેલ થઇને પરાગંનદે થઈ જાય તેવારે દુશમન આપણા ઉપર ગાલેબ આવી પોતાનું ચાહ્યું કરે. જે આદમીનો એક મરતબે તાહારી નજરમાં એતબાર નહી આવે તેવારે તે આદમીનો હરગેજ એતબાર કરતો નહી. જે આદમી અદેખાઇ ભરેલાં હોય તેને પોતાની નજદીકથી દુર રાખજે બેઅકલ આદમી આવી એકાએક કાંઈ દેહશતની વાત તારી નજદીક કરેતો તેનો કશો અનદેશો કરતો નહી. જે કોઇ આજેજી કરીને જીવતદાન માંગે તે ઉપર મેહેરબાંન થઈને બખશજે તે ઉપરં જુલંમ કરતો નહી. જે કાંમમાં શાબાશી તથા નામદારી હોય તે કામ હાથમાંથી મેલતો નહી તથા જે જગો કસમ તથા કોલનો શખુન દરમ્યાન આવે યાને તું કોઈ સાથે કોલ કરે યા શોગંદ ખાય તે કામ ઉપર શર જાય તો સુખેથી આપજે પણ કોલથી ફરતો નહી. ઇનશાફ કરતી વખતે કોઇની રૂશવત તથા રૂખ રાખીને શેતમની રાંહ ઉપર ચાલતો નહી. જેવારે તું દુશમન ઉપર ગાલેબ આવે અને તે તારા હાથમાં બંધ પડેતો એકાએક તેને જીવથી મારતો નહી તથા તુંને બજોરગી આપે તો શરકશી તથા મગરૂર થતો નહી. પોતાનાં લશકરની નજદીક પોતાની મુફલેશીની વાત કરતો નહી. મજલેશમાં બેસીને કોઈની મશખરી કરતો નહી. એ રવેશની કેટલીક નસીહત કરીને એક હુકમનાંમું લખી આપ્યું તેમાં લખ્યું કે હરએક મુલકનાં પાદશાહોને માલુમ થાય જે નામદાર કેરશાસ્પ પેહેલવાનને મેં મારી તરફથી મોકલ્યોછે વાસતે એનાં તાબામાં રહી શલાંમી કબુલ કરજો અગર નહીતો એની તલવારથી તમો ખરાબી દેખશો તેવાર પછે તમો મારી ઉપર સુલેહનો પેગાંમ કરાવશો તો તે હું હરગેજ કબુલ કરશ નહી. મારી પાદશાહીનો તમાંમ એખતીઆર જેહાં-પેહેલવાંન કેરશાસપને આપ્યો છે તેથી એ નાંમદાર જે કરશે તે થશે. એવું રાજીનાંમું લખીને તે ઉપર પાદશાહ ફરેદુને પોતાની મોહર કીધી પછે પાદ-શાહ ફરેદુને ભારી દબદબાથી જેહાંપેહેલવાનને રૂખશત કીધો.

# જેહાંપેહેલવાન કેરશાસ્પ મુલકગીરી ઉપર નીકલ્યો તે વીગરે બીજી હકીકત.

એક દીને મોબારેક ફાલ અને નેકસાએત જોઈને જેહાંપેહેલવાંન કેરશાસપે પોતાનું તમામ લશકર અમલો શેહેર ઉપર રહી નીમરોજની તરફ ચલાવ્યું તાંહાથી શબરગાંન શેહેરની તરફ ખુશીથી ગયો કે જેને બલખબાંમી કરીનેબી કેહેછે અને તાંહાંથી કુચ કરીને બલખ શેહેર ઉપર રહી જેહુનનાં દરીઆવનાં કેનારાથી તે માહાવટા નેહેર વીગેરે ચીનનો મોલક તમાંમ તથા ચાચ શેહેર તથા આંમો તથા ખોતંન શકલાબ તથા ખોતલાંન એ વીગેરે બીજા ઘણાંએક શેહેર તુરકસતાનનાં મોલકમાં આબાદ હતાં. એ મીશાલનાં તમાંમ તુરકશતાંનનાં શેહેરો ઉપર જઈ તે જગોથી શલાંમી તથા નજરાંણુ લેઈ બીજા શેહેરની તરફ આગલ ચાલતાં જેવારે જેહાંપેહેલવાંન કેરશાસપ ચાચ શહેરમાં જઈ પહોચ્યો તેવારે તે શેહેરનાં બુજોરગો સરવ કોઈ આજેજી તથા મીનતથી આવી મળ્યા. તે જગોથી આગળ ચાલતાં એક શેહેર ઘણું ખુશ હવાનું દીઠું તે પસંદકરીને તાંહાં દેહેરા મરાવી એક હફતાં લગી આશાએશ લીધી. તે જંગલમાં રહી હરરોજ શેકાર કરતા હતા તે શેહેર દરમેઆંન એક દજ ઘણો જુનો હતો પણ તાંહાંનાં બુઢા લોકોનેબી ખબર નહી હતી કે એ દજ કોણનો બનાવેલોછે અને શા વાસતે એટલો મજબુત કીધોછે? તે જગો ઉપર અરધી રાતને વખત એક પોકાર ઉઠયો તેથી ગોયા ધરતી કંપ થયો હોય તે માશાલ જમીન હાલી! તે દજની એક તરફથી ચોથો ભાગ ઉપરથી તુટી નીચે પડયો તેમાંથી ચેઆલીશ ડેગ તાંબાની નજર આવી તે ડેગ નજદીક જઈને જોય શું કે તમામ ડેગોનાં મોહડાં મીટીએ કરી બંધ કીધેલાં હતાં. જેવારે તેનાં મોહડાંપરથી મીટી ઉખાડી તેવારે તે તમાંમ ડેગો શુનાંએ ભરેલી હતી. તે ડેગો તમાંમ ખાલી કરાવીને તમાંમ શુનું તે ગાંમનાં લોકોને બખશી દીધું કે તેથી તે ગાંમમાં ઘણું લગી જેહાંપેહેલવાંન કેરશાસપની નેકનાંમી જુબાંન ઉપર યાદગાર રેહે પછે તે જગોથી કુચ કરી આગલ ચાલ્યા અને શંજાબ શેહેરમાં દાખલ થયા જે જગોના સરવે બુજોરગો આજેજી કરતા કેરશાસપની નજદીક આવ્યા અને બેશુમાર હદીઓ નજર કરી તેનાં તાબામાં થઈ શલાંમી કબુલ કીધી. તે લોકોને જેહાંપેહેલવાને દેલાશો દીધો ને તાંહાંથી ખુશીથી લશકર સાથે આગલ ચાલ્યો તે જગો રાહમાં ઘણાંક પાહડો શરદ હવાનાં દીઠા પણ તે પાહડોમો શુનું તથા રૂપું તથા તાંબુ તથા ગોહરની પેદાએશ બેશુમાર હતી તે જગોનાં પાહાડ ઉપર એક ઘર શખત પથરનું બાંધેલું અને તેની પાસે એક ગાર હતો, તેનો દર-

વાજે ઘણું અનધારાંમાં અને તંગ રાહનો હતો, તે જગો શખતીથી આગલ જઈ નેગાહ કરી જોયું તો તે ગારમાં તમાંમ એલીઓ ભરેલો હતો અને તેમાંથી બોખાર ઘણી નીકલતી હતી તે જગોથી તમાંમ લશકરે જેટલી ખાએશ હતી તેંટલુ શુનું તથા રૂપું અને ગોહર લીધાં, એ મીશાલ જેહાંપેહેલવાન કેરશાસપ પાદશાહ ફરેદુનની પાદશાહીના રોશનબખત ચલકાટે કરી જે જગો જતો તાંહાં આશાનીથી કામ કરતો હતો અને રંજ તથા મેહેનત કરવી પડતી નહી હતી ! અવલ તો હરતરફ જઈને તે જગોનાં પાદશાહને વધાઈ કેહેવાડતો કે "જમશેદી જલકાટનાં દાદગર પાદશાહ ફરેદુને જોલંમગાર જોહાક પાસેથી તખત અને તાજ છીણવી લીધુંછે અને તે શેતમગાર જોહાકને બંધ કીધોછે તેથી તમાંમ જેહાંન બેદાદીથી ખલાશી પાંમીછે" એ મીશાલે ખુશીની સરવે કોઈને વધાઈ કેહેવાડતો, તે સાંભલ્યાથી સરવકોઈ ખુશીથઈ એમ કેહેતાકે "એ જેહાંન એક મરતબે નવેશરથી આબાદ થઈ." એમ કરતાં આગલ ચાલીને શેહેર શાદાબની નજદીક જઈ તે જગોની નદીથી ગુજર કીધી. જેવારે તે નદીની પેલી તરફ કેનારા ઉપર જઈ પોંહોંચ્યા તેવારે તે જગો તમાંમ શબજો તથા ફુલ તથા મેવાએ ભરેલી દીઠી તેથી તે જગો મકાંન કીધો અને તે ફુલનાં કેઆરાને દરમેઆંન ઘણીક પાંણીની નેહેરો જારી હતી અને ભાંત ભાંતનાં ફુલો ઉપર બુલબુલ પોતાનાં દેલથી પોકાર કરતાં કે તેનાં આવાજ ઉપર ફુલની કલી પોતાનાં કપડાં ચાક કરી બાહેર નીકલતી હતી યા ફુલ ખીલતાં હતાં તથા તમાંમ પાંણીનાં ચશમામાં બેશુમાર માહી તરતી હતી તે જગે હંરતરફ ગોરખર તથા હરણનાં ટોલાં ફરતાં હતાં તે ખુશહવા જોઇને જેહાંપેહેલવાન તે જગો મકાંન કરી એક હફતા લગી રહ્યો તેવારે તે મોલકનાં બુજોરગ લોકો ઘણોક હદીઓ લેઈ કેરશાસપને એશતેકબાલ આવી મલ્યા તેવાર પછે તે જગોથી ખુશીસાથે આગલ ચાલ્યા. રાહમાં જતાં ઈલાક નામની નદી હતી તે નદીની હવા તથા પાંણીની મોજની હકીકત લખેછે કે ગોયા તે નદીની નજદીક આશમાન પોતે કમર બાંધી રાશતાખેજ કરવાને વાસતે આવ્યો હતો, આવી ડરાંમની જગો હતી તથા તેનાં પાંણીના મોજા એટલાતો ઉછલતા હતાકે તેનું પાંણી આશમાંન સાથે જઈ લાગતું હતું તેમાં તોફાન એવું થતુંકે જે મીશાલ ખરાશની ઘંટી ફરે તે મીશાલ તે પાંણી ફરતું તથા તેનાં પાંણીની ચાલ એવીતો જોશમાં હતી કે અગર અલબરોજ પાહડ આડો આવેતો તેનેબી તોડી નાખે તે પાણી પેચમાં શાંપની મીશાલ સરોડાતું ચાલતું હતું અને પોકારમાં વાદલની મીશાલનું અને તેનાં પાંણીનો રંગ લીલા શાંપની મીશાલનો હતો તે નદી લંબાઇમાં મશરેકથી તે મગરેબ લગી જઇ પોંહોં-

ચેલી હતી તથા તેની હેબતનો દબદબો કેઆમતને દાહડેનાં મોતની મીશાલનો હતો તેનાં પાંણીનો શોરશાર રોશતાખેજની મીશાલ હતો તથા ચોહડાઈમાં એટલીતો પોહોલી હતી કે એક મગરમછ જોશથી ચાલતું તે ભાયગે એક મહીને પણ તે નદીને પેલે કીનારે જતું. એ મીશાલની ડરાંમણી નદીમાંથી જેહાંપેહેલવાન પાક યજદાંની મદદથી અને પાદશાહ ફરેદુનનાં રોશન શેતારાની ચાલથી પોતાનાં તમાંમ લશકર સાથે ગુજર કરી આગલ ચાલ્યો. પછે શારબાંન લોકોને તથા ફરાશ લોકોને તાકીદ કીધી તેથી શેતાબ તેઓએ આગલ જઈને તાતાર દેશની શરહદમાં દેહેરા માર્યા તે પછવાડે પોતે જઈને તાંહાં તે જગો લશકર સાથે કરાર પકડયો. તે તાતાર દેશનો પાદશાહ ખાકાંનએકર નાંમનો હતો તેનાં તાજની બુજોરગી માહાતાબ ઉપર બાજી લેતી હતી યાને ઘણોભલો પાદશાહ હતો તે પાદશાહ પોતાનાં લશકરનો હેશાબ લેતો તેવારે લડાએક જંગી શવારોની શીતેર હજાર ફોજનો શુમાર આવતો અને તે લશકરની લડાઈથી આશમાંનબી આજેજ આવતો હોય હેવો બનાવ બનતો હતો તેનો તમાંમ ખજાનો અગર બાહેર કહાડેતો તમાંમ હફ્તેકેશવર જમીનનો મોલક ભરાઈ જાય એટલો હતો !—જેવારે તે ખાકાનએકર પોતાનાં શેહેરથી શેકાર વાસતે બાહેર નીકલતો તેવારે તેની સાથે જલેબમાં દશહજાર શવાર તથા એક હજાર હાંથી તો ખાશ શવારીમાં નીકલતા હતા. જરીપટકાનો કમરબંધ બાંધનારા બે હજાર ગોલાંમો હાથમાં તીર કમાંન પકડી ખેદમતમાં પાંઉપેઆદે ચાલતા તથા તે પાદશાહનો ઇનશાફ એવો હતો કે રાતદન કેટલાક પેઆદા તથા એક શરદારને સાથે આપી હર જગો મનાદી કરાવીને પુછાવતો કે અગર કોઈ ઉપર હરએક વાતનો જોલમ જાસતી હોય તે આવીને માહરી નજદીક જાહેર કરે એ રવેશ રોજબરોજ મનાદી ફેરવીને શેહેરની ખબરદારી રાખતો અને જેકોઈ ઉપર જોલમ હોય તે શખસ આવીને પાદશાહને હેવાલ કેહતો તેની તમાંમ હકીકત સાંભલીને તેજ વખત તેની દાદ લેતો હતો અને કેટલુંક હેશાંન પોતાની તરફથી કરીને તેને નવાજતો અને ઈનશાફ કરતી વખત કોઈની મરવત તથા રૂખ રાખતો નહી હતો અગર પોતાનો ખેશ હોય યા બેગાંનો હોય પણ ઈનશાફની વાતે તેની મરવત કરતો નહી હતો અને જેકાંઈ વાજબી હોય તે ન્યાય કરતો તેથી પાદશાહ નામદારીમાં ઘણો મશહુર હતો, તે પાદશાહનાં એવાનની નજદીક એક કોઠડી ઘણી બોલંદ હતી, તે કોઠડીનો દોર એક ફરશહંગ કરતાં જાદે ફરતો હતો તેને એકતીશ દરવાજા શુનાનાં હતા જે કોઈ પાદશાહને શલાંમને વાસતે આવતા યા હર એક કામને વાસતે આવતા તે લોકોને હર રોજ એક એક દરવાજે એલાહેદા

ખોલી આપતા તે રશને આવતા અને જેવારે એકતીશ દન તમાંમ થતા તેવારે ફરી પેહેલે દરવાજેથી આવવા જવાનો હોકમ થતો અને તે એક એક દરવાજાની નજદીક એક એક બાગ ઘણો તાજો તહરેવાર ફુલે કરી ભરેલો તથા તે કોઠડીની તમાંગ દીવારો શુનાંની તથા જમીન ઉપર શંગે-મરમરની ફરશબંદી હતી તે પાદશાહનાં ખાશ એવાંન આશપાશ ચેઆલીશ શુનેરી ઝાડ હતાં તેનાં ફુલ તથા ફલ ગોહરનાં તથા તે બાગમાં બશો ગુંબજ શંદલનાં તથા હાથીદાંતનાં તથા અગરનાં બનાવી ઘણીક આરા-એશતથી શમારેલા હતા તે બાગમાં બે એવાંન ઘણાંજ અજાએબ બના-વેલાં હતાં. તે એવાંન નજદીક એક દેહેરો ચેઆલીશ વાંમનો ઉઠાવેલો હતો તેનું સર એવાંનની આગાશી કરતાં ઉચું ગયલું હતું તેનું કપડું ચીનાઈ દેબાનું હતું અને તેનાં થાંભા શુનાનાં હતા તે ઉપર ગોહરનો જડાવ જડેલો અને તેની કનાત મખમલની હતી તે ઉપર જરબફતરનું કાંમ કીધેલું હતું તેના શએબાંનબી જરી હતું તે આસપાસ મોતીની લટ લટ-કતી હતી એ મીશાલનો પાકીજે દેહેરો મારેલો હતો. જેવારે મોટો જશનનો દાહાડો આવતો તેવારે પાદશાહ તે ખાસ મજલેશ કરવાને લાએકનાં દેહે-રામાં પોતાનું તખત માંડતો અને તાંહાં મજલેશ શમારતો હતો. તેના મુલકમાં હકતાલાનાં ફજલથી ફરાંખી ઘણી હતી અને કાંઈ આફત હતીજ નહી. વર-સાદ હીગાંમ ઉપર વરશાદ તથા પવંન તથા ટાહડનાં દાહડા ઉપર ટાહ-ડની રૂતુ સરવે આદમીઓને ખુશ આવે તે મીશાલ હતી. તે પાદશાહનાં પોશાકમાં ઘણાંખરા ચીનાઈ દેબા તે ઉપર જરબફતરનું કાંમ હતું તથા બીજા સપેહશાલારો ચીનાઇ રેશમી કપડાં પેહેડતા હતા. તેની તમાંમ રઈએત રેશમી પોશાક પેહેડતી અને ફકીર લોકો ઉનનાં કોરતા પેહેડતા હતા. એ રવેશ તમાંમ શેહેરનાં લોકો પોતપોતાનાં વેશમાં મશગુલ રહી જોક કરતા અને પોતાનાં પાદશાહની દાદ તથા ઇનશાફ તથા નેક નઇયતી ઉપર દોઆ કરતા હતા તે તાતાર મુલક આસપાસ. બીજા શેહેરોમાં પાદ-શાહો હતા અને ખાકાંનએકર તમાંમ વાતથી બેપરવાહ હતો પણ નાપાક બદખશલતનાં જોહાકથી ઘણો ડરતો હતો શાવાસતે કે જોહાક ઘણો બેદા-દગર અને અદેખો હતો તેથી હમેશાં ડર ભરેલો રેહેતો અને હરરોજ પો-તાનાં દેલ શાથે એમકરી કેહેતો કે પાક યજદાંની કુદરતથી કોઈ નેકબખત મરદ એવો પેદા થાય કે એ નાપાક જોલમગાર જોહાકની પાદશાહી છીણવી લે એ રૂવેશનો અંનદેશો તે પાદશાહ હમેશાં કરતો હતો.

---

# નાંમુ લખ્યું જેહાંપેહેલવાંન કેરશાસપે પાદશાહ ખાકાંન એકર ઉપર તે વીગરે બીજો હેવાલ.

જેવારે જેહાંપેહેલવાંન કેરશાસપે તાતાર શેહેરની શરહદમાં આવી દેહેરા માર્યા અને લશકર સાથે મકાંન કીધો કે નવીશંદાને બોલાવીને ફરમાવ્યું કે શેતાબ એક નાંમુ પાદશાહ ખાકાંનએકર ઉપર દબદબા ભરેલું લખ કે શેતાબ ફરમાંબરદારીથી શલાંમી કબુલ કર યા નહીતો લડાઈનો શામાન તયાર કર અને હોશીઆર રેહ. જેવારે નવીશંદાએ એવો હોકમ જેહાંપેહેલવાંનની જોબાનથી સાંભલ્યો તેથી શેતાબ એક નાંમું ઘણીક દાનાઈથી ખુશ ખતે કરી લખવા માંડયું તે નામાનાં શર ઉપર પરથમ પાક પેદાનાં કરનારનું નામ લખ્યું કે તે શાહેબે શીહા રાતમાંથી શફેદ રોજ જાહેર કીધો તથા પાણીને વગર પગે બેશુમાર જોરથી ચાલતું કીધું. પવનને આશમાનની હવા ઉપર ઉડતું આપ્યું ને આસમાનને ફરતો કીધો તથા એક પાંણીના કતરાથી આદમી પેદા કીધું તે આદમીને દાનાઈ તથા અકલ આપીને દુન્યાની તમામ ચીજો ઉપર શરદારી આપી તથા આદમીને પોતાની પાક રાહ ઉપર રશતો બતાવ્યો. એવા પાક શાહેબે બોજરગીનું તખત બીજા પાદશાહ પાસેથી નામદાર ફરેદુનને બખશ્યું અને તેને જેહાનનો પાદશાહ કીધો અને મહને તેનો ફરમાંબરદાર કરી શપેહશાલારીનો બેતાબ બખશ્યો. એ રવેશ હકતાલાની તારીફ લખી, પછે ખાકાંનએકરને એમ કરી લખ્યું તું જાણ કે એ નામું જાબુલ પાદશાહનાં પાદશાહ કેરશાશપનુંછે તું જે તુરાંન જમીનનો પાદશાહ ખાકાંનએકર કેહેવાયછે તેથી તારી ઉપર લખ્યુંછે વાસતે તારી બોજરેગી હમોએ જાબજાની ઘણી સાંભલીછે તેથી તુને દાનાવ અને દુરઅંદેશ જાણી લખયુંછે કે એ ફરતા આશમાને જેહાનનાં દેલ ઉપરથી દરદ ઉઠાવી નાંખીને પાદશાહી તાજ નાપાક જોહાકનાં શર ઉપરથી છીનવી લીધુંછે અને એક નોજવાંન બચાંને બખશ્યું તેથી તમામ જગોએ ઈનશાફનો દરવાજો ખોલ્યોછે અને એ નેક પાદશાહનું તન જમાનાએ ગોયા પોતાને હાથે ઘડયુંછે તેથી આફતાબ તેનાં રોશન ચેહેરા ઉપર શેતારાનો વધાવો કરેછે તેથી તેનું નામ ફરોખ ફરેદુન કરી કેહેવાયછે તેણે પોતાના રોશન બખતને જોરે કરી જોહાક તાજીનાં શર ઉપરથી તાજ છીણવી લીધું તેથી પાક યજદાંની ભલી દીનનો દબદબો આફતાબની મીશાલ જેહાંનમાં રોશન થયોછે અને નાપાક જાદુગર લોકોનાં શર ખાકમાં પશત થઈ ગયાંછે વાસતે હું ઈરાન જમીનતરફથી પાદશાહ ફરેદુનનાં હોકમથી એ મોલક ઉપર એટલા વાસતે આવીયોછું કે તુંબી મારી મીશાલ પાદશાહ

ફરેદુનને તાબે થઇ મારી સાથે આવીને તે બોજરગ તખતના બેસનાર પાદશાહનાં તખતને બોશો? તો તુથી ફારેગ થઈને ફગફુરચીન ઉપર કમર બાંધું. વાસતે એ નામું તમામ વાંચીને એ લખ્યા ઉપર અમલ કરજે; અગરજો તુમાં દાનાઈ હોયતો પોતાનો મોલક તથા દોલત સંભાલવાને વાસતે શેતાબ શલાંમી કબુલ કરી મને આવી મલજે અગર નહીતો પોતાનાં લશકર સાથે શેતાબ મેદાંનમાં નીકલજે. ખોદાતાલા જે ઉપર ફતેમંદીનો દરવાજો ખોલે તે આસ્માન સાથે પોતાનું સર પોહોંચાડેછે પણ તું ખાતેરજમેથી જાણજેકે જે કોઈ રાસત રાહઉપર ચાલીને પાક યજદાંની દીનને હાથમાંથી મેલે નહી યાને હકતાલાની પરેસતેસનો કરનાર હોય તેને હરેક જગો લડાઈમાં ફતેમંદી હોય. એ રવેશ નામું લખીને તેઉપર પોતાની મોહોર કરીને પછે એક દાંના એલચી ઘણો શાએસતે હતો તેને આપી ખાકાનએકરની તરફ રવાંને કીધો જેવારે તે દાનાવ એલચી ખાકાંનએકરની દરગાહમાં જાઈ પોંહોચ્યો તેવારે પાદશાહ ઉપર ઘણીક દુવા કરીને અદબથી પેલું નામું પાદશાહનાં તખત ઉપર મેલ્યું અને જે કાંઈ જોબાંની પેગાંમ કેહેવાડયો તો તે જાહેર કરી કહ્યો. જેવારે ખાકાનએકરે જોહાંપેહેલવાનનું નામું જોયું તથા એલચીની જોબાની હકીકતથી વાકેફ થયો તેવારે અંદેશાથી કેટલાક વાર ખામોશ રહી પછે આયસતેથી પુછવા લાગોકે એ નામાનાં લાવનાર ખુબશુરત એલચી હું તુંને કેટલીક હકીકત પુછું તે રાસતી હોય તે મને કેહે કારણ આલમમાં મહશુરછે કે ઈરાની લોકોની જોબાંન ઉપર જુઠા શખુન હોય નહી તેથી હું તુંને અવલતો એ પુછુછુકે એ નવો પાદશાહ ફરેદુન કોણનાં તોખમથીછે અને તેની નજદીક જોહાકનો મહજબ કબુલછે યા નહી તથા તે પાદશાહ દીન શી રવેશની પાકીથી રાખેછે અને મહજબને રાહે પાક યજદાંથી શી ખબર રાખેછે.

એ રવેશનાં શખુન ખાકાંનએકરે પુછયા તેવારે પેલો એલચી કેહેવા લાગોકે એ દાનાંવ પાદશાહ હું કહું તે નેક એતેકાદથી સાંભલ કે જે કોઈ પાદશાહ હોય તેની પાસે એટલી ચીજ મોજુદ હોય તેવાર તેને નેક પાદશાહ કહીએ. અવલતો એ જે પોતાની જાતે નેક અકલ રાખે તથા તેને નેક ખુબસુરત તથા પોતાનાં બોજરગોની રાહ રશમને જાંણે તથા હાથ શખાવતનો રાખે તથા દાદને ઇનસાફ કરે તથા હકતાલાની ખલકને પોતા પાસે અમાંનત કરી જાણે અને ખલકની પાશબાંની કરે તથા પોતે જાતે બુનીઆદદાર હોય તથા શખુન બોલવામાં રાસત તેમજ કોલ તોડે નહી તથા નેકીની રાહને જાલવે તથા પોતાનો દબદબો રાખી જાણે તથા દેલમાં રેહેમ ઘણી હોય એ તમામ ચીજ જે પાદશાહમાં મોજુદ હોય તેને પાદ-

શાહ કરી કહે તો એ તમામ ચીજ કરતાં હજાર ઘણી ખુબી પાદશાહ ફ્રેદુનમાંછે તેથી તેને ઉપર પાક યજદાંની મેહેરબાંનીછે તથા તું તેનો રવઈયો પુછેછેતો તે પાદશાહ પાક દીનનાં ગયોમરસની દીન ચલાવેછે અને બુનીઆદ પાદશાહ તેમુરશપ દેવબંધથી રાખેછે અને જોહાકની બદ રાહ રશમની ઉપર દેલથી દુશમનછે યાને જોહાકની જાદુઈ ભરેલી રાહને બરહમ મારેછે તે પાદશાહ પોતાની નજદીક હેરેમન તથા જોહાકને એકશાં કરી જાણેછે અને એ જેહાનને વાસતે એમ કરી કેહેછેકે હકતાલાએ પેદા કીધીછે અને હકતાલજ નાપેદ કરી નાખશે તથા એ જેહાનથી ગુજરીને તે જેહાનમાં જઈયેછે તાંહાં રાહમાં એક પુલ તેજ તલવારની મીશાલનોછે તે પુલ ઉપર થઈ સરવે કોઈને ગુજર કરવીછે અને પાક યજદાં આપણને તે જગો નેકી તથા બદી શીવાએ કાંઈ બીજુ પુછતો નથી તે કીધાપછે જેકોઈ નેકબખત શવાબમંદ હોય તેને રોશન બેહેશતમાં જગો આપેછે અને જેકોઈ શીહા બખતનો બદાંના કરનાર હોય તેને દોજખમાં બંદીવાંન કરેછે પણતેની નજદીક પરહેજગાર મરદને ઘણી આબરૂછે તથા તેનો ઈનશાફ એવોછે કે લોકડીનાં બચાંને શેર પોતાની ચુગાલ ઉપર લેઈ જઇ પોતાનું દુધ પાઈને પાલેછે એ રવેશ પાદશાહ ફ્રેદુનની રાહ રશમછે.

જેવારે ખાકાંનએકરે પેલા એલચીની જેબાંનથી એવા શખુન સાંભળ્યા તેવારે પાદશાહ ફ્રેદુનની રાહ રશમને કબુલ કરીને તે એલચીને કેહેવાલાગો કે એ દાનાવ એલચી અગરજે એ મીશાલનો મહજબ તથા ખુબી તારા પાદશાહમાં હશેતો એમકરી જાણવું કે એ જેવો નેક પાદશાહ દુનીઆમાં કોઈ બીજો થાય થયો નહી પણ મેં તુને પુછ્યું તેના આ મીશાલની જવાબમાં મને એતેબાર આવતો નથી વાસતે તું કેટલાએક દંન એ જગો આરાંમથી રેહે કે હું બીજા શખશોને પુછીને તજવીજ કરૂં. તું જાણતો નથી કે અગર કોઈનું ફરજંદ દેવની મીશાલ બદસુરત હોય પણ તેનાં માબાપ હર જગો તેની ખુબી બેહેશતની પરી કરતાં ઘણી જીઆદા કરે એક આદમીની ખુબી તથા હોનર તથા દાંનાઈ બીજા દાંનાવ લોકો કેવારે પસંદ કરેકે તેજ શખસનાં દુશમન લોકો તેની ખુબીનાં શખુન બોલે તેવારે તે વાતને ખાતરનીશાંથી જાણીયે કે એ વાત દરોશતછે વાસતે પાદશાહને ઘણી તાકીદ એ વાતનીછે કે હરેક કાંમ કરે તેની અવલ તજવીજ કરે તેવાર પછે જે કાંઈ કાંમ કરવું હોય તે કરે. એ એલચી હું કેહું તે સાંભલ કે એક મારો કાકો હતો તેની તબીઅત એવી હતીકે તેને કોઈ શખસે અવલ જેકાંઈ આવીને કહીયું હોય તેની તજવીજ કરતોતો નહી કે એ શખસ પોતાની ગરજને વાસતે જુઠું બોલેછે યા

સાચું બોલે છે ? તે તજવીજ કીધા વગર તે ઉપર અમલ કરતો તેથી તેનાં હાથમાંથી પાદશાહી ગઇ અને આજ લગી તેને સરવે કોઈ બુરા શખુન બોલેછે તેથી હું મારી ખાતરનીશાં થવા સારૂ તારી વાત તજવીજ કરવા ચાહુંછું વાસતે તું એક હફતો એ જગો રેહે હું મારાં આદમી જાબજા મોકલી એ વાતની તજવીજ કરૂં તેવાર પછે તુને નામાનો જવાબ લખી આપું. એટલું કહી એક એવાનમાં તે એલચીને જગો આપી રાખ્યો. એ વાત તો એ જગો રહી.

હવે ખાકાંનએકરનો એક ભાઈ ઘણો જબરદસત હતો તેથા હરએક જગો તેનો કાબુ મજબુત પડેલો હતો જેવાર ખાકાંનએકરનો બાપ એ જેહાંનથી ગુજરયો તેવાર ખાકાંનએકરને પોતાનાં ભાઇ સાથે બાપનાં તખત તાજને વાસતે મીનાંકેશી પડયો તેથી બે ભાઈઓએ એક એક ઉપર લશકર ખેંચ્યાં પણ ખાકાંનએકરનો શેતારો રોશન હતો તેથી પેહેલીજ લડાઈમાં ખાકાંનએકર પોતાનાં ભાઈ ઉપર ફતેહ પામ્યો અને તે શરકસ ભાઈ લડાઇમાં મારયો ગીયો તેનો એક બેટો તંગીતાશ નામનો હતો તે તંગીતાશે પોતાનાં બાપનો કીનો લેવાને ખાકાંનએકર ઉપર કમર બાંધી હતી તે હમેશાં કાકા સાથે લડાઈ જારી રાખતો અને ચોરની મીશાલ પાહાડની કઢણમાં છુપો રહીને એકાએક લશકર સાથે આવી પડીને ખાકાનએકરનો મોલક લુટી બાલીને ખરાબ કરતો હતો તે એકદંન બાપનાં કીનાંથી ફારેગ થઇ આશાએશથી બેસતો હતો નહી તે તમાંમ ઉમર કીનાંથી તાતારનાં મોલકને વેરાંન કરવામાં ગુજારતો હતો અને આદમીઓને લુટીને જીવથી મારતો હતો એ રવેસ મોલકની ખરાબી કરતો હતો. એમ કરતાં ખાકાંનએકરનાં હાથમાંથી એક હીસ્સો મોલક પોતાનાં કબજામાં લાવ્યો અને ખાકાનનાં લશકરને હર તહરેથી શેકસને દેવા લાગો. તંગીતાશબી જેવારે જેહાંપેહેલવાંનનો એલચી નાંમુ દેઈ આવ્યો હતો તે હફતામાં લશકર લેઈને લડાઈ વાસતે આવ્યો હતો. તે બે તરફની લડાઇથી ખાકાંનએકર ઘણો અંદેશામાં હતો ખાકાન પોતાનાં લશકરનાં સપેહશાલારોને બોલાવી કેહેવા લાગો કે મને માલુમ નથી પડતું જે એ ફરતો આસમાંન મારી ઉપર શી ગીરદેશ કરવા ચાહે છે—એક તરફથી મારા ભતરીજા તંગીતાશથી તથા બીજી તરફથી જેહાંપેહેલવાન કેરશાસપથી મારી પાદશાહી જેરોજબર થઈ જશે. મારી નજદીક એવીતો મુશકેલીઅત આવી પડીછેકે જેમ આગલ ચાલતાં રાહમાં ઉંડી નદી હોય અને પછવાડે શેર આવે તે રવેશ હમણાં મારો હાલ થયોછે વાસતે એનો ચારો કરો કે આપણે શું કરીયે અને એ બે દુશમનની મુશકેલમાંથી શી રવેશ ખલાશી પાંમ્યે ?

પોતાના પાદશાહની જોબાંનથી એ શખુનો શાંભલીને તમાંમ અમીરો મશલત કરવા ખેલવતમાં બેઠા અને પછે પોતાનાં પાદશાહને કહીયું કે એ દાંનાવ પાદશાહ એક આતશ નજદીક હોયે અને તમાંમ ચીજને બાળી નાખે તે કરતાં જે આતશ દુર હોય અને દુરથી ધુંઓ નજર આવે તે બેહેતરછે. યાને જેહાંપેહેલવાન કેરશાસપ આતશની મીશાલ તેજીથી નજદીક આવ્યોછે અને તંગીતાશનો દુરછે વાસતે હવડાંતો આપણે એ સાથે સુલેહે કરી એને નરમીથી સમજાવી પાછો પાદશાહ ફરેદુનની નજદીક મોકલીએ. તે કરતાં આગલ ખાકાંનચીન તથા તમાંમ તુરાંનનાં પાદશાહો તથા તાહરો બાપ ખાકાન શરવ કોઈ અવલથી નાપાક જોહાકનાં તાબામાં રહી તેને શલાંમી આપતા આવ્યાછે અને તે જોલમગાર પાદશાહનાં ફરમાંનમાં રહ્યા તેનાં હોકમ વગર એક કદમ આગલ ચાલતા હતા નહી તો એ પાદશાહ ફરેદુનનો તે કરતાં દાદ તથા ઈનશાફ અને દાંનાઇમાં તથા બુન્યાદમાં ઘણો બરતર કેહેવાય છે તેથી અગર તું તેના તાબામાં રહી શલાંમી કબુલ કરેતો તે વાતની કાંઈ શરમ નથી. એ સપેહશાલાર કેરશાસપ ઘણો જબરદસત અને લડાએક પેહેલવાન છે તેથી એ સાથે આપણે લડાઈ કરવી ખુબ નથી તથા એક દરદ જે દવાઈ કીધાથી દફે થાય તો તે દવાઈ શેતાબ કરીયે તો આપણાં જીવને આરાંમ રેહે. વાસતે એ પાદશાહ હમારી દાંનાઈમાંનો એ મસલત પસંદ આવેછે કે તું પોતાનું એવાંન સમારીને જેહાંપેહેલવાન કેરશાસપને પોતાનો મેહેમાંન બોલાવી તે નામદારની મદારત કર અને તેની નજદીક મીનતં કરી ઘણીક નાદેર ચીજો પેશકશી રાહે હદીઓ આપ; કે તેથી આપણું કોમ શમરશે અને એ કેરશાસપનું દેલ આપણુ ઉપર મેહેરબાંન થશે તેવાર પછે એક દંન ફુરશદનો વખત જોઈને તું તાહરા ભતરીજા તંગીતાશની તમાંમ હકીકત તે નાંમદાર પેહેલવાનની નજદીક મીનતથી કેહ કે એ નામનો ઉઠાવનારં જંગી કેરશાસપ તારા દુશમનનાં સરને ખાકમાં નાખશે અને તાહરા સરને આશમાન સાથે પોંચાડશે. જાંહાં સુધી બીજો શખશ અજદાહને મારનાર હોય તાંહાં લગી આપણે શાવાસતે તેની ઉપર હાથ ઉઠાવ્યે અને નાહક જીવનાં અંદેશામાં પડીયે? એ રવેશ તમાંમ અમીરોએ કહ્યું તે તમાંમ શખુન ખાકાંનએકરને પસંદ આવ્યા તેથી તે પાદશાહે તે અમીરોની દાનાઈ ઉપર આફરીન કીધી અને તેજવખત નવીશીનદાને બોલાવીને પોતાનાં તખતની નજદીક બેસાડી જેહાંપેહેલવાન ઉપર નામું લખાવ્યું તે નામાંના સરઉપર અવલ જેહાનનાં પેદા કરનાર પાક દાદગર યજદાંનું નાંમ લખાવ્યું પછે જેહાંપેહેલવાન કેરશાસપ ઉપર દોઆ કીધી અને પછે લખ્યું કે એ નામદાર પેહેલવાન તેં

જે શલાંમીને વાસતે લખયું તો મારો તમાંમ ખજાંનો તથા મોલક સરવે તું નામદારનું છે અને હુંતો તાહરા ફરમાંબરદાર ગોલાંમ મીશાલછું તેથી અગર સલામી તો શું પણ તું માહરો જાન મંગાવેતો હાજર કરૂં. ઈરાનનો પાદશાહ તમાંમ હફ્તેકેશવર જમીનનાં પાદશાહોનાં સર ઉપર બોજરોગ કેહેવાયછે તે દરોસતછે વાસતે ફરોખ ફરેદુનની ફરમાંબરદારીમાં રજુછું અગર તું શપેહશાલાર શલાંમીમાં મારા દીદા તથા શર મંગાવે તો તેજ વખત હું પોતાની આંખનાં દીદા તથા શર કાપીને તાહરા કદમ નીચે મોકલી દઉં અને માહરા તનની ચાંમડી ઉખેડી તેની હેલી શીવાડીને તેમાં માહરા જીવની પુંજી ભરીને તારી નજદીક મોકલી દઉં તે વાતનોબી મહને અફશોશ નથી પણ માહરા દેલમાં એક મોરાદછે તે તાહરી પાસે માંગું છું કે તું પોતાનાં લશકર સાથે મારા શેહેરની તરફ આવીને માહરા એવાંનમાં એક હફ્તો મકાંન કરેતો તમામ જેહાંનમાં મને આબરૂ મળે અને તાહરા આવ્યાથી માહરૂં એવાંન જેબ ભરેલું થાય પાદશાહ ફરેદુનનાં જીવનાં કશંમ કે એ માહરો શખુન કબુલ કરીને માહરી ઉપર ખુશીનો જવાબ મોકલજે કે માહરો તમાંમ કબીલો તાહરો રોશંન ચેહેરો જોવાને ઈનતેજારછે. એ રવેશ ઘણીક ઓજરખાહી તે નામામાં લખી અને બાજે હકીકત તે એલચીને જોબાની કહી અને પછે પોતાનાં ઘોડાઓમાંથી એક ઘોડો તેજ ચાલનો તે ઉપર તમાંમ સુનેરી શાજ મંડાવીને બેકીમત મોતીનીં માલા તથા એક શરપેચ પાદશાહોની કોલાહ ઉપર લપેટે તેવો તથા એક જરી કમરબંદ ગોહરનાં જડાવનો. એ વીગરે બીજો કેટલોએક શાંમન તે એલચીને ઈનાંમમાં આપી પોતાનાં લશકરનાં એક હજાર શવાર આબરૂને વાસતે તે સાથે આપીને જેહાંપેહેલવાનનાં લશકર તલગ તેને મેલી આવવા સારૂ મોકલ્યા. એ રવેશ જેહાંપેહેલવાનનો એલચી તાતારનાં પાદશાહથી આબરૂ પાંમી ખુશી થતો જેહાંપેહેલવાનનાં લશકરમાં આવી પોહોચ્યો અને ખાકાંનએકરનું નાંમુ કેરશાસપને આપ્યું અને જોબાંની હકીકતની કહી તે સાંભલતાંને વાર હજુર નામુંતો વાંચવાનું હતું પણ પેલી જોબાંની હકીકત સાંભલીને પોતાનાં એલચીને એ રવેશ આબરૂ આપેલી દીઠી તેથી જેહાંપેહેલવાન ગોયા ખાકાંનએકરનો ફરમાંબરદાર હતો એ રવેશ નરમ દીલ થઇ ગયો અને પોતાના દેલથી તે ઉપર ઘણોક મેહેરબાંન થયો અને તેજ વખત હોકમ કરીને ખાકાંનએકરનાં શેહેરની તરફ લશકર ચાલતું કીધું અને પોતેબી જંગી નરીમાંન સાથે શવાર થઇને ગોયા રોશન આફતાબ મીસાલ આગલ ચાલ્યો.

જેવારેં હલકારા લોકોએ જઈને પાદશાહ ખાકાંનએકરને ખબર કીધી કે

જેહાંપેહેલવાન પોતાનાં લશકર સાથે આવી પોંહોંચ્યો તેથી ખાકાંને શેતાબ જેહાંપેહેલવાનનાં લશકરને વાસતે જીઆફતનો શાંમાંન મંગાવી તયાર કીધો અને ભાંત ભાંતનાં હજારો શોકરા નેઆંમતખાંનાનાં તઈયાર કરાવ્યા પછે પોતે શેતાબ જેહાંપેહેલવાનને એશતેકબાલ ગયો એવામાં જેહાંપેહેલવાનનુંબી રાહમાંથી આવવું થયું. રાહમાં દુરથી એક એકનાં દીદા જોઇ શલાંમ અકરાંમે મળ્યા અને બે નામદારોએ પોતાની શવારી ઉપરથીજ શલાંમ કીધી અને ઘણાં ખુશી થયા બન્ને પાદશાહો પોતાના શવારીનાં હાથી સાથે બરાબર રાખીને ચાલતી શવારીએ વાત કરતાં રાજ-ધાણીમાં આવી પોંહોંચ્યા હીયાં ખાકાંનનાં એવાનમાં તમાંમ શાંમન જીઆ-ફતનો તઈયાર કરી શોકરો શમારી મેલ્યો હતો તાંહાં જેહાંપેહેલવાંને કદમ મેલતાંજ ખાનાનો શામાંન પોતે નજરે જોયો તેથી ઘણો ખુશી થઇ તમાંમ લશકરનેબી શાંમાન અપાવ્યો પછે પોતે પોતાનાં અમીરોસાથે ખાકાંનનાં અમીરોને લઈને શોફ્રા ઉપર બેઠો અને નેઆંમત ખાણાંનાં ખુમચાઓ ઉપર હાથ નાખી શઉકોઈએ પોત પોતાની ભુખમાફક ખાંણું ખાધું પછે લાલ શરાબનાં દોર ચલાવા લાગા અને સરવે કોઇએ હાથમાં જરી જાંમ પકડી અને હરતરફથી સુનેરી ધુપદાનાંમાં અગર તથા કપુર તથા અંબર રોશન આતશ ઉપર મેલ્યો તેથી બેસુમાર ખુશબો બેહેકવા લાગી હર તરફ રાંમશગરોનાં આવાજ તથા વાંશળી તથા ચંગ સાથ તંબોરાના આવાજ નીકલ્યા. જે કોઈ શરાબે કરી મહશત થતા તે એક ગોસામાં જઈને આરાંમ કરતા એ મીશાલ ઈરાની લશકર જીઆફ્તમાં બેઠેલું હતું અને તાતારી તેઓની ખેદમતમાં કમર બાંધીને ઉભેલા હતા એક હફતા લગી નવી નવી જ્યાફત ખાકાનએકરે જેહાંપેહેલવાનની મદારતને વાસતે ઈરાની લશકરને આપી. જેવારે એક હફતો તમાંમ થયો એવામાં એકા એક એક શવાર આવી પોંહોંચ્યો તેણે ખાકાંનએકરને ખબર કીધીકે તાહરો ભતરીજો તંગીતાશ બેસુમાર લશકર સાથે આવી પોંહોચ્યો તે ખબર સાંભલીને ખાકાંનનાં લશકરમાં એક પોકાર ઉઠયો તેથી પાદશાહ ખા-કાંનએકરનો જીવ ઘણો અંદેશામાં પડયો. જેવારે જેહાંપેહેલવાન કેરશાસપે ખાકાંનનો ચેહેરો જરદ દીઠો તેવારે પોતે ખાણાનાં શોફ્રા ઉપરજ બેશીને પુછવા લાગો કે એ લશકર કાંહાંથી આવી પોંહોંચ્યુંછે ? તંગીતાશ તે કોણ છે ? અને તે કયા શેહેરની શરદારી કરેછે ? તે તમાંમ હકીકત મને કેહે એ સવાલ સાંભલીને ખાકાંનએકરે તમાંમ હકીકત પોતાના ભાઈની તથા ભત-રીજાની કેરશાસપની નજદીક તફ્રશીલવાર અવલથી તે આખર લગી કહી, તેવારે જેહાંપેહેલવાન કેરશાસપ બોલંદ આવાજે કેહેવાલાગો કે એવો કોણ

જોરાવરછે કે હું એ જગો બેઠો છું ને લશકર સાથે ચાલ્યો આવેછે ? મને હેવું માલમ પડેછે કે એનું લોહી જોશમાં આવ્યું હશે. હેમક લોકોનો એક રવઇઓ એ રહી ગયો છે કે શબરની વખત શેતાબી કરે તેથી તે લોકોની નાદાની માલુમ પડી આવેછે.. એ પાદશાહ ખાકાંનએકર તું એ વાતથી પોતાનાં દેલને હરગેજ ગમગીન ના કરતો. એ તાહરા મુદઈનાં લશકરને માંરો જંગી નરીમાંન એખલો બરહમ મારશે. અગર તારા ભતરીજા તંગી-તાશ જેવા એક લાખ શવાર તમાંમ લડાયક પેહેલવાન હશે પણ જેવાર હું મારા નરીમાંનને હોકંમ કરૂં તેવારે તું પોતાની નજરે તમાશો જોજે કે એ નામદાર બેટો શીરવેશ પોતાની તલવારે કરી મેદાનમાં લોહીની નદી જારી કરેછે વાસતે આપણે એક કાંમ કરીગે કે કાલ રોજે નામજોય નરીમાન લડા-ઈમાં જાય તેની અગાઉ આજ રોજે અરધી રાત ગયા પછે આપણી ખાસ શવારીનાં જેરીદે શવારો સાથે લેઇ છડી શવારીએ આગલ જઈને લડાઈની જગો ઉપર દેહેરામારીને કાલ બપોરનું ખાંણું તે જગો ખાવું અને શરાબ બાજી કરવી. જંગી નરીમાંન કાલરોજે બામદાદનો ઉઠેલો તમાંમ લશકર સાથે આવીને તંગીતાશ જોડે લડાઈ કરશે અને આપણ તમાશો જોઈને શરા-બની જાંમ ઉઠાવીશું વાસતે હું મારા ખાસુલી લશકરમાંથી દશ હજાર શવાર સાથે રાખું છુ તેથી તું તારા લશકરમાંથી બીજા શવાર લેતો ના આપણે અવલ આગલ જઇયે અગર તંગીતાશ આપણું લશકર કમ જોઈને દલેરી કરી આપણ ઉપર લડાઈ વાસતે આવતો આપણેજ તેનાં કાંમને તમાંમ કરયે કે નરીમાંનની લડાઈનું કાંમ પડશેજ નહી અને હું પોતેજ તેને તેનાં લશકરમાંથી જીવતો પકડીલાવીશ. જેવારે રાતનો વખત થયો અને રોશન માહાતાબ આશમાનનાં એવાન ઉપર ચલકવા લાગો તેવારે જેહાંપેહેલવાન તથા ખાકાનએકર છડી શવારો સાથે રાજધાણીથી બાહેર નીકલી જંગલની તરફ ચાલ્યા તેઓ રાતને વખત શેકાર મારતા અને એશ અશરત કરતા આગલ જતા હતા. એમ કરતાં રાતનો વખતબી તમાંમ થવા આવ્યો અને કેરશાસપ તથા ખાકાંનએકરનું તંગીતાશનાં લશકરની મોકામેલ જઇ પોંહોચવું થયું. જેવારે બામદાદની તલુ નજર આવી તેવારે જોયશુંકે એક પાહાડ નજર આવીયો તે પાહાડ ઉપર તંગીતાશને એક લાખ શવારો સાથે દેહેરા મારીને પડેલો દીઠો. જેવારે તંગીતાશનાં લશકરનાં સપેહશા-લારોએ જેહાંપેહેલવાનનાં લશકરને જંગલમાં દીઠું તેવાર તંગીતાશને કેહેવા લાગા કે હમો તુંને કહયે છઈયે કે એક પેહેલવાન ઘણાંક લશકર સાથે ઇરાનસર જમીનથી આવેલોછે તેણે ખાકાંનએકર પાસેથી આપણી લડાઇ માંગી લીધીછે તે પેહેલવાન હરોલમાં જરીદે ફોજસાથે આગલ આવી

પોંહોંચ્યોછે. એ શખુન સાંભલીને તંગીતાશ શૈતાબ પાહાડ ઉપરથી નીચે ઉતર્યો અને પોતાનાં શપેહશાલારો સાથે લશકર સમાર્યું અને પોતે દલેરીથી જેહાંપેહેલવાન ફેરશાસપને કાંઈ ખાતેરમાં લાવ્યો નહી તે પોતે જાતે ઘણો જોરાવર હતો તેથી તે જેહાંપેહેલવાનથી ડરયો નહી.

## લડાઇ કીધી તંગીતાશે દલેર નરીમાન સાથે અને પકડાયો ગીયો તંગીતાશ નરીમાંનના હાથ ઉપર તે વગેરે બીજી હકીકત.

એવામાં સપેહશાલાર નરીમાનનું પોતાનાં લશકરસાથે જેહાંપેહેલવાન તથા ખાકાંનએકરની નજદીક આવી પોંહોંચવું થયું તેજ વખત તેણે આવાજ મારીને કહયું કે તમો બે નામદારો આજરોજે હાથી ઉપર શવાર થઇને દૂર ઉભા રહીને માહરી લડાઈ જોઇને ખુશીથી હાથમાં શરાબની જાંમ પકડીને શરાબબાજી કરો; હું હમણા લડાઇનાં મેદાંનમાં તલવાર પકડીને એક મરતબે પોતાની મરદાંનગી દેખાડું. અગર જો માહરૂં બખત મદદગારછે તો તમો બે શરદારોનાં રોશન શાહેઆથી અને પાક યજદાંની મદદથી એ લડાઈ મારીને આવી પોંહોંચુંછું. એટલું કહીને તેણે ઈરાની તથા જાબુલી લશકરની જોરાવર શફ બેંચી.

જેવારે બે તરફથી લડાઈની તઇયારી થઈ તેવારે નગારાંનાં આવાજ નીકલવા લાગા. તંગીતાશનાં લશકરમાંથી એક શવાર હાથમાં નેજો પકડી મેદાંનમાં જોશ કરતો આવી ઉભો તેનાં તંનમાં એક બખતર ઘણું તેજદાર પેહેરેલું અને શરઉપર સુતાંની કોલાહ મેલેલી, એમીશાલનો દેલાવર મરદ આવી લડાઈનાં મેદાંનમાં ફરવા લાગો તેણે ખાકાંનએકરનાં તાતારી લશકર ઉપર એક હોમલો કરીને બે શવારને એક હોમલામાં મારી લીધા તેવાર પછે લશકરની જમની તરફ હોમલો કરી બીજા બે જંગી શવારને તાંહાં મારયા પછે લશકરની ડાબી તરફની શફમાંથી એક પેહેલવાંનને નેજાનાં નોંકે કરી ઉઠાવી લેઈજઈને પોતાના લશકરની નજદીક જમીનઉપર પટકી માર્યો! તેથી તે પેહેલવાનનાં તનની રેજેરેજ થઈ ગઇ. એ મીશાલની તે શવારની મરદાનગી જોઈ તંગીતાશ તુરકીનું લશકર ખુશી થવાલાગું તેને જોઈ પેહેલવાંન નરીમાને દરીઆવની મીશાલ જોશમાં આવીને પાદશાહ ખાકાંનએકરને કહીયું કે તાહરા લશકરનાં તમામ તુરકી સવારો નામરદ નજર આવેછે કે દુશમનનાં લશકરનો એક શવાર આવીને તાહરા લશકરના તમાંમ લોકો ઉપર મરદાંનગી દેખાડેછે અને તાહરા લશકરનો કોઈ પેહે-

લવાંન તે મોકાએલ સાંમે થતો નથી માહરી ખાતેરનીશા થઈ કે તાહરા તુરકી એક હજાર શવારને હમારો એક જાબુલી શવાર બરહમ મારે, વાસ્તે હું એક બાલક છું તેની જંગ તું નજર કરીને જો કે દુશમંનનાં લશકરની શફમાં જઈને શીરવેશ મરદાંનેમરદની મીશાલ લડાઇ કરૂંછું: એટલું કહીને શેતાબ પોતાનો ઘોડો મેદાંનમાં ઝોંકાવ્યો અને ઘોડાને જોહલાન દેઈ એકાએક તંગીતાશનાં ભારી લશકરની બેહુ શફમાં જઇ પડી તેણે આડાઅવડો હાથ સારી પખે દેખાડ્યો અને તમામ શફને પરાગનદે કરી નાંખી અને પછે આવાજ મારીને કહયું. કે પેલો તુરકી પેહેલવાંન કાંહાંછે કે જેહનાં હાથમાં બે નોકનો નેજોછે અને તેનાં શર ઉપર ચાર ગોશેની કોલાહછે તેને જોવાને હું ખાહેશ ઘણી રાખુંછું વાસતે શેતાબ તેને મેદાંનમાં મોકલે યા નહીતો હું તમારા લશકર ઉપર હોમલો કરી હરજગોથી તેને પકડી કહાડીને નેજાની નોક ઉપર ઉંચો કરી આફતાબની ગરમીએ બાલી નાંખીશ. એ શખુન સાંભલીને તે તુરકીએ પોતાના અબલખ ઘોડાને તેજ કરી શેરની મીશાલ બખાડતો મેદાંનમાં આવી ઉભો અને પોતાની કમાન ઉપર ખંદગી તીર ચઢાવીને આવાજ મારી નરીમાંનને કેહેવાલાગોકે તેં મને બોલાવ્યોછે તો દુર ઉભો રહીને ઓરત લોકોની મીશાલ પોતાના તનને જરજેવર સાથે શમારીને તાંનાજનીનાં શખુન શાવાસતે બોલેછે?— જેવારે નામદાર નરીમાને એવો નાલાયક શખુન સાંભલ્યો તેવારે ગોસ્સામાં આવીને ઘોડાને તેની તરફ ચલાવ્યો અને તેની આસપાસ ઘોડાને ફેરવવા લાગો તે પોતાના દેલસાથે એમ કરી કેહેતો હતો કે એ નાપાક તુરકીનાં કલેજાંને તીરે કરી વીધું યા નેજાએ કરી સુરાખ પાડું? એ મીશાલ દેલસાથે ખેઆલ કરી ઘોડો ફેરવતો હતો પછે જોશમાં આવી ઘોડાને એડમારીને ધુઆંની મીશાલ શેતાબ આવીને એક નેજો તેનાં કમરબંધ ઉપર મારી તેને ઘોડાની પીઠ ઉપરથી ઉઠાવી લીધો અને કેટલોક વાર આશમાંનની તરફ ઉંચો કરી ફેરવ્યા પછી તેનાંજ લશકરમાં ફેકી નાંખ્યો તેનાં જરબે કરી તુરકી લશકરમાં બીજા ચાર પેહેલવાંન મારયા ગયા. એરવેશની નરીમાંનની દલેરી જોઈ ઇરાની લશકરમાંથી શાદીનાં આવાજ ઉઠયા અને પેલી તરફ જેહાંપેહેલવાન કેરશાસપ તથા ખાકાનએકર બન્નેજન નરીમાનની લડાઈનો તમાશો જોઈ તેની ખુશીમાં શરાબની જાંમ ઉઠાવતા હતા, પછે દેલાવર નરીમાને બીજી મરતબે ઘોડાને જોલાંન દેઇ આવાજ મારયો કે તુરકી લશકરમાં જે કોઈ માહરો હમંનબરદ હોય તે શેતાબ આવે એ શખુન સાંભલીને તેજ વખત એક પેહેલવાંન હાથમાં એલમાંશનાં લોહોડાંનો નેજો પકડેલો અને શીંહ જાનવરની મીશાલ દોડતો

મેદાંનમાં આવ્યો તેને આવતો જોઈ નરીમાંને પોતાના ઘોડાની લગાંમ ડાબી તરફ ફેરવીને શેતાબ હાથ લાંબો કરી ડાબે હાથે તેનો નેજો છીણવી લીધો અને તેજ નેજાનો એક જપેટો તેની પીઠ ઉપર હેવોતો જોરથી મારયો કે તેની પીઠ ભાગી ગઈ તેથી જીન ઉપર ઉંધો પડયો. એ મીશાલે પેહેલવાંન નરીમાંન મેદાંનમાં મરદાનગી કરીને જે કોઈ તુરકી હમનબરદ આવતો તેને જેમ કે મોરગ દાણાને શેતાબ જમીન ઉપરથી ચુગી ખાય તે મીશાલ નરીમાન તુરાંની શવારોને નેજાનાં નોકે કરી ઉઠાવી લેતો અને બાજે પેહેલવાંનને નેજાનાં નોકે કરી ઘોડાની ગરદન સાથે શીવી નાખતો અને બાજેને ઉઠાવીને ઉંચે ફેંકતો હતો જેવાર તે પાછો નીચે આવતો તેવારે તલવારનાં જખમે કરી તેનાં તનનાં ટુકડા કરી નાંખતો અને પોતે પોતાની શવારીને વાસતે લોહડાંની પાખડ સાથેનાં દશ ઘોડા તઈયાર રખાવેલા હતા તેથી જેવારે એક ઘોડો થાકીને દોડવાથી શોસત થતો તેવાર તે ઘોડા ઉપરથી કુદીને બીજા ઘોડા ઉપર શવાર થતો હતો—એમકરતાં તે તમામ ઘોડા તેની શવારીથી આજેજ થયા પણ લડાઈ કરવાથી અને ભારી પેહેલવાંનોને બખતર સાથે ઉઠાવ્યાથી તે નામદારની બાજુ આજેજ નહી થઈ. એમીશાલે તુરકી લશકરનાં છોતેર નામીચા પેહેલવાંન તેને લડાઈના મેદાનમાં માર્યા તથા પેલીતરફ શપેહશાલાર કેરશાસપ તથા ખાકાંનએકર એ બન્ને પોતાનીશવારીનાં હાથી ઉપર શવાર થઈ લશકરી લેબાશ તનમાં પેહેરી પોતાના લશકરની કલબગાહમાં ઉભારહી મેદાંનની તરફ નેગાહ કરી જોતા અને નરીમાંનની મરદાનગી ઊપર આફ્રીન કરતા હતા. જેવારે તંગીતાશનાં લશકરમાંથી છોતેર પેહેલવાંન માર્યા ગયા તેવારે કોઇ બીજો પેહેલવાન એવો રહેયો નહીકે દલેર નરીમાંનનાં મેદાનમાં આવી હીમતથી ઉભો રેહે. તમામ તુરકી લશકર પેલા છોતેર પેહેલવાંન માર્યા ગયા તેનાં ગમથી ધુજવા લાગું અને જારી કરવા લાગું. જેવારે તંગીતાશે એ મીશાલનો મામલો દીઠો તેથી તેજવખત પાહાડ ઉપરથી મસતી ભરેલા હાથી મીશાલ નીચે આવ્યો અને પોતાની શવારીનો ઘોડો વીજલીની મીશાલ શફેદ રંગનો તથા પવનની મીશાલ તેજ ચાલનો હતો તેને શેતાબ ત્યાંહાં મંગાવીને લોહોડાંની પાખર નખાવીને તઇયાર કરાવ્યો અને પોતે તંનમાં એક બખતર લાંજવરધી યાને આશમાની રંગનું ઘણું શખત હતું તે પેહેર્યું અને પોતાની રૂપાંની મીશાલની શફેદ બાજુ ઉપર ફોલાદનાં લોહોડાંની કમાંન લટકાવી તથા શર ઉપર સુનાંની કોલાહ તથા કમરઉપર ગોહરનો જડાવદાર કમરબંધ તંગ કસ્યો પછે તે ઘોડા ઉપર શવાર થઈને એક કમદ ચેઆલીશ પેચની શેકારબંધ સાથે લટકાવી અને

જીનનાં હરનાં ઉપર ભારી ગોરજ મેલ્યો અને હાથમાં કમાદ પકડીને ગોસ્સા ભરેલાં મોહો સાથે મેદાંનમાં આવીઉભો તેને જોઇ ખાકાંનએકર જેહાં-પેહેલવાનને કેહેવાલાગો કે હવે મારૂં દેલ ખચીત ડર ભરેલું થયુંછે અને મારો જીવ અંદેશામાં પડયોછે. જે એ શફેદ ઘોડાવાલો શવાર તનમાં લાજવરધી રંગનું બખતર પેહેરેલો જંગી નરીમાનનાં મેદાનમાં આવી ઉભોછે તે પોતે તંગીતાશ કે જે મારી પાસે તાજ અને તખત માંગેછે તેજછે. મેં મારી ઉમરમાં એ જેવો લડાયક અને જબરદસત શવાર કોઇને દીઠો નથી. હોમલાને વખત શેર કરતાં ગાલેબછે અને નાહસતી વખત તેજ પવન કરતાં ઘણો દોડેછે. જેવારે એ તંગીતાશ પોતાના ઘોડાને જોહલાંન દીએછે તેવારે એ પોતાના ઘોડાનાં પાંઉએકરી જબરો ધરતીકંપ થયા મીશાલે જમીનં હાલેછે અને એની લડાઈની વખત એટલીતો ગરદ ઉડેછે કે ચીનનાં દરીઆવનાં પાંણી ખુશક કરી નાંખેછે એ જંગી જેવારે પોતાની તલવાર ઉઠાવેછે તેવારે મગરમછનોબી તેથી છુટક થતો નથી નામદાર નરીમાને આગલ પેલા છોં-તેર પેહેલવાનો સાથે લડાઈ કીધી તે લડાઇનેતો હું બાજી તથા ખેલ કરી જાંણું છું પણ હવેની લડાઇ રોસતાખેજ જેવીછે. એ તમામ વાત સાંભલીને જેહાંપેહેલવાન કેરશાસપે જાબુલી જોબાનમાં આવાજ મારીને નરીમાનને કહ્યુંકે એ શેરદેલ બેટા હોસ્યારીથી કાંમ લેજે હેવેની લડાઈ ઘણી સખતછે અને હોમલા બચાવ્યાનો વખતછે એ શવાર જે ખાકાંનએકરનો ભતરીજો પોતાના કાકા પાશે તખત ને તાજ માંગેછે તે તંગીતાશ પોતેછે વાસતે તું હોસ્યારી રાખીને કામ લેતો રેહેજે હેવું નહી થાયજે એ તંગીતાશને તું મેદાનમાં જીવથી મારે ? હર એક તદબીરથી એને જીવતો પકડી એનાં કાકા ખાકાંનએકરની નજદીક લાવી હદીઆ તરીકે હાજર કરજે. એટલું કહી જેહાંપેહેલવાન ખાંમોશ રહ્યો —પછે તે બે પેહેલવાનો સખત શેરની મીશાલ એક એક ઉપર હોમલા કરવા લાગા તેઓ કોઇવાર કમાંનની લ-ડાઈ કરતા અને કોઈવાર નેજા મારતા અને વલી કોઈવાર તલવાર ઉઠાવતા હતા. એમ કરતાં બે નામદારોનાં બખતર ચાક થઈ ગયાં તેવારે બે નામ-દારોએ ભારી ગોરજ હાથમાં પકડયા અને લોહાર લોકો લોહોડાં ઉપર હ-થોડા મારે તે મીશાલ એક એકનાં શર ઉપર ગોરજ મારવા લાગા પણ તે લડાઈમાંબી કોઈ નામદાર પેહેલવાન ગાલેબ આવ્યો નહી તેવારપછે તંગી-તાશે એક હોમલો જોરથી કરીને એક ખંજર નરીમાંન ઉપર માર્યું તેથી પેહેલવાન નરીમાનની ઢાલ કાપીને તેનાં બખતરનાં અંકોડાનાં બંધ તુટા અને તે જખમ નરીમાનનાં લોહોડાંનાં બખતર ઉપર જોરથી લાગો તેથી તેમાંથી આતશનાં શોલા નીકલ્યા મગર જે કઇ તંગીતાશે દેલમાં મોરાદ

ધારી હતી તે માફક તો કાંમ બન્યું નહી. પેલી તરફ નામદાર નરીમાન જેહાંપેહેલવાન કેરશાસપનાં કહ્યાથી તંગીતાશને જીવતો પકડવાની તદબીરમાં હતો કે એ નાપાકને જીવતો પકડીને ખાકાંનએકરની નજદીક લઈજાઉં પણ કાંઈ કાબુ પામ્યો નહી જે તેને જીન ઉપરથી ઉઠાવી લે. કેટલેકવારે આખરે એક હોનર યાદ કરીને પોતાના ઘોડાની લગામ ફેરવી અને હારેલો શવાર પોતાનો જાન શલામત લેઈ નાહાસે તે મીશાલ નાહસવાલાગો તેની પછવાડે તંગીતાશ ખુશીથી દોડયો તે જેવો પેહેલવાન નરીમાનની નજદીક આવી પોંહોંચ્યો, કે પેહેલવાન નરીમાને કમંદ કાહડતાં શેતાબ પોતાનો ઘોડો પાછો ફેરવીને તે તંગીતાશ ઉપર નાંખી તેથી તંગીતાશ તુરકીની ગરદન બંધમાં આવી; તેજ વખત એક આંચકો મારી તેને ખાકમાં ઉંધો નાંખ્યો પછે તેને ખેંચતો ખાકાંનએકરની નજદીક લઇગયો. નામદાર નરીમાને ખાકાંનએકરને કહ્યું કે હું જાબુલથી આવ્યો તે વખત તું શાહાનશાહ વાસતે કાંઈ હદીઓ લાવ્યો તો નહી તેથી હવડાં એ નાદેર હદીઓ માહરી તરફથી તુંને નજર કરૂંછું જે દેલાવરી ભરચો.બનાવ જોઈ ખાકાંનએકરનાં લશકરમાં નરીમાનની મરદાનગીની ખુશીનો એક જબરો પોકાર ઉઠયો અને તમામ લશકરે એક મરતબે તંગીતાશનાં લશકર ઉપર હોમલો કીધો અને સખત પવન જોરે ઝાડનાં સુકાં પાતરાં ખરીપડે તેમીશાલ તુરકી લોકોનાં શર ખાકમાં પડવા લાગાં, તેથી સરવ કોઈ હથીઆર નાંખીને નાહસવા લાગા પણ એક તરફ ભારી પાહાડ આવ્યો હતો ને બીજી તરફથી ઇરાંની લશકરે હોમલો કીધો તેથી તમામ લશકર બેચારૂં થઇગયું અને વચે ઘેરામાં આવી ગયું. જે કોઇએ આજેજી કરી જીવતદાંન માંગ્યું તે બંચ્યા અને જે કોઈએ શરકસી કીધી તે મારયા ગયા તે વખત તમામ જંગલ હથ્યાર તથા શામાને તથા ઘોડા તથા હાથીએ ભરાઈ ગયું તે તમામ લુટ લઈ જેહાંપેહેલવાન કેરશાસ્પ ને શાહાનશાહ ખાકાન ફતેમંદી સાથે શેહેરમાં દાખલ થયા ત્યાંહાં પોતાના લશકરનો સુમાર લીધો તેવારે ઈરાંની લશકરનાં બશો શવાર જખમી થએલા અને એક સવાર જીવથી મુવેલો,એ રવેશ લશકરનો સુમાર આવ્યો તેની ખુશીમાં ખાકાંનએકરે પોતાના તખતની જગો ગોયા આશમાન ઉપર કીધી હતી એ મીશાલ દીલમાં ખુશી હતો પછે તેજ વખત ખાકાંનએકરે તંગીતાશને ખાવામાં જેહેર મેલીને તેને તે ખવાડયું તેથી બદખશલતનો જોલમગાર જીવથી મુવો. શાહનશાહ ખાકાંનએકરે પોતાના ખજાનાનો દરવાજો ખોલીને ઘણીક ખેરાત કીધી તેવારપછે હોકમ કરીને એક મજલેશ રોશેન બેહેશતની મેશાલની સમારીને જેહાંપેહેલવાન કેરશાસપ તથા નરીમાન વગરે તમામ લશકરનાં શરદારો સાથે જોકથી

હાથમાં શરાબની જામ પકડી નાંમદાર ખાકાન ખુશીમાં બેઠો. નામદાર ખાકાન પાદશાહે તમામ ઇરાંની લશકરને અંદાજા પ્રમાણે શરેપાવ આપ્યો અને જેહાંપેહેલવાન કેરશાસપ તથા નામદાર નરીમાનની નજદીક બેસુમાર હદીઓ નજર તરીકે મેલી ઘણી મીનત કરવા લાગો. આ ફતેહનું જેહાંપેહેલવાન કેરશાસપે પાદશાહ ફરેદુન ઉપર એક નાંમુ લખ્યું તેમાં તે લડાઈ તથા નરીમાનની જવાંમરદી તથા ખાકાંનએકરની ખુબી તથા તંગીતાશની બદબખશલતી વગરે તમામ જે કાંઈબી ત્યાં બન્યું હતું તે જાહેર કીધું તે એક એલચીને નાંમુ આપી ઇરાંનની તરફ રવાંને કીધો પછે પોતે ખાકાંન સાથે મજલેશમાં બેઠો.

તે ઉપર એ નામાનો જોડનાર શાએર એમ કરી કેહેછે કે એ જેહાંનનો રવઈયો હેવોજછેકે એકબીજા ઉપર કીનો લેતા આવેછે તું એમકરી જાંણે કે મારાજ વખતમાં એ રવેશ દુનીઆમાં કીનો તથા લડાઇછે પણ એતો રોજે અવલથી રીવાજ ચાલ્યો આવેછે. એ જેહાંન તથા તે જેહાનનો પેદા કરનારતો જેછે તેજછે પણ એ જેહાનનાં દરમ્યાનમાં આપણે આદમીજાદ બીજી તરેહથી છૈયે. એ નેકબખત મરદ તાહરી પાસે તોશો કમ અને તુને દુરદરાજ રાહ જવીછે અને વખતતો ચાલવાનો આવ્યોછે તે હવે તું શું કરશે ? તેં એ દુન્યાનાં લોભમાં પોતાના દેલને શાવાસતે ગેરેફતાર કીધુંછે તું એ જેહાંનમાં પેદા થયો તેવારે તું પોતાની સાથે કાંઈ લાવ્યો નહી તેથી તું એ જેહાનમાંથી જશે તેવારે પણ તાહરી સાથે કાંઈ ચીજ લઈ જનાર નથી તારા દેલમાં જેહાનનાં દરમ્યાનમાં જે મોરાદ હોય તે પોતાની જવાનીમાં કરીલે, શાવાસતેકે બુઢાપાનાં વખતમાં એ દુન્યા પોતાના દેલની મુરાદ તું ઉપર ચલાવશે. તું નેગાહ કરી જોયછે કે તાહરા બોજરગો એ દુન્યામાં તારી મીશાલ પેદા થઈને ખાક થઈ ગીયાછે અને તુતો કશો અંદેશો કરતો નથી ને મોતથી ડર રાખતો નથી તે કરતાં એ દુન્યાએ બોજરોગો સાથે શું કીધું ? કે તે લોકોને નાજથી પાલીને એક દીન તેઓનાં જીવની ગેરદ કાઢી નાંખી તેજ રવેશ કોઈ દીન તારીબી ગેરદ કાહાડીનાંખશે. આપણુ આદમીજાદ એ જેહાનનાં વમલમાં પડેલાછૈયે વાસતે કાંઈ એવું કર કે એ ભારી વમલમાંથી તું શલાંમત નીકલે.

હવે જેહાંપેહેલવાન કેરશાસપ તાતારના મુલકમાં ખાકાંનએકરસાથે એક હફતા લગી ખુશીથી મજલેશમાં બેઠો ને હફતો તમાંમ થયો તેવારે તેણે શાહાનશાહ ફગફુર તરફ જવાનો કશદ કીધો તેથી ખાકાંનએકરે તમાંમ રાહમાં લશકરને પોહોંચે તેટલો સામન તઇયાર કરાવ્યો જેવારે કેરશાસપે કુચ કીધી તેવારે ખાકાંન પોતાનાં લશકર સાથે એક હફતા લગી

રાહમાં રવાના કરવા ગીયો તે પછે જેહાંપેહેલવાનની રજા લઇ પાછો ફરી પોતાનાં શેહેરમાં આવી બેઠો અને પેલી તરફ જેહાંપેહેલવાન કેરશાસપે શેતાબ નરીમાનને લશકરસાથે હરોલમાં આગલ ચલાવ્યો તાંહાં રાહમાં આગલ ચાલતાં એક બ્યાબાંનમાં જઈ પોંહોંચ્યા તાંહાં ગોયા તમાંમ જેહાં-નનું મેદાંન તે જગો હતું. એવું લાંબુ તથા પોહોલું તે મેદાંન હતું તે મે-દાનને હરતરફ બદશુરત દેવો તથા ભુતનાં મકાંન હતાં તે વીગેરે ઉડતા શરપ ખાકમાંથી નીકલી એકાએક આદમીનાં તન ઉપર ઉડી બેસીને જી-વથી મારતા. તે બ્યાબાનમાં ઘણાંક દેવો તથા ઉડતા શરપોને મારીને આગલ ચાલ્યા તાંહાં એક જગો જઈ પોંહોંચ્યા ત્યાંહાં એક ચશમો ધુઆંની મી-શાલ શફેદ પાંણીનો હતો બીજો એક ચશમો દુધની મીશાલ શફેદ પાણીનો હતો તે ચશમાનાં પાણી ખારાં હતાં ત્યાંહાં ગોરખર વગેરે હરેક બીજા શેકારો તે ચશમાંની નજદીક પાણી પીવા જતાં તેવારે તેનાં પાણી જોશકરી આવીને એકાએક તે જાનવરોને મગરમછની મીશાલ તાંણી જતું પછે શાએત એક રહીને તે જાનવરોનાં તમાંમ હાડકાં તે ચશમાંનાં કેનારા ઉપર બાહેર નીકલી પડતાં! તે ચશમાંની તજવીજ જેહાંપેહેલવાન કેરશાસપે ઘણી કીધી પણ કોઈથી માલમ નહી પડયું કે એ પાણીનો એવો રંગ શા સબબે છે અને એ પાણીમાંથી એકાએક જોશ આવીને જાનવરોને શાવા-સતે ખેંચી લેછે? તે વાતનો ખોલાશો મલ્યોજ નહી. તે જગો ઘણાંક ના-હના પથરા પડેલા દીઠા તે પથરોની ખાસ્યત એ હતી કે જેકોઈ તેમાંથી બે પથર હાથમાં પકડીને તે બેહુ પથરને એક એક સાથે ઘસે તે વખત એક અજાએબ પવન આવતો અને તેવારપછે વરશાદ તથા બરફ આશમાન ઉપરથી વરસતું તે પથર અગર કોઈ તે જગોથી બાહેર લેઈજાઈને બીજા મોલકમાં એ રવેશ ઘશીને વરશાદ વરશાવા ચાહેતો તે હરગેજ તે જગોએ બને નહી તે જગોએ બીજાપણ પથરો ઘણા હતા તે પથરો ઉપર જેવાર વરશાદનાં કતરા પડતા તેવાર તે પથરો ઉડીને ઉંચા વાદલ સાથે અથડાતા તેની દેહેશતે કરી તે જગોથી વાદલ શેતાબ આગલ ચાલી જતાં! એ મીશાલ તે જંગલમાં અજાએબ તમાશો જોઈને જેહાંપેહેલવાંને લશક-રને શાગેર નાંમનુ એક શેહેર હતું તે શેહેરની તરફ ચલાવ્યું, અને તે શેહે-રની નજદીક જઈ દેહેરા માર્યા તેથી તમાંમ લશકરે ત્યાંહાં મકાંન કીધો. જ્યારે શેકાર વાસતે બાહેર નીકલ્યા તો તે જંગલમાં હરણ, ગોરખર, શાં-બરાં, શીહાગોશ, સસલાં અને દુમબા વગેરે ભાંતભાંતનાં ઘણાંક શેકાર હતા તે જગો જેહાંપેહેલવાન બાજે સવારો સાથે શેર મીશાલ હરતરફ ફરતો હતો અને ગોરખરો ઉપર તીર મારીને શેકારોને જમીન ઉપર નાંખતો

હતો. એમ કરતાં એક ચશમો પાણીનો હતો તેની નજદીક એક ઝાડ દીઠું તેથી જેહાંપેહેલવાને પોતાનાં ઘોડાની લગાંમ તે તરફ ફેરવી અને આશાએશને વાસતે તે જગો જઈ પોંહોંચ્યો જેવારે તેની નજદીક જઈ પોંહોંચ્યો તેવારે એકાએક પોકાર ઉઠયો અને તે ઝાડ નજદીકથી એક ઓરતને આવતી દીઠી તે ઓરતે પોતાની ગોદમાં એક નાધલુ બચ્ચું પકડેલું પણ તે ઓરત હરણનાં કરતાંબી ઘણી તેજીથી દોડવા લાગી તેથી જેહાંપેહેલવાને પુછ્યું એ ઓરત એમીશાલની કોણછે? તેવારે બાજે બુઢા મરદો સાથે હતા તેઓએ જવાબ દીધોકે એબી આપણી મીશાલનાં આદમી છે. એ જંગલમાં આગલ ચાલતાં એ જાતના આદમી બેસુમાર આપણી નજદીક આવશે.. એ લોકો સુરતે આદમીની મીશાલનાં પણ તન ઉપર ઢુંબાની મીશાલ ઉનછે એ જાતને નખ દેવની મીશાલનાં તેજછે. દોડવામાં હરણ મીશાલ તરાપ મારેછે. એ આદમીઓમાંથી એકાએક કોઈ આપણાં હાથમાં આવી શકે નહી! અગર હોનરે કરી કોઇને ફાંદામાં લાવ્યે તો તેજ વખત પોતાનાં જીવથી મરી જાય! એ લોકોમાં અગર કોઈ બીમાર થાય અને માંદુ થાય તેને શામને પાહાડ નજર આવેછે તે પાહાડ ઉપર લઈ જઈ ઘણાંક આદમી તેની આસપાસ ઉભા રહીને જારીનો પોકાર બાગેબોલંદ કરેછે; તેવારે એકાએક આસમાન ઉપર વાદલ થઈને વરસાદ વરસીને તે બીમાર આદમીનાં તનને ધોયછે. તે લોકો ખુશી થઈ તે બીમારને પાછો લેઈ આવેછે કે શેતાબ આરામ થશે અગર તે જગો વાદલમાંથી વરશાત નહી વરસે તેવારે તે લોકો નાઉમેદ થઈને તે બીમાર આદમીને તેજ જગો નાંખીને જતાં રેહેછે કે એ શખસ મરવાનોછે. એ મીશાલની હકીકત સાંભલીને કેરશાસપે નરીમાનને ફરમાવ્યું કે એમાંથી એક આદમીને પકડ, તેથી નામદાર નરીમાંને પોતાનો ઘોડો નખાવીને તેમાંથી એક આદમીને કમંદ નાંખીને પકડયું અને જેહાંપેહેલવાનની નજદીક લાવ્યો તેને જેહાંપેહેલવાને પોતાની સાથે રાખ્યું પણ તે આદમી થોડા વારમાં મરી ગયું.

---

## શાગેર શેહેરનાં પાદશાહે જેહાંપેહેલવાંન કેરશાસ્પ સાથે સુલેહ કીધી તે વીગરે બીજી હકીકત.

જેવારે જેહાંપેહેલવાન કેરશાસપનું શેકારગાહમાંથી પાછું ફરવું થયું તેવારે શાગેર શેહેરનાં પાદશાહનો એલચી જોબાંની પેગાંમ લેઈ આવ્યો કે એ નામદાર પેહેલવાન મને અગાઉથી ખબર થઈછે કે તું ઈરાન જમીનથી લડાઈનો કશદ કરી ફગપુરચીન ઉપર શલાંમી કબુલ કરાવા જાયછે પણ હું

તે ફગપુરચીનનો એક કમીનો બંદોબું. તે પાદશાહ ફગપુરે આએ મોલકનો મને હાકમ કરી અને મને પોતાની તરફથી એ તાલુકામાં રાખેલોછે. એ શેહેરથી પાદશાહ ફગપુરના તખતની જગો બે મહીનાની દુરછે વાસતે તે પાદશાહ પાસેથી તું જે કાંઈ લેવા ચાહતો હોય તેથી બમનું માહરી પાસેથી લે અને તું એ જગો મકાંન કરી રેહ પછે ફુરસતે તું એક નાંમુ તે પાદશાહ ફગપુર ઉપર લખીને તું નામદાર તેનો જવાબ મંગાવ, અગરજો તે પાદશાહ ફગપુર માહરી મીશાલ નરમી પકડીને તાહરી સાથે સુલેહ કરશેતો હમો જે કાંઈ ફગપુરનાં અમીરો તેની તરફથી મોલકો ઉપર તાલુકદાર છૈયે તે સરવે કોઈ તાહરા ફરમાંબરદાર છૈયે. તે કરતાં અગર તું નામદાર બીજા મોલકો ઉપરથી શલાંમી લેવાનો હોયતો તું તે તરફ જા અને તું તે જગોથી સલાંમી લઈ ફારેગ થાય એટલામાં પાદશાહ ફગપુરનાં નામાનો જવાબબી આવી પોંહોંચશે. જેવારે જેહાંપેહેલવાન કેરશાસપે શાગેરનાં પાદશાહથી દાનાઈ ભરેલા શખુન સાંભલ્યા તેથી પોતે ખુશી થઈને જે કાંઈ તેણે કહ્યું તે મોઆફેક કીધું અને પોતાનાં લશકરને ઢંઢેરો કરી ફરમાવ્યું કે આપણુને શાગેર શેહેરનાં પાદશાહ સાથે સુલેહ થઈછે તેથી તમાંમ લશકરને જાહેર થાયજે ખબરદાર કોઈ એ શેહરની રઈયતને કશી હરકત કે ઈજા કરે નહી જેને બાજે કામને વાસતે શેહેરમાં જાવું હોય તે બેલાશકથી જાય એ રવેશ હોકમ કરીને જે કાંઈ જાગુલી લશકર હતું તેને હેલાયદું કાહડી નામદાર નરીમાનને હવાલે કરીને ફરમાવ્યું કે ફગપુર ચીનનાં શેહેરો સીવાય બીજા પાદશાહોને તાલુકેનાં જે શેહેરો હોય તેની તરફ જઈ શલામી કબુલ કરાવે. પછે પોતે નરીમાંનને પોતાની નજદીક બોલાવી નસીહત કહી કે એ બેટા હું નશીહત કરૂં તે તું કાન ધરી સાંભલ અને માહરી નશીહત યાદ રાખી તે ઉપર અમલ કરે તો તુંને બે જેહાંનમાં ફાયદો થશે. અગર જે જવાન આદમી ઘણુંબી દાનાવ હોય પણ બુઢા આદમીની વાત તથા નશીહત ઉપર કાન કરેતો તેને હરેક કામમાં કોશેસ કરવી પડે નહી, પણ આશાનીથી શેતાબ તેને કામ બની આવે. જંગી નરીમાન તું આજ લગી એખલો લશકર સાથે મોલકો ઉપર ચહાઈ લઈ ગયો નથી અને તેં દુનીયાની ગરમી તથા શરદી પુરી દીઠી નથી, વાસતે હું તુને લશકર ચલાવવામાં તથા શએખુન કરવાના હોનર બતાઉં તે તાહરાં દેલમાં ઉતારીને તે ઉપર અમલ કરજે; તું પોતાનાં દુશમન સાથે લડાઇનો મામલો કરવા ચાહે તે વાર જે કોઈ દેલાવર પેહેલવાન હોય તેઓને હરોલમાં મોકલજે અને લશકરને આગલ કરીને તેની પછવાડે બઈબુનગા રાખજે અને તેની આસપાસબી જે કોઈ લડાએક શવાર હોય તેને રાખજે તથા હરવખત પાહાડો ઉપર દીદબાન મેલીને

જંગલમાં તલાયાને હોસ્યારીથી ફરતા રાખજે. જેવારે હરીફ ઘણો જબર-દશત હોય અને તે ભારી લશકર સાથે આવીને મોકાબેલ પડે તેવારે લડા-ઇનાં અજમાવેલા જે મરદો હોય તેઓને કમીગાહમાં ફરતા રાખીને દુશ-મનનાં લશકરની ખબર દમબેદમ મંગાવતો રેહેજે. ખુબ પુરશદનો વખત જોઇને તેનાં લશકર ઉપર પેલા કમીગાહનાં મરદો સાથે જઈ શબેખુન મારજે. લડાઈનાં દાહાડા ઉપર શેકારગાહ જવું તથા શરાબનું પીવું કમ રાખજે. રાતને વખત ઘણી મોડી રાત ગયા પછે ઉંઘજે ને બરી બામદાદ આગળ ઉઠવું રાખજે. લશકરની આસપાસ રાતને વખત તલયા મેલેતો પોતાનાં એતેબારી લોકો હોય તેઓને મેલજે. શબેખુન કરવા જાય તાંહાં પોતાની સાથે પુરા ભોમ્યા હોય કે જે તમામ પાહડો તથા જંગલની ગલીગુંચીથી વાકેફ હોય તેઓને સાથે રાખજે જે કોઈ પોહોરાનાં ભરનારા શીપાહી હોય તેઓને ઘણું ખાણું ખાવા દેતો નહી. શરાબબી કમ પીવા ફરમાવજે. રાતને વખત તું આરામ કરે તાંહાં પોતાનો ઘોડો તથા લડાઈનાં હથ્યાર પોતાની પાસે તૈયાર રખાવીને ખાબ કરજે જે દાહાડે લડાઈ થઈ હોય તે દાહાડે રાતને વખત પોતાનાં લશકરનાં કેટલાક શવારોને કમર તથા ઘો-ડાનાં જીન બાંધેલાંજ તૈયાર રાખજે; જે વખત તું લડાઇ કરવા જાય તેવારે પોતાનાં લશકરને દરમાયો આપી રાજી કરીને પછે લડાઈ ઉપર જજે અ-ગર તું પોતાની જાતે દુશમન ઉપર તલવાર મારી ફતેહ કરી આવેતો પોતાના લશકરની તારીફ કરજે કે તમામ લશકરે આજ રોજે મેહનત ઘણી કીધીછે. પણ ગુમાન કરીને એમ કેહેતો તલવાર તો મેં પોતાની જાતે મારીછે? જેવાર બામદાદને વખત તું પોતાનાં તખત ઉપર બેસે અને તાહરા લશકરનાં શીપાઈ તાહરી નજદીક શલામને વાસતે આવે તેવારે તેઓને ઘણીક આબરૂ આપી પોતાનું શર નમાવીને તે લોકોની શલામ લેજે. લડાઈને વખત શરદાર લોંકોને બોલંદ હાથી ઉપર શવાર કરાવીને તેઓનાં શર ઉપર જાુહુંડા રખાવજે કે તમામ લશકર તે શરદારને જોયતો બેવડી હીમત વધતી જાય આપણી પાસે લશકર કમ હોયતો તે લશકરને હરરોજ જુદી તરેહનાં પોશાક પેહેડાવીને નવીનવી તરેહનાં જાુહુંડાઓ સાથે બાહેર કાઢીને ફેરવજે. પોતાનાં લશકરનાં નકારાનાં વજાડનારા તથા કરના-યના ફુકનારા હરડમ જવાન રાખજે લડાઈનાં મેદાનમાં જાય તો પોતાનાં જોર ઉપર મગરૂર રેહેતો ના. બાજે જગો ચારા તથા હોનરનું કામ આવી પડે તો તાંહાં બેહુનડાપણાંથી જોર કરતો ના કેટલાંક કામ જોરે થતાં નથી પણ ચારા ને હોનરથી પેશ પડેછે. દુશમન એકાએક શુલેહ કરવા આવે તે વાર અંદેશાથી કામ લેજે, મબાદા દગો નહી થાય. જેવારે આપણો દુશમન

શેકસત ખાઇને નાહાસી જાય તેવારે હોસ્યારીથી રેહેજે. જેવારે દુશમન એકાએક રાતને વખત પોતાનો તમામ અશબાબ પડતો મેલીને નાહાસી જાયતો એકાએક તેનો અશબાબ લુટવા લશકરને મોકલતો નહી, મબાદા દુશમનોએ ફરેબથી બાજે જગોએ કમીગાહ કીધી હોયતો આપણે હલાકીમાં આવ્યે. આપણુને ખબર થાયકે દુશમનનાં લશકરનાં શીપાહી ઘણું શોસત થયલાછે અને પોતાનાં પાદશાહથી બેદેલ થયાછે, ત્યારેજ લડાઈનું નકારૂં કરાવી લડાઈ માંગ્યે કે તે બેદેલ લશકર નાઉમેદીથી શેતાબ નાહાસી જશે; નાહાસતી વખતે શીપાઈ શરદારો જીનહાર માંગે તો શેતાબ તે લોકોને જીવતદાન બખસજે શા વાસતે કે તેઓએ તાહરી શામે તલવાર બાંધી નથી. દુશમન પોતાનાં જીવ શલામત લેઈ નાહાસતા હોય ત્યારે તું તેની પછવાડે દબદબો કરતો ચાલ્યો જજે. પણ એકાએક તે લોકો ઉપર જાસતી કરતો નહી, શાવાસતે કે તેઓ આજેજ થયલા પોતાના જાનઉપર આવે તો સરવકોઈ એક દેલથઈ એવીતો લડાઇ કરે કે તે વખતે તે જીવપર આવેલા લોકો પોતાનો જાન આપે યા આપણો જાન લે વાસતે તે નાહાસતા લોકો પછવાડે ઘણો દોડતો ના, તે લોકોને એકાએક ઘેરામાંબી લેતો ના અગર કોઈ દુશમન આપણા હાથમાં બંદીવાન હોયતો એકાએક તેને જીવથી મારતો ના અગર આપણે દુશમનનાં હાથથી શેકસત પામ્યે તો તેની શરમને વાસતે પોતાનો પ્યારો જાન ખોઈએ નહી. શેતાબ ઘોડો ફેરવીને તે જગોથી નહાસીને પોતાનો જાન બચાવવો એ વાતની કસી એબ નથી. એ ફતેમંદી તથા શેકસતે પામવું કાંઇ જોર ઉપર નથી; એ તો આશમાંનની ચાલ ઉપરછે તેથી વખત જોઈ બાજી સમાળ્યે, ને જાન બંચાવે તાહરાં લશકરમાં દુશમનનાં લશકરનો જાસુશ આવેલો હોય અને તે તાહરા હાથમાં પકડાય તો તેને મારતો નહી પણ એકાંત લઈજઈ તેને નવાજીને તેને બાજે ખબર પુછવાની બાજી ખેલજે તે શખસ તારી નવાજેશનાં હેશાંનથી અલબત તુંને કાંઈ પોતાનાં લશકરની છુપી ખબર કેહેશેજ તાહરેથી થઈ આવે તો પોતાનાં દુશમન સાથેબી ખુબી કરીને તે સાથે સુલે કરજે. જેવારે તું જોયકે દુશમન આપણી નશીહત સાંભલતો નથી અને શરકસીથી શોખીનાં જવાબ દેછે તેવારે લડાઈ કરજે પણ લડાઈ કરીને દુશમનને પસંદ કરે પછે તેનાં લશકર તથા રઈયતને હરગેજ આજાર દેતો ના. એ બેટા, ખોદાતાલાની ખલકછે તે હકતાલાની અમાનત છે અગર તે અમાનતને તું શોખીથી દશતદરાજી કરશેતો તુંથી હકતાલાને જવાબ દેવાશે નહી, અને તે જેહાનમાં તાહરૂં રવાન શીહા જગો ઉપર ખોહારીથી પડશે. એ જેહાંનમાં કેઆમત લગી લેઆનત પડશે વાસતે હકતાલાની ખલક સાથે ખુબી કરી

દાદ ને ઇનશાફની રાહ ઉપર ચાલજે ને એ જેહાનના નેક ફેલે કરી તે જેહા-નમાં પોતાનાં રવાનને રોશન રાખજે.

એ મીશાલે જેહાંપેહેલવાન કેરશાસપે નરીમાનને નશીહત કરીને કહ્યું કે મારી તમાંમ નશીહત તું યાદ રાખજે પણ આ એક શખુન તુને કહુંછુ તે દેલથી સાંભલ કે તું પોતાનો કોલ તોડતો ના અગર કોલની વાત ઉપર તાહરો જાન જાય અથવા તાહરા લશકરનો જાન જાય તો બેહેતરછે પણ પોતાના કોલ ઉપર હરદમ ઓસતવાર અમલ કરજે. હું જે દુશમન લોકો ઉપર ફીનો લઈ ફતેહ પામ્યો તે દાનાલોકોની નશીહત સાંભલીને ઇઆદ રાખ્યાથીજ પામ્યોછું. શરફરાજ કેરશાસપે એટલું કહીને પછે જે કાંઈ જાખુલી લશકર હતું તે નામજોય નરીમાનને હવાલે કીધું તે લઈ દલેર નરીમાંને તે જગોથી કુચ કીધી.

---

## જઈ પોંહોંચ્યો નામદાર નરીમાન દોરવેશોન શાહેરમાં તે વીગરે બીજી હકીકત.

નામદાર નરીમાનને લશકર લઈ આગલ ચાલતાં એક હફતો તમામ થયો તેવારે રાહમાં એક શેહેર દીઠું, તેની નજદીક એક પાહાડ હતો; તે પાહાડ ઉપર તમામ સુનાની ખાણ હતી, તેથી તે શેહેરનાં તમામ લોકો તે પાહાડ ઉપર હરરોજ જઈને પોતાના ખરચ મોઆફેક તે પહાડી જ-ગોથી સુનું લાવીને પોતાનું ગુજરાન કરતા હતા, અગર કોઈ શખસ લોભ કરીને પોતાનાં અનદાજા કરતાં વધતું સુનું લેતો તે શખસ પોતે તથા તેના જે કોઈ અતલંગ બેશ કબીલાના લોકો હોય તે શેતાબ મરણ પામતા હતા! તે શેહેરનાં તમામ લોકો જાતે ફકીર હતા અને તે લોકોનાં પોશાક તથા બીછાના સરવે ઘાસનાં હતાં. એક બુઢો મરદ નરીમાનની સાથે હતો તેણે જંગી નરીમાનને કહ્યું કે અગર આપણાં લશકરનો એક શખસ એ જગો બોલંદ આવાજે શખુન બોલશેતો એકાએક વર-શાત વરશીને એક રેલ ઘણી ભારી ચહડી આવશે તેથી આપણે સરવ કોઈ ગરક થઈ જઈશું વાસતે સરવ કોઈ એ જગોથી ખામોશ ચાલે અગર નહીતો આપણું તમામ લશકર ગરક જશે. વલી મેં બીજા બોજરોગોથી હેવું સાંભળ્યું છે કે એ જગો એક બીજો પાહાડ છે તે પાહાડનાં પથર ઉપર અગર કોઈ શખશ લોહોડું ઘસડેતો તેજ વખત તમામ જેહાંન વરશા-દનાં પાણીએ ભરાઈ જાય! અગરજો તે પાહાડની નજદીકથી કોઈ શવાર જવા ચાહેતો અવલ પોતાનાં ઘોડાની નાલ ઉખેડીને તેની ખડીને નાલની

જગો ઉનનું કપડું બાંધે તેવારે તે શખસ તે જગોથી શલાંમત નીકલી જાય નહીતો તેંનાં ઘોડાની નાલનું લોહોડું પેલા પાહાડનાં પથર સાથે ઘશડાય તો એકાએક વરસાદ વરસી રેલ એવી આવેછે કે શો વરશનું જુનું ઝાડ હોય તેનેબી ઉખેડી નાંખે; એ વલી આગલ જતાં ચીનની શરહદમાં એક પાહાડ આવશે તે જગો બે ફરશહંગ લગી કસી રેશની છેજ-નહી. એ હકીકત સાંભલીને પેહેલવાન નરીમાને પાક યજદાંની કુદરતનાં સુકરનાં કીધા અને પોતાનાં લશકરમાં મનાદી ફેરવીકે એ જગોએ કોઈ શખસ બોલે નહી. આખરે તે જગોથી શરવ કોઇ ખામોશ રહી આગલ ચાલ્યા એમ કરતાં રાહમાં એક જંગલ ઘણું ભારી આવ્યું તેમાં એક ચશમો દીઠો તેનાં પાણી લાલ લોહીની મીશાલ શોરખ રંગનાં હતાં તે ચશમાંની નજદીક એક શાંબર જાનવર પથરનું બનાવી ઉભું રાખેલું અને તે જંગલમાં જે કોઈ જાનવરો હતાં તે જાનવરમાં જે કોઈ આજારી પડતું તે આવીને પેલાં પથરનાં શાંબર જાનવર સાથે પોતાનું તન સારી તરેહથી ઘશડતું અગર જો તેની જીનદેગાની બાકી હોય તો તે જાનવર તેજ ઘડી આસુદું થતું હતું અગર જો તેની અજલ આવી હોય તો તેજ વખતે તે જગો મુરકું થતું તે તમાશો જોઇને તે જગોથી આગલ ચાલ્યા. તાંહાં એક શેહેર ઘણું ખુશ આબોહવા ભરેલું દીઠું તેની નજદીક પાહાડ ઘણો બુલંદ હતો તે પાહાડ ઉપર નેતરનાં જાહાડ તથા તીરનાં બરૂનાં ઝાડ સીવાય કાંઈ બીજું હતું નહી. તેની અંદર એક જંગલ રંગીન હતું તે જંગલમાં ઘાશની જગો તમામ જાહાડોની ખાશીઅત પાવ જેહેરની હતી અગર જે કોઈ તે જાહાડનાં પાતરાંને બાલેશ શરાબ પીતી વખતે ખાય તો તે શખસ ઉપર જેહેર અશર નહી થતું પણ તે પાહાડ આસપાસ કેટલાક નેગેહેબાનો તે જગોનાં પાદશાહે મેલેલા હતા તેઓ જે કોઈ તે જગોએ આવી પોંહોંચતું તેને ઘોડો ઘણો હદીઓ નજર કરયા વના પાછો નહી ફેરવતા હતા. જેવારે તે લોકોને ખબર થઈ કે નામદાર નરીમાન જાબુલ જમીનનાં નામદારો સાથે આવી પોંહોંચ્યોછે તે વખત તેની નજદીક પેલાં પાવ જેહેરનાં ઝાડો, બેકીમત ગોહરો, ચીનાઈ અતલશનાં તાકા તથા ઘણુંક સુનું વગરે હદીઓ લઇજઈ પેહેલવાન નરીમાનને નજર કીધો; તેથી નરીમાને તે લોકોને ઘણીક આબરૂ આપીને પોતે એક હફતા લગી તે જગો મકાન કરી રહ્યો. તે શેહેરમાં બાગ તથા બગીચા ઘણાં હતા, પણ તે જગો એક ચશમો ઘણો ભારી હતો. તે ચશમાનાં પાણી તમામ મધની મીશાલ ગલ્લાં તથા મીઠાં હતાં ! જેવારે આફતાબ બામદાદને વખત પોતાના રોશન ચેહેરાએ કરી તમામ જેહાનને સમારતો હતો યાને બામદાદનો વખત થતો

તેવારે તે ચશમાની અંદરથી એક પોકાર ઉઠતો અને પછે તેના પાણીઉપર બેસુમાર પથર નજર આવતા હતા. જેવારે આફતાબ પોતાનું નુર છુપાવતો યાને શીહારાત થતી તેવારે તે તમામ પથર પાછા પાણીમાં ડુબી જતા ! તે પથરોમાંથી અજમાએશને વાસતે નરીમાને કેટલાક પથર બાહેર કહડાવી પોતાની સાથે રાખ્યા અને ત્યાંહાંથી કુચ કરી એક હફતા લગી મજલ દર મજલ આગલ ચાલ્યા. તે જગો એક જંગલ ગોશપંદનાં ચારાએ ભરેલું દીઠું પણ તે જંગલમાં ઉડતી લોકડીઓ હતી યાને મોરગ ઉડે તે મીશાલ પાહાડ તથા જંગલમાં ઉડતી અને તે લોકડીઓનાં પર તમામ દવાઈ ઉપર કામ આવતાં. તેનો પોકાર જે કોઈ સાંભલતું તેને બદ ફાલ નજર આવતી તેમાંથી ઘણીએક લોકડીઓનાં-શર કાપીને તેનાં પર ઉખાડી લેઈ તે જગોથી આગલ ચાલતાં એક શેહેરમાં જાઇ પોંહાંચ્યા ! તે શેહેરની નજદીક એક ઉંડો ખાડો કુવાની- મીશાલનો હતો. તે અંદર એક ચશમો ખાલેશ રૂપાની મીશાલ શફેદ હતો, તે ચશમાં અંદર જેકોઈ હરએક ચીજ દશ દશ રતલથી તે એક હજાર રતલના વજનની ભારી નાખતો તે આશમાનનાં પાણીની મોજ પાહાડ મીશાલ ઉંચી ઉડતી અને પેલી ચીજને બાહેર જમીન ઉપર કહાડી નાંખતી હતી. તે શેહેરનાં લોકોમાં અગર જે કોઈ ઉપર ચોરીનું બાહાનુ અથવા ખુનનું તોહોમત આવેલું માલમ નહી પડતું હોય કે એ તોહોમત એ શખશને શર સાચું યા જુઠું છે એવો શક પડતો હોય તેવાર તે શખશના હાથ પગ ઓસતવાર બાંધીને તે ચશમામાં બેદેહેશત નાખતા હતા. અગરજો તે શખસ ચોરી અથવા ખુનનો ગુનેગાર હોય તો તેજ વખત તે ચશમાં નીચે જઈ શેતાબ મરી જતો અને બેગુનાહ હોય તો શેતાબ તે પાણી તેને પાછો બાહેર કાઢી મેલે એવી તે ચશમાની કરામત હતી. તે પછે એક જંગલ બીજું દીઠું તેમાં એક ઝાડ ઘણું બોલંદ હતું. તે ઝાડનું ઠડ લીલું તથા શાખો જરદ હરતાલની મીશાલ પીલા રંગની હતી તે ઝાડને નીચે એક ચશમો હતો, તેનાં પાણી શીહા ફીરની મીશાલનાં હતાં ! તે જંગલનાં તમામ જાનવરોનો એજ રાબેતો હતો કે અગર જે કોઈ બીમારીથી આંજેજ આવતું તે શેતાબ પેલા ચશમાની અંદર ઉતરી પોતાનું તન ધોઈ ગોશલ કરીને પેલાં ઝાડને આસપાસ ફરી આવી તે નીચે બેસી તેની પરશતેશ કરતું હતું; અગરજો તેની હેયાતી બાકી હોય તો તેજ વખત તેનાં તનમાંથી દુખ બરતરફ થતું અને તંનદરોશત થઈ પોતાની જગો ઉપર જતું; પણ તેની ઉમર કોતા થઇ હોય તો તેજ વખત તેનો જાન હકતાલાને હવાલે થતો હતો. એ રવેશ હકતાલાએ તે જગોનાં જાનવરોની દવાઈ પેદા કીધી હતી, તેથી તે ઝાડ આસપાસ

એ તીરની લંબાઈ સુધી તરેહવાર જાનવરોનાં ચામડાં પડેલાં હતાં. તે ઝાડ આતશથી બાલો તો બલે નહી ! તે જંગલમાં ઘણાંક ચીતા તથા વરૂ હતા, તેઓ આસપાસ હરણ ને ગોશપંદનાં ટોલાં બેસુમાર હતાં; પણ તે ચીતાથી હરણને તથા વરૂથી ગોશપંદોને કસો ડર હતો નહી ! તે પછે આગલ જતાં એક શેહેર દીઠું તેની નજદીક એક નદી હતી. તે આસપાસ આદમીનાં ટોલાં ફરતાં હતાં; તેઓ નદીમાંથી ડુમબાંની ઉન બાહેર કાઢતાં હતાં. તે લોકોને પુછવામાં આવ્યું કે ઉન શા કામને વાસતે બાહેર કહાડોછે? તેવારે તે લોકોએ જવાબ દીધો કે એ ઉનનું કપડું જે કોઈ પેહેરે તે ઉપર આતશ તથા પાણી તથા ગેરદ કાંઈ પણ કારગત થાય નહી! એ શખુન સાંભલી તમામ જાબુલી લશકરે પણ તે જગોથી બેસુમાર ઉન બાહેર કહાડીને સરવ કોઇએ કપડાં બનાવ્યાં. તે પછે તે જગો એક બહુરૂપી આદમી દીઠું તેનું તન ચીતા મીશાલ ચીતારદાર હતું. તેની આંખ ત્રણ હતી. તેમાં બે આંખ જગો ઉપર હતી અને એક પેશાંની ઉપર હતી. તેનાં હાત ભુંડની મીશાલના હતા ! નખ શેરની મીશાલ તેજ હતાં ! તે આસપાસ બેસુમાર આદમીઓ અદબથી ઉભા રહીને તેની નજદીક ઘણાંક શાપ તથા વીછુ લાવીને મેલતા હતા. તે જીવતા શાપને તથા વીછુને તે બહુરૂપી ખાઈ જતો પણ તેને કાંઈ ઈજા થતી નહી. તેને જોઈ પેહેલવાન નરીમાન ગોસામાં આવ્યો તેથી તલવાર ખેંચીને તે નાપાકનું શર તનથી દુર કીધું. પછે તે જગોથી આગલ ચાલ્યો તાંહાં રાહમાં બે જંગલ ઘણાં તંગ હતાં, તે જંગલમાં તમામ મજીઠનાં ઝાડ હતાં તે બે જંગલ દરમ્યાન એક પાહાડ બેરજની મીશાલનો હતો; તે પાહાડ ઉપર બેસુમાર વાંદરનાં ટોલાં હતાં. તે પાહાડ આસપાસ ઘણાક ચશમા હતા; તે ચશમાંનાં પાણી શીહા હતાં તથા તેની નજદીક એક તલાવ દરીઆવની મીશાલ બોલંદ હતો. તે જંગલમાં એક શેહેર આબાદ થયલું હતું. તે શેહેરમાં બેસુમાર માલ ખજાનો હતો પણ તે લોકોમાંથી ઘણાક આદમીઓને પેલા વાંદરા પાહાડ ઉપરથી આવીને લેઈ જતા હતા. તે શેહેરનાં તમામ અમીરોનો પોશાગ મોતીનો હતો. તે શેહેરનાં લોકોનો એ રવઇઓ હતો કે જે કોઈને પૈસા વગર બીજી ચીજની ગરજ પડતી તેવારે પોતાના ફરજંદોને ગોલામની મીશાલ વેચીને પોતાનો ઓકાત ચલાવતા હતા. તે શેહેરનાં લોકોએ જઇને પોતાના પાદશાહને ખબર કીધી, કે એકાએક એક મોટાં લશકરે આવી આપણાં શેહેર નજદીક દેરા માર્યાછે તેવામાં પેહેલવાન નરીમાનનો એલચીબી જોબાંની પેગામ લેઇને તે પાદશાહ પાસે શલામી કબુલ કરાવવાજ આવી લાગો પણ તે પાદશાહનું બખત બરગશતે થયલું હતું તેથી તેજ વખત તે એલચીને તમાચા

મરાવી ખોહારીથી કાહડી મેલ્યો અને શેતાબ લશકર તૈયાર કરી નરીમાનની લડાઈને વાસતે શેહેરમાંથી બાહેર નીકલી દેરા માર્‍યા ! તે પાદશાહનું લશકર ઘણું'ક દલેર હતું પણ નામદાર નરીમાનની તલવારથી કોઈ જાન શલામત લઇ ગયા નહી. નામદાર નરીમાને તે પાદશાહને જીવતો પકડીને પાંજરાંમાં બંધ કીધો. તે પછે તેનાં શેહેરમાંથી બેસુમાર જર ખજાનો બાહેર કાહાડયો અને તે શેહેરને આતશે કરી બાલીને ખાક બરાબર કરી નાંખ્યું. તે પછે તે જગોથી આગલ ચાલ્યા અને જે પાદશાહે નરીમાનથી ફરમાંબરદારી કબુલ કીધી તેનાં શેહેર તથા પાદશાહી આબાદ રહી અને જે કોઈએ શરકસી કીધી તેનાં મોલક પાએમાલ કરી નાંખીને તે પાદશાહોનાં શર ખાકમાં નાંખ્યાં !

---

## નામું લખ્યું જેહાંપેહેલવાન કેરશાસપે શાહાનશાહ ફગપુરચીન ઉપર તે વીશેની દાશતાન.

હવે પેલી તરફ જેહાંપેહેલવાન કેરશાસપે નામદાર નરીમાનને જાબુલી લશકર સાથે મોલકગીરી ઉપર મોકલ્યા પછે પોતે નવીશીંદાને બોલાવી ફરમાયું જે એક નાંમું ગોસાથી કીના ભરેલું ફગપુરચીન ઉપર લખ; તેમાં એમ કરીને લખ, કે જે મીશાલે શ્રીતાતાર દેશના પાદશાહ ખાકાંનએકર ઇરાન જમીનનાં બોજરગ પાદશાહ ફરેદુનનો હોકમ પોતાના શર ઉપર અહડાવીને શલામી કબુલ કરી ઘણાક હદીઆસાથે મને એશતેકબાલ આવી મલ્યો તે મીશાલે તું પણ શલામી કબુલ કરીને બેકીમતી હદીઓસાથે લઈ આવીને શેતાબ મને મલ. અગર તું પોતાના મગજમાં મગરૂરીનો તોર રાખીને પાદશાહ ફરેદુનનાં ફરમાનને કબુલ નહી કરશેતો તાહરા શરને તાહરા પાંઉ નીચે નાંખી હું તને ખાકનું તાજ કરશ. યાને તાહરા શરને ખાકમાં નાંખશ. એરવેશ લખવાને નવીશીનદાને ફરમાવ્યું તેથી તેજ વખત નવીશીંદાએ નામું લખવા માંડયું. તે નામાનાં શર ઉપર જેહાનનાં પેદા કરનાર પાક પરવરદેગારનું નામ લખ્યું કે તે ગેબદાન શાહેબ કોઇને નજર આવતો નથી. પણ જે શખસ દાનાઈ તથા અકલ રાખેછે તે શખસ પોતાની અકલની આંખે કરી તે શાહેબને નજરે જોયછે. રોજે અવલથી તે આખેર લગીનો પાદશાહ તેજછે અને તેની પાદશાહીને હરગેજ જવાલ પોંહોંચતી નથી. તેનો ખજાનો તે જમીન ઉપર જે કાંઈ તેની નેક પેદાએશછે તે છે તથા તેનું તખત એ આસમાનછે. તેનું લશકર તમામ શેતારા છે ! આફતાબ અને માહાતાબ તેનાં લશકરનાં જુહુંડાછે. આપણ આદમીજાદ

બંદગી કરયે છૈયે તે તેનો શેકારછે. એરવેશનો તે પાદશાહ અવલથીછે અને હમેશાં રેહેશે એ દુન્યાનાં પાદશાહોને ફના યઇ તેની નજદીક જઈ પોતાનો હીશાબ આપવોછે. એટલું લખીને પછે ફરીથી એમ લખ્યું કે એ નશીહત ભરેલું નામું જાબુલ સર જમીનના પાદશાહ જેહાંપેહેલવાન કેરશાસપે તું બોજરગ બુનીઆદનાં ફગફુરચીન ઉપર લખ્યુંછે, શાવાસતે કે તાહરા અદલ ઇનશાફથી તમામ ચીનનો મોલક આબાદછે, ચીન સાથ મોહાચીનનો મોલક પણ આબાદછે તમામ તુરાન તાતાર જમીનનાં બીજા પાદશાહો કરતાં તું બુજોરગછે. તાહરૂં દેલ હમેશે અકલનાં ઘોડા ઉપર શવારછે તું દાંનાં દુરઅંદેશછે તેથી તું જાણકે ઈરાન જમીનનાં પાદશાહી તખતે બીજો રવઈઓ પકડયોછે અને જમાનાએબી દાદ અને દીનની રાહ પકડી કે પાક તનનાં ફરેદુને પોતાના નેક શેતારાની મદદે કરી નાપાક અકલનાં જાદુગર જોહાકને જેર કીધો અને તે જોલમગારને લઈ જઈને દેમાવંદ પાહાડ ઉપર બંધ કીધોછે તેથી જોહાકના જુલમથી તમામ જેહાન ખલાશી પામીછે. ઇરાનસર જમીનનાં તખત ઉપર દાદગર પાદશાહ ફરેદુન પોતે બેઠોછે. અને તેના દાદ તથા ઈનશાફે કરી તમામ જેહાંને તાજગી પકડીછે. હર જગોનાં પાદશાહો તેનાં તાબામાં ફરમાંબરદાર થયાછે અને શપેહેશાલાર ગારેઅહંગરને ખાવર જમીનની તરફ ઘણુંક લશકર સાથે મોલકગીરી ઉપર મોકલ્યોછે કે તે તરફના તમામ મોલક ઉપરથી શલામી લે. એ તરફ મને મોકલ્યોછે. હું તું ફગફુરચીનની તરફ જઈને એ માલકોથી શલાંમી લેઈ ચીનનો હદીઓ ને શલામી ઉઘરાવું. એ રવેશ પાદશાહ ફરેદુને મને હોકમ કીધોછે વાસતે હું એ તરફ આવ્યોછું. એ ફગફુર તું જાણેછેકે મેં હીંદોસતાન, સીંધ, જંગબાર, સરનદીપ, અને કાબુલમાં શું કીધુંછે? અને મેં મારા બચપણનાં વખતમાં મસત ને જબરા હાથી, ભારી અજદાહ, તેજ ચુંગાલનાં દેવો, શેરો તથા વરૂ વગરે બીજા દરંદા જાનવરો સાથે શીરવેશ મરદાંનગી કીધીછે? જેવારે એવાં ડરાંમનાં જાનવરોની માહરી લડાઈથી ખલાશી થઈ નહીતો તું માહરી સાથે લડીને શું ફેજ કહાડશેવારૂં ? અવલ તું દાનાઈ તથા અકલની આંખે કરી નેગાહ કરીને તાહરા મોલકને નુંકશાન નહી પોંહોચે તેવી ખુશખબરથી મને રોશન કર. અગરજો તું બીજો અંનદેશો કરી ઉલટી રાહે ચાલશે તો તાહરા બખતનાં કાન જમાનો ચીમટશે અને લડાઈનાં મેદાનમાં માહરેથી તું રંજ ને નામોશી પામશે વાસતે તુંને લાયક છેકે ફરોખ ફરેદુનનાં તાબામાં થાય શાહનશાહ ખાકાનએકરે જેવી દાનાઇનો પેશો કરીને એતેફાકથી પોતાનો મુલક રાખ્યો તે મીશાલ તું દાનાઇ પકડીને શુલેહનામું મોકલ; બલકે તે ખાકાંનએકરનાં કરતાં તું માહરી મદારત

ઘણી કર; સબબ તુને તેનાં કરતાં મોકલ ને સતા ઘણી છે. એ નાંમું અવલથી તે આખેર લગી વાંચીને તમામ હકીકતથી વાકેફ થઈ મારા લખ્યા કરતાં તું પોતાની તરફથી જેવી થઇ આવે તેવી ખુબી કરજે અને એવું કરજેકે લડાઇની જગો આપણુ જીઆફતમાં બેસ્યે અને તાહરો મોલક અમનમાં રેહે. તું પાદશાહ ફરેદુનનો હોકમ બજાલાવશેતો તારી ઉપર સરવે કોઈ આફરીન કરશે. જેવારે નવીશીંદાએ પોતાની પાકીજે અકલેકરી એરવેશ નાંમું લખી તઈયાર કીધું તેવારે જેહાંપેહેલવાને એક એલચી ઘણો દાનાવ તથા શલુકભરેલો હાજેર જવાબનો દેનારો અને શીરીન શખુનો બોલનારો હતો તેને તઈયાર કરી તે નાંમું આપી ખાસ ઘોડા ઉપર શવાર કરી શાહનશાહ ફગપુરચીનની તરફ રવાના કીધો.

પેલીતરફ ચીનનાં પાદશાહનાં તખતની જગો જે શેહેરમાં હતી તેવું શેહેર બીજું કોઈ શેહેર નહી હતું. હજારો હજાર લશકર તેની ખીદમતમા હાજર રેહેતું હતું પણ તેનાં લશકરનો કોઇબી શખસ ફગપુરચીનને વરશમાં એકુ વખત નજરે દેખતો નહી હતો. તેનાં અસરો તથા શપેહશાલારો મહીનાંમાં બે વાર પાદશાહને દુરથી નજરે જોતા હતા! એરવેશ તે પાદશાહ બુજરગી અને દબદબા ભરેલો હતો. તેનાં અમીરોને પણ પાદશાહની નજદીક જવાને તાકત નહી તે શેહેરમાંની તમામ ઈમારતો તરાંહ તરાંહની હતી તેનો ફેરાવ છ ફરશહંગ કરતાંબી જાદે હતો. તે શેહેરની તમામ ઈમારતો ઘણી ઉંચી ઉઠાવેલી ને નકશદાર હતી. તેનાં લશકરનાં શીપાહી વગરે તમાંમ શેહરનાં આદમીઓ તવંગર હતાં કોઈ મુફલેશ હતું નહી તુરાંનની શરહદથી તે ચીનનાં તમામ મોલક લગી એક વરશની રાહ દુરદરાજ હતી. તે તમાંમ મોલક ફગપુરચીનનાં તાબામાં હતા. શાહાનશાહ ફગપુરનું એક ખાશ મકાન ઘણું બુલંદ ને જેબદાર હતું તે મકાનની લંબાઈ બે ફરશહંગની હતી તે એવાંનની તમાંમ દીવાર શંગેમરમરની હતી. તે તેની ફરશ તાંબાની હતી તે અંદર ત્રણ એવાંન ખાલેશ રૂપાંનાં બનાવેલાં હતાં હરએક એવાંનના બાલાખાંનાં સુનાંનાં હતાં અને તેઉપર બેકીમત ગોહરો ને યાકુતનો જડાવ જડેલો હતો. તે એવાંનો નજદીક પરીની આંનનાં જરી શાહેબાંનો ખેચેલાં હતાં. તે શાહેબાંનો ઉપર આફતાબની રોશની પડતી તેવારે ગોયા બેકીમત ગોહરોની રોશનીની મીશાલ તે શાહેબાંનની રોશની નજર આવતી હતી. તેનાં એક એવાંનમાં પાદશાહનાં જરી તખતની જગો હતી, તે ઉપર પાદશાહ ફગપુર હમેશાં ખુશીથી બેસતો હતો. તેનાં શર ઉપર એક તાજ ગોહરનું કોતરી કહાડેલું હતું. તેને ગોહરનાંજ અંકોડાઓ કોતરી કહાડીને સુનાંની જંજીરે કરી લટકાવેલું હતું તેનાં તખત નજદીક એક શીમો-

રગ સુનાંનું બનાવીને તેઉપરં રંગબેરંગ ગોહરોનો જડાવ જડી બેસાડેલું હતું. તે શીમોરગ હરદમ પોતાનાં પર ખખડાવીને આવાજ મારતું તેવારે તેનાં મોહોમાંથી કશતુરીની ખુશબોનું પાણી શબન મની યાને જેમ રાત વખતે કાહાડ પડે તે મીશાલ વરસતું હતું. એ મીશાલ ફગફુરચીન દબદબા સાથે ચીનમાહ ચીનનાં મોલકની, પાદશાહી કરતો હતો.

જેવારે જેહાંપેહેલવાનનો એલચી શાહનશાહ ફગફુર ચીનની રાજધાણી નજદીક જઈ પોંહોંચ્યો તેવારે તાંહાં શેહેરનાં દરવાજાથી તે પાદશાહની દરગાહ લગી બે બાજુએ લશકર શફ બાંધીને ઉભેલું હતું. તેને દરમ્યાન પાદશાહનાં એવાનનાં દરવાજાની નજદીક ખબર, ચીતા, તથા શેર. શીંહ, ગેનડા અને વરૂ વગરે તમામ દરંનદા જાનવરો લોહોડાંની શાંકલે કરી બાંધેલાં હતાં. જેવારે તે એલચી મેહેલ નજદીકજ પોંહોંચ્યો તેવારે દરબાંને પાદશાહને ખબર કીધી કે જાબુલી કેરશાસપનો એલચી નાંમું લેઈ આવ્યોછે મને પાદશાહની નજદીક લેઈજાઓ કે એનાંમું હાથો હાથ આપીને કેટલીક હકીકત પાદશાહને જોબાંની કેહેવાનીછે. તે સાંભલી પાદશાહ ફગફુરે હોકમ કીધો કે શેતાબ તેને માહરા તખત નજદીક બોલાવે. તેજ વખત તે એલચીને પાદશાહની નજદીક લઈગયા તાંહાં તે જોય શું કે પાદશાહની દરગાહનાં દરવાજાથી તે શરાપરદાની જગો લગી હજારો હજાર શમેદાંનીમાં બતીઓ મશાલની રવેશે બલતી હતી જેવારે એલચીએ દુરથી પાદશાહનો ચેહેરો દીઠો તેવારે જમીન ઉપર શર મેલીને શીજદો બજાવ્યો અને ખાકને બોશો દેઈ કેટલીક દોઆ પાદશાહ ઉપર કીધી પછે નાંમુ પાદશાહનાં તખત ઉપર મેલ્યું અને અદબથી ઉભોરહી જેકાંઈ જોબાંની પેગાંમ હતો તે આસતેથી કહેગો જેવાર જોબાંની પેગામ તમામ થયો તેવારે પાદશાહે નવીશીનદાને ફરમાવ્યું તેથી નવીશીનદાએ નાંમું વાચ્યું તે સાંભલીને પાદશાહ ફગફુર ગોસામાં આવી આતશની મીશાલ પોતાને ગરમ કરી તે મોહોમાંથી બેસુમાર ગાલ દીધી અને પોતાનાં ભવાં ચહડાવી તે એલચીને કેહેવા લાગોકે તાહરો પાદશાહ તે એવો કોણ છે કે મારી ઉપર તેનો એક શપેહશાલાર એવડી બેઅદબીથી નાંમું લખે ? તે પાદશાહ તથા તેનાં શપેહશાલાર હજુર મને પીછાંણુતા નથી કે હું કોણ શાહનશાહ છું ? મારી પાસે એટલું તો લશકર મોજુદ છેકે તે લશકર જમીન ઉભું રેહેતો જમીનનેબી ઢાકી નાંખે તથા મારી પાસે એટલોતો ખજાનો છે કે તમામ હફતેકેશવર જમીનના પાદશાહોનો ખજાંનો એકઠો કરે તોબી મારા ખજાનાંની બરોબરી નહી કરી શકે. એવા મારી પાસે એક હજાર ગંજ ગોહર તથા મોતીનાં મોજુદછે અને સુનાં તથા રૂપાએ તો હું ચાલું તો આશમાંનસુધી

પાહાડ ઉઠાવી ઉભા કરૂં. મારી ખેદમતમાં હજારો હજાર શાહજાદા હાજેર રહેછે તે ઉપરાંત મારા ખેશ કુટુંબી અગીઆરશોને પાંશઠ શાહજાદા મારી ખેદમતમાં છે પણ તે શરવકોઇને મેં પાદશાહનો ખેતાબ આપીને તેઓને એક એક મુલકપર મેલ્યાછે અને માહારા ખેશમાંના ચારશો પેહેલવાન માહરા શપેહશાલારછે તે લડાઇને વખત ફરતા આશમાન ઉપર કમંદ નાખેછે તેઓ ઉંડા દરીઆવમાંથી ભારી મગરમછને બાહેર ખેંચી કાહાડે છે. બીજી બજોરગી હું એ રાખુંછું કે જેવારે આફતાબ તમામ દુનીઆને રોશન કરવા ચાહેછે યાને બાંમદાદને વખત મશરેકની તરફથી બાહેર નીકલેછે તે માહરા મોલકમાંથી નીકલેછે તાંહાં લગીનો મોલક માહરા તાબામાંછે આ મારા શેહેરમાંહેજ એક હજાર બુતખાનાં હું રાખુંછું તેમાંનું એક એક બુતખાનું તમામ પાદશાહનાં ગંજ કરતાં ઘણુ અશબાબે કરી ભરેલુંછે. સુનાંની અને રૂપાંની ખાંણ માહરા મોલકમાંછે યાને સુનું તથા રૂપું માહરા મોલકમાં પાકેછે. જે કાંઈ ઉંચા ગોહર તથા લાલ નીકલેછે તેબી માહરા મોલકનાં પહાડોમાંથીજ નીકલેછે. માહરા મોલકનાં તમામ ઝાડો કીમીઆં ઉપર તથા શખત આજારો ઉપર ઘણાં અશર કરનારા ઉગેછે. મ્હારા મોલકની જરી બુટી શરવ ચીજ ઉપર કામ આવેછે. પરવાલાંની પેદાએશબી એજ તરફછે અને પરીની મીશાલની ખુબસુરત મેહણુઓબી માહરા મોલક સીવાય કોઈ બીજા મોલકમાં પેદા થતી નથી. તથા કસતુરી જે પેદા થાય છે તે મારા ચીનનાં મોલક સીવાય બીજી જગોનાં હરણનાં પેટમાં પેદા થતી નથી. એ તરફનાં બાજે પાહાડો ઉપરથી ખાલેશ પાંણીની મીશાલ રૂપું વેહેછે એ ચીનનાં મોલકનાં પેહેલવાનોમાં જે કમંદ નાંખવાનો હોનરછે તેવો હોનર બીજી જગોનાં દલેરોમાં નથી. જે કાંઈ પાદશાહી દેહેબાનાં રેશમી કપડાંનાં તાકા ચીનમાં પેદા થાય છે તેવાં બેકીમત કપડાં બીજા મોલકમાં બનતાં નથી. દુનીઆંના દરમ્યાનમાં જે કાંઈ ચીતારા લોકો કારીગરનાં કરનારા ચીનમાંછે તેવા કોઈ મોલકમાં કારીગરીનાં કરનારા નથી. બાજે હથ્યારો તથા પેહેલવાંન લોકોનાં શરની કોહોલા જેવી ચીનમાં બનેછે તેવી બીજી જગોએ બનતી નથી. એ રવેશનો તમામ મોલક ચીન માહાચીનથી તે જેહુનનાં દરીઆવ લગી માહરા તાબામાંછે તેથી તમામ પાદશાહો કરતાં મહને બોજરગી જીઆદેછે. જેવારે હું મજલેશમાં બેસુંછું તેવારે ગોયા એક રોશન આફતાબની મીશાલ હું સરવે કોઈને નજર આવુંછું. જેવારે હું લડાઈનાં મેદાનમાં નીકલુંછું, તેવારે શીહા અજદાહની મીશાલ હું કામ કરૂંછું. માહરા ગોરજની દેહેશતેકરી શખત પાહડ પાણીની મીશાલ પીગલી જાય છે. તેથી એ દુન્યા દરમ્યાનમાં

જે કોઇ પાદશાહ નામ ધરાવેછે તે સરવે કોઈ માહરા ચાકરછે! મગર જો કોઈ હોય તો હું કરતાં બોજરગ એક ખોદાતાલાછે બાકી સરવે ઉપર હું બોજરગ પાદશાહોનો પાદશાહ છું તે કરતાં મેં માહરા બેટાને હરતરફ લશકર લેવા મોકલ્યોછે. જેવાર તેનું આવી પોંહોંચવું થાય કે હુંજ શેતાબ ઇરાંન ઉપર કમર બાંધીને ઇરાનથી તે રૂમ લગીનો મોલક બેચરાગ કરી નાંખુંછું. અગર એલચી લોકોને મારવાનો રાબેતો હતે તો હવડાં તાહરાં શરને એ જગો જમીન ઉપર શીહા ખાકનો તકીઓ કરી આપતે યાને તુંને જીવથી મારતે પણ અશલથી બુજોરગ લોકોનો રાબેતો નથી તેથી તુંને જીવતો મેલુંછું.

જેવારે તે એલચીએ ફગફુરની જુબાનથી એ રવેશનાં સખુન સાંભલ્યા તેવારે તેણેબી પોતાનાં દેલને હીંમત આપીને જોબાં ખોલીને કહ્યું કે એ બોજરગીનાં રાખનાર પાદશાહ બોલવામાં એવડી તુંદી કર ના. તેં ગોસાનાં આ ટી અંદાજેથી બેઅંદાજે સખુન બોલીને વાતો કીધી તેનો કશો અંદેશો નથી પણ તેનાં તમામ જવાબ દેઉં તેપણ સાંભલવા જોઈયે. તું કેટલીક વાતો પોતાની તથા પોતાનાં મોલકની તારીફમાં કરેછે કે ઈરાંન જમીનનાં તમામ શેહેરોમાંથી એક મોટું શેહેર તારા તાબામાં ચીનનાં મોલક કરતાં બરતરછે અને જેકોઈ ઇરાન જમીનનો પાદશાહ તે તમામ હફ્તેકેશવર જમીનનાં પાદશાહો ઉપર પાદશાહ કેહેવાય છે. તું તારા જેકાંઈ દાનાવ બુઢા અમીરો હોય તે લોકોને પુછીને તજવીજ કર કે આજ લગી ઈરાન જમીનનાં પાદશાહને હરએક મોલકનાં પાદશાહો શલાંમી આપતા આવેછે અને ગરવ કોઈ તેહેની તાબેદારી કરતા આવેછે. ઈરાનસરજમીનની બીજી એ ખુબી છે કે તેનાં પાદશાહ તમારા મોલકનાં લોકોને ગોલામ દાખલ વેચાતા લેછે અને પોતાને પસંદ આવે તેવારે તેને આજાર કરી મેલેછે. આજ લગી કોઈએ હરએક મોલકમાં યા શેહેરોમાં ઈરાન જમીનનાં આદમીને ગોલાંમ તરીકે વેચાતો લીધો નથી, અગર એ વાત તજવીજ કરવી હોયતો કર. તમારા ચીની લોકોતો બેસુમાર ગોલાંમ તથા બાંડીઓ તરીકે હમારા ઇરાનનાં મોલકમાં ઘેરેઘેરછે. તારી ખાહેશ તજવીજ કરવાની હોયતો નામબનામ જણાવું. તુરકી તથા ચીની લોકો બેવફા હોયછે. મગર વફાદારી તથા મરૂવતછે તે ઈરાન જમીનનાં લોકોમાંજછો તમો લોકો બુતપરશતીનાં કરનારછો અને ઈરાની લોકો પાક યજદાં સીવાય કોઈ બીજાની પરશતેશ કરતા નથી. તું કેહેછેકે ચીનમાં ગોહર, લાલ તથા સુનાંની ખાંણ છે, એ કાંઈ તું રાસ્ત નથી બોલ્યો. સુનું રૂપું તથા તાંબુ તથા ફુલાદ તથા પીરોજા તથા ગોહર તથા પરવાલાં એ તમામ ચીજની પેદાએશતો ઇરાનનાં મોલકમા ઘણીછે. દેબાનાં કપડાં ચીનમાં બનેછે પણ જેવારે ઈરાન જમીનમાં આવેછે

તેવારે તેની કીમત આવેછે. લડાએક પેહેલવાંનોતો ઈરાંન જમીનનાં અશલથીજ મશહુરછે. બલકે તમામ જેહાનનાં લોકોની અજમાએશમાંપણ આવ્યાછે કે ઈરાન જમીનનાં એક પેહેલવાન એકશો ચીની કરતાં બેહતરછે. તમો ચીની લોકોમાં લડાઇનાં હોનરતો છેજ નહી. પણ તમો લોકોમાં હોનરછે તે ઓરતોની મીશાલ સરનાં બાલને કંગઈ કરી તનમાં ખુશબોદાર કપડાં પેહેડી પોતાના તનને આરાસતે કરી દેખાડોછો. જેકોઈ દાના આદમી હોય તે ખુબસુરતી, રંગીન કપડાં તથા ખુશબોદાર જુલફ જોઇને આદમીને પસંદ કરતા નથી તે તો હોનર, દાનાઇ, ને મરદાંનગીની તરફ નેગાહ કરેછે. આફ્તાબ તલુ થાયછે તે અવલ તાહરા મોલકમાંથી નીકલેછે તો એ પાદશાહ તુંને એ વાતમાં સમજણ કાંહાંછે ? જેકે જે ચીજ ઘણી બોજરગ અને નાદેર હોય તે ચીજને હકતાલાએ દરમ્યાન રાખીછે અને જે ચીજ કમ કીમતની હોયછે તેને છેડે કહાડેલીછે તે મીશાલે તું હલકા વજનનો પાદશાહ તેથી તુંને જેહાનના છેડા ઉપર એક કેનારે કહાડી મેલ્યોછે. તું એમ ગુમાંન ના લઈ જાનો કે એથી મને બોજરગીછે અગર તું અંદેશો કરેતો તાહરૂં હલકાપણું જાહેર દેખાડેલુંછે. હમારા પાદશાહને ઘણી બોજરગીછે તેથી તેને તમામ હફતેકેશવર જમીનમાં જગો આપી રાખ્યોછે. તું નજરે જોય કે શીપને દરમ્યાન પાંણીનો કતરો બેકીમત ગોહરછે, અને તેની કીમત ઘણીક થાયછે શીપને કોઈ હાથમાંપણ પકડતું નથી તે કરતાં હકતાલાએબી એ આશમાંન વચે પોતાની અરશ કુરશીની જગો રાખીછે. તે કરતાં તું પોતાને ક્યાશ કર કે તું લડાઈની શફ ખેંચેછે તેવારે પોતાની જગો કલબગાહામાં કરી બે બાજુ ઉપર પોતાનાં માણસો રાખેછે તે મીશાલ તું હમારા પાદશાહ કરતાં કમ મરતબાનોછે તેથી તુંને મોલકનાં છેડા ઉપર કહાડી મેલ્યોછે તું પોતાની આંખની તરફ નેગાહ કર કે તમાંમ ખુન તથા શફેદી કોઈને દેખતી નથી તો તેને આશપાસ રાખીછે અને કીકી તમામ જેહાંનને દેખેછે તો તેને દરમ્યાન જગો કરી રાખીછે. તું કેહેછેકે હું મેદાનમાં નીકલુંછું તાંહાં ઘણાંક કાંમ દલેરીનાં કરૂંછું તો આદમી પોતાને મોહોડે શો હોનર જાહેર કરેછે તે નામનજુર છે અને એક હોનર હાથે કરી દેખાડે તે દરેશત પડે ! તું કહેછે કે માહરા જેવી બોજરગી કોઇ બીજા પાદશાહોમાં નથી તો તું બોજરગ પાદશાહછેતો તાહરા બોજરોગોએ નાપાક જોહાકની તાબેદારી કરીને તેને શલાંમી કેમ આપી ? તું કેહેછે કે મારો બેટો લશકર લેવા ગીયોછે તે આવશે અને ઈરાનની તરફ જઈને પાદશાહ ફરેદુનનો મોલક વેરાન કરી નાખશે તો તું પાદશાહ તે મોલક ઉપર ભારી લશકર સાથે જશે તેવારે તેનો મોલક વેરાંન કરશે પણ હવડાં

તેનો એક પેહેલવાન જુજબી ફોજ સાથે આવ્યોછે તે તારા લાખો લશકરને બરહમ મારીને તારૂં તાજ છીણવી લેશે. તું પોતાનાં બેસુમાર ખજાના તથા સુનાંની દેવારનાં બુતખાંનાં ઉપર એવડો શું મગરૂરીથી નાજ-કરેછે ? તું જોકે એ સરવે કાલ રોજે જેહાંપેહેલવાન કેરશાસપનાં જાબુલી લશકરનાં પગ નીચે પાયમાલ થઇ જવાનું. જેવારે પાદશાહ ફગફુરે તે એલચીની જોબાંનથી એવા તમાંમ શખુન સાંભળ્યા તેથી ઘણો ગોસામાં આવી એક પેહેલવાંનને હોકમ કરી તે એલચીને છકડ તથા તમાચા મરાવી પેલું જેહાંપેહલવાનનું નામું નવીશીનદાનાં હાથમાંથી લેઈ ફાડી નાંખ્યું અને મોહોડાંમાંથી ઘણીક નાલાયક ગાલ દેઈને લાત લફડાક મરાવી દરગાહમાંથી બાહેર કહડાવી મેલ્યો તેજ વખત પોતાનાં શેહરમાં તરત ત્રણ લાખ જબરદસ્ત શવાર હાજેર હતા તેઓને શેતાબ તૈયાર કરી પોતાનો વડો બેટો ખાકાંન નામનો હતો તેને તે લશકર સાથે કેરશાસપની લડાઈ વાસતે રવાના કીધો તે પ્રમાણે તે ખાકાંન લશકર સાથે આગલ ચાલ્યો.

પેલો એલચી જેવો ચીનના પાદશાહની દરગાહમાંથી બાહેર નીકળ્યો તેવોજ રાતને દાહડો તેજ વાએ મીશાલ ચાલતો તે ચીના લશકર કરતાં અગાઉ જેહાંપેહેલવાનની નજદીક જઇ પોંહોંચ્યો અને તમામ હકીકત તફશીલવાર બેઆંન કરી કહેતાં બોલ્યો કે માહરી પછવાડે બેસુમાર લશકરપણ મંજેલ દરમંજેલ કુચદરકુચ ચાલ્યું આવેછે તેબી આજ રોજે બપોર થતામાં આવી પોંહોંચશે તે દાહડા ઉપર નામદાર નરીમાંનબી મોલકગીરીથી જેહાંપેહેલવાનની નજદીક આવેલો હતો—તેથી પેલા એલચીની હકીકત સાંભલીને જેહાંપેહલવાન કેરશાસપે શેતાબ જંગી નરીમાનને પોતાની નજદીક બોલાવીને તેને તમાંમ હકીકત કહી, પછે દશ હજાર જાબુલી તથા તીશ હજાર ઇરાંની મલી ચાલીશ હજાર લશકર આપીને કેટલીએક નશીહત કરીને કહ્યુંકે એ લડાઈ મેં તારે હવાલે કીધીછે એ લડાઈમાં મને મેહેનત તથા રંજ ખેંચવો પડે એવું ના કરતો. તેજ વખત પેહેલવાન નરીમાંન જમીનને બોશો દેઈ ઘોડા ઉપર શવાર થઇ લશકર સાથે આગળ ચાલ્યો એમ કરતાં જેવારે ખાકાનના લશકરને મોકાબલે જઈ પોંહોંચ્યો તાંહાં દેહેરા મારી મકાંન કીધો. તાહાં પોતાનાં ખાસ લશકરમાંથી પાંચશો ચુનંનદા શવારો સાથે લેઈ નરીમાંન પોતે તલાયો ફરવા લાગો. એમ કરતાં પેલી તરફથી એક હજાર શવાર ચીની લશકરનાં જંગલમાં નજર આવ્યા તેજ વખત તેઓની મોકાબેલજાઈ એક લડાઈ કીધી તેથી તમાંમ જેહાંન જેરોજબર થવાલાગી પેહેલવાન નરીમાને પોતાનાં શબરંગ ઘોડાને લગાંમ હવાલે કીધી અને ચીની લશકરનાં શવારોમાંથી એકનો

કમરબંધ પકડી ઉઠાવી બીજા ઉપર મારતો તેથી તે બેહુ શખસ માર્યા જતા હતા પછે ફરીથી બે શવારોને તેઓની ગરદંન પકડીને તેઓનાં સર એક એક સાથે એવાંતો કુટયાં કે તે બેહુનાં સરમાંથી મગજ બાહેર નીકલી પડયા એ મીશાલે બાહારનાં વખત ઉપર વાદલ પોકારે તે મીશાલ પોકારી હરતરફ દોડતો જતો અને ચીની શવારોની ગીરદ કહાડી નાંખતો હતો પણ પોતાનાં હાથમાં નેજો તથા ગોરજ તથા તલવાર કાંઈ પકડયું નહી હતું અને શવારોને પકડીપકડીને બીજા ઉપર મારતો. એ રવેશની લડાઈ કરી સવાશો પેહેલવાનોને મારયા હેવી રાશતાબેજની લડાઈ જોઈ તમામ ચીની લોકો બેચારા થઈ કેહેવાલાગા કે એવો જબરદસ્ત પેહેલવાન કોઈએ દીઠો નથી. જેવારે એ મરદ લડાઈનાં પેહેલવાંનોને મોરગની મીશાલ ગરદન પકડીને એક એક ઉપર મારેછે તો એ પેહેલવાંન જેવારે હાથમાં ગોરજ યા તલવાર પકડે તેવારે એક દમમાં હજારો લશકરને બરહમ મારે! એમ કરતાં ચીની લશકરમાંથી પોણું લશકર માર્યું તેવારે બીજા જે કોઈ રહ્યા તે હથીઆર નાંખી નાહાસવા લાગા. એ ખબર ફગફુરનાં બેટા ખાકાંનને થઈ કે તેનાં લશકરનાં તલાયાને નરીમાંને શેકસત દીધી. એ ખબર સાંભલીને ખાકાંન ગમગીન થઈ શેતાબ ઘોડા ઉપર શવાર થયો અને મેદાનમાં આવી ઉભો એવાંમાં રાતનો વખત થયો.

---

## લડાઈ કીધી નામદાર નરીમાંને ફગફુરચીનનાં બેટા ખાકાંન સાથે અને મારયો ગયો ખાકાન નરીમાનના હાથ ઉપર તે વગરે બીજી હકીકત.

એતરફ નામદાર નરીમાનેપણ પોતાનાં લશકરમાં આવી આશાએશથી કરાર પકડયો. જેવારે રાત તમામ થઈ અને રોશન રોજ જાહેર થયો તેવારે બન્ને તરફનાં લશકરમાંથી લડાઈનાં નગારાંનાં જંગી આવાજ ઉઠયા અને શીપાહી લોકોએ પોતાનાં તન ઉપર હથીઆર બાંધેઆં અને ઘોડાઓની પીઠ ઉપર શવાર થઈ મેદાનની તરફ મોહ ધરેઆં તેથી તમામ મેદાન નેજા તથા ગોરજ તથા તલવારે ભરાઈ ગયું. અને બેહુ તરફનાં લશકરમાંથી રંગબેરંગ જુહુંનડા બાહેર નીકલ્યા અને નકારાં તથા કરનાએનાં આવાજ માહાતાબ લગી જતા હોય તેવો બનાવ થઈ લાગો અને ઘોડાઓનાં હરનવાએ કરી જંગલનાં શશલા તથા લોકડીઓને લડાઇનું શુર છુટતું હતું અને દલેર શવારો પકડ બાંધનાં આવાજ મારતા તેથી શેરના દેલ દેહેશત ભરેલાં

થતાં અને હરતરફથી તલવારોનાં જખમ ચાલતા તેની ચકાચકીનો આવાજ આશમાંન ઉપર જવા લાગો તથા બેશુમાર ગીરદ ઉડવાથીકરી આફતાબ ગોયા વાદલમાં હોએ તે મીશાલ નજર આવતો અને ડલેર શવારોનાં ખુનેકરી જમીન લાલાનાં ફુલની મીશાલ શોરખ રંગની થઈ ગઈ તથા નેજાઓની નોક ગોયા ગુલમોરનાં ફુલની મીશાલ નજર આવવા લાગી અને હરતરફથી પેહેલવાન લાકો લશકર ઉપર હોમલો કરતા તેઓની તલવારે કરી શવારો ઉપર મોહોતનો વરશાદ વરશતો અને જખમી લોકો ખાકમાં પડી પાણીની પેઆશથી પોકારતા તથા બેશુમાર લોહી જમીન ઉપર ચાલતું તેથી તે જંગલમાં ગોયા ખુનનો દરીઆવ જોશ કરતો હતો એ રવેશની લડાઈ થવા લાગી એમ કરતાં રાતનો વખત નજદીક પોંહોંચ્યો તેથી બેહુ તરફનાં લશકરમાંથી આશાએશનાં નગારાના આવાજ નીકલ્યા તેજ વખત ડલેર પેહેલવાનોએ તલવારો મેઆન કીધી અને સરવે કોઈએ પાછા ફરી પોતપોતાના મકાન ઉપર જઈ કરાર પકડયો. અને હર એક તરફથી તલાયા લોકો જંગલની તરફ નીકલ્યા પણ ચીની લશકર ઘણું આજેજ થયું હતું તેથી માહોમાહે મશલત કરી તેજ રાતના સરવ કોઈ પોતાના જાન શલામત લેઈને નાહા અને ઈરાની લશકરથી એક દાહડાની રાહ દુર જઈ પડયા પણ તે જંગલમાં કોઈ શખસ ઉભો રહ્યો નહી તે જંગલ પાસે એક શેહેર ચીનના તાબામાં ઘણું નાદેર હતું તે શેહેરની પનાહ પકડીને પડયા. તે શેહેરનું નામ ખાંમજો કરી કેહેતા હતા તે શેહેરમાં કેહેવાડયું કે જે કોઈની ખાહેશ શીપાહીગીરીની હોય તો આવે. તેનો દરમાયો તે શખસને મોહોડે માંગ્યો મળશે. એ મીશાલ ચીની લોકોએ રાતોરાત નહાશીને ખાંમજો શેહેરની નજદીક જઈ કરાર પકડી બેઠા હતા.

જેવારે આફતાબે પોતાના રોખશારાનાં ચલકાટે કરી જેહાનને રોશન કીધી, તેવારે ઇરાની તલાયા લોકોએ નરીમાનને ખબર કીધી કે ચીની લશકર રાતોરાત નાહસીને એ જંગલમાંથી ગુમ થઇ ગયું તે બેશુમાર લશકરનો એક શવાર એ જંગલમાં નજર આવતો નથી, મગર તે લોકાનાં દેરા તથા તમામ અશબાબતો એ જગો પડેલો રહયોછે. એ ખબર સાંભલ્યાથી ઇરાંની લશકરે શેતાબ ચીની લશકરનો દુમબાલો કીધો. એમ કરતાં બીજે દાહડે કીનાનાં ચાહનાર દુશમનનાં લશકરમાં ઇરાની લશકર તથા શપેહશાલાર નરીમાન જઇ પોંહુંચ્યો. પરથમતો ચીની લશકરનાં તલાયા જંગલમાં ફરતા હતા તેઓને જીવથી માર્યા. પછે ખાકાંનનાં લશકર ઉપર જઈ પડયા તેવારે ચીની લોકોબી શવાર થયા. આ જંગલમાં બે તરફનાં લશકરે શખત લડાઇ કીધી કે તમામ જંગલ તથા પાહાડ આદમીઓનાં

હાથ પાંઉ તથા સરે કરી ભરાઈ ગયું. નેજા, છુટભાલડી તથા ખંદગીતીરનાં પેકાંન આદમીઓનાં કલેજાંમાં જલોની મીશાલ વલગીને ખુન ધાવતાં હતાં. ભારી ગોરજનાં જરબે કરી પેહેલવાનોનાં સર ઉપર લોહોડાંની કોહોલા મોમની મીશાલ નરમ થઈ જતી અને તલવારોનાં જખમે કરી શવારોનાં તંનમાંનાં બખતરો પરનીઆંનનાં કપડાંની મીશાલ કપાઈ જતાં હતાં. ઘોડાની ઠોકરે કરી પયાદા લોકો ખાકમાં ઉંધા પડતા અને હાથીઓની ઠોકરે કરી જમીન ઉપરનાં જખમીલોકો પાયમાલ થઈ જતા હતા. શવારોનાં ધરપકડનાં આવાજે કરીને મરદ લોકોનાં હોશ ખતા થઈ જતા હતા. એ વખતમાં પેહેલવાન નરીમાને પોતાનો ઘોડો લડાઈની શફ્માંથી બાહેર જોંહોંકાવ્યો તેના એક હાથમાં તલવાર અને બીજા હાથમાં કમંદ પકડેલી હતી—જેમ એક શેર પોતાનાં મકાંનમાંથી બાહેર નીકલે અને જંગલમાં શેકાર કરવા હરતરફ દોડે તેમ પેહેલવાન નરીમાને બાહેર નીકલીને ડાબા જમણી ઘોડાને જોલાંન આપવા માંડી તે નામદારે ચીની લશકરમાંથી પોતાનો હમનબરદ તલબ કીધો પણ ચીની લશકરમાંનો કોઇ પેહેલવાન તેનાં મોકાબેલ આવી ઉભો નહી તેવાર પછે ભુખ્યા શેરની મીશાલે ચીની લશકર ઉપર જઈ પડી તે નામદાર પેહેલવાને શવારોના ટોલેટોલાં મારીને જમીન ઉપર નાખ્યાં તેથી તે જંગલમાં આદમીઓની લોહના ટેકરા થવા લાગા જેવારે ખાકાંને હાથી ઉપરથી નેગાહ કરી જોતાં જાણ્યું કે લડાઇનાં કરનારા જે કોઇ માહરા લશકરમાં પેહેલવાનોછે તે નરીમાનની લડાઈમાં ઉભા રેહેતા નથી, તેવારે ખાકાંને હોકમ કીધો તેથી ચીની લશકરમાં જે કોઈ ઘણાં જબરદસત ત્રણશો પેહેલવાનો હતા તે તમામ પેહેલવાનો એખઠા થઈને એક તરફ કમીગાહ કરી ઉભા અને એક શવારને નરીમાનની નજદીક હમનબરદની મીશાલ મોકલ્યો તે શવારે મેદાનમાં આવી એક છુટભાલડી નરીમાન ઉપર જોરથી મારી અને તેજ વખત પેલા ચીની લશકરનાં ત્રણશો પેહેલવાનો જે જગો કમીગાહ કરી ઉભા હતા તે તરફ મકરથી નહાઠો તે પછવાડે નરીમાન પેહેલવાને ઘોડો ડપટાવ્યો કે તે શવારને મારી લે. જેવું નરીમાનનું તે કમીગાહની જગા ઉપર જઈ પોહોચવું કે તેજ વખત ખાકાંન પોતે પેલા ત્રણ જબરદસત શવારો સાથે એકાએક કમીગાહમાંથી બાહેર નીકલ્યો અને સરવે કોઈએ નરીમાન ઉપર એકઠો હોમલો કરી તેને આસપાસથી ઘેરી લેઈને લોહોડાંની દેવાલની મીશાલ ઓશતવાર ઉભારણા પછે સરવે કોઈએ પથર તથા તીર ઉપર હાથ નાંખ્યા અને પેહેલવાન નરીમાન ઉપર બેશુમાર પથર તથા તીરનો વરશાત વરસાવ્યો પણ તેથી પેહેલવાન નરીમાન ડરયો નહી ! તે નામદારે તો પોતાની તલવાર ઉઠાવીને

અવલ એક હોમલો ખાકાંન ઉપર કીધો અને એક જખમ તેની કમર ઉપર જોરથી મારયો તેથી તે શાહજાદાનું અરધું ઉપરનું તંન ખાકમાં પડયું અને કમરથી નીચેનું અરધું તંન ઘોડાનાં જીન ઉપર બેઠુ રહ્યું ! એ રવેશ ખાકાનને માર્યા પછે પેલા ત્રણશે શવારો ઉપર હોમલો કીધો અને તે તમામ પેહેલવાનોને ઘોડા ઉપરથી જમીન ઉપર ઉંધા નાંખ્યા તેવાર પછે ચીની લશકર ઉપર હોમલો કીધો તેની પછવાડે ઈરાની લશકરેબી શેરની મીશાલ ચીની લશકરની કલબગાહ ઉપર હોમલો કીધો અને ખાકાનનું સર તનથી કાપીને તેનાં લશકરની કલબગાહમાં બોલંદ નેજા ઉપર ઉંચું કીધું.

જેવારે ચીની લશકરનાં લોકોએ પોતાના શાહાજાદાનું સર દીઠું તેવારે સરવે કોઇએ એક મરતબે પોકાર કરી ગોયા બેહોશ થઈ ગયા. તમામ લશકર પોતાની કોલાહ સર ઉપરથી ખાકમાં નાંખીને જારી કરવા લાગા તે સરવે કોઈ હથ્યાર નાંખીને દરદ ભરેલાં દીલે તાંહાંથી નાહસવા લાગા તેઓ પછવાડે પણ ઇરાની લશકરે દુબાલો પકડયો; અને તે લશકરમાંથા બે હીશા લશકર માર્યું અને એક હીસો બંદીવાન પકડયું. એક હીશો જખમી થઇ પડયું અને એક હીસો નાહશીને પેલાં ખાંમજો શેહેરમાં દાખલ થઈ શેહેરનાં દરવાજા બંધ કરી કોટની શરીલ ઉપર ચહડીને ઉપરથી તીર તથા નેજા તથા છુટભાલડી તથા પથર મારવા લાગ્યું. એમ કરતાં ઇરાની લશકર તમામ શેહેર આસપાસ ઘેરો ઘાલી ઉભું પણ ચીનાઓએ કોટની ઉપરથી એટલાતો તીર તથા પથર વરસાવ્યા કે તેણે કરી જાણે આફતાબબી ઢંકાઇ ગયો અને ઈરાની લશકરનાં સર પથર તથા ખદંગી તીરે કરી જખમી થવા લાગાં તેવારે તમામ લશકરે પોતાના સર ઉપર ઢાલો પકડી અને શેતાબ પેચદાર કમાંન ફેરવીને કોટનાં કંગુરા ઉપર નાંખી કે તેઓ કોટ ઉપર ઉંચા ચહડી જાય પણ તે લોકોએ કમંદ કાપીનાંખી તેથી ઈરાંની લોકો ફાવ્યા નહી અને ઘણાંકનાં સર તથા હાથ પાઉં તુટા. એવારે પેહેલવાન નરીમાને પોતાના સર ઉપર ઢાલ પકડીને હાથમાં ગોરજ ઉઠાવ્યો અને પાંઉપેઆદો દોડતો જઈ શેહેરનાં દરવાજા ઉપર એવોતો જોરથા તેણે એક ગોરજ માર્યો કે તેથી તમામ દરવાજો ટુકડા ટુકડા થઈ ગયો. પછે પોતે શેહેરમાં દાખલ થયો તેજ વખત તે નામદાર સાથ ઈરાની લશકર તે શેહેરમાં શેતાબ દાખલ થયું અને તે શેહેરને લુટીને જેરોજબર કરી નાંખ્યું, તાંહાના તમામ એવાંનો તથા બુતખાંનાં ખાક સાથે બરાબર કરી નાંખ્યાં અને તમામ પુતલાંને તોડીને ખાકમાં ઉઠાં નાંખ્યાં પછે જે કાંઈ ચીજો લેવા જેવી હતી તે લીધી અને પછે તે શેહેર ખાલી ભશમ કરી નાંખ્યું.

બીજે દીવસે નામદાર નરીમાને લશકર આગલ ચલાવ્યું. જેવારે ચીનથી

દશ દાહડાની રાહ દુર રહી તેવારે તે જગો મકાંન કીધો કે હવે ચીન નજદીક આવ્યું તેવારે તેવીશે લશકરનો અભીપરાય લેવા થકી તાંહાં અટકાવ કરી રહેયા એ અંનદેશામાં જંગી નરીમાન હતો તેવામાં બે શવાર રાહમાંથી આવી પોંહોંચ્યા તેઓએ નરીમાનને ખબર કીધી કે જેહાંપેહેલવાન ફેરશાસપ મંજલ દરમંનજલ ચાલ્યો આવેછે તેણે હમોને આગલથી તું નામદાર નજદીક ખબર કરવા વાસતે મોકલ્યાછે. તે ખબર સાંભલીને નરીમાન ખુશી થયો એવામાં જેહાંપેહેલવાનનું તે જગો આવી પોહોચવું થયું તેથી સપેહશાલાર નરીમાનને હદથી જીઆદે ખુશી પેદા થઈ તે નામદારે જેહાંપેહેલવાનના આવી પોંહોંચવાની ખુશાલીમાં શાદીનાં નગારાંનાં આવાજ કરાવ્યા.

---

## ખબર થઈ ફગફુરચીનને તેનો બેટો ખાંકાનના નરીમાંનના હાથ ઉપર મારયા ગયાની તેની માહતમ કરયા પછી નવેશરથી નરીમાંનની લડાઇને વાસતે લશકર તૈયાર કીધું તે વગરે બીજી હેકાએત.

હવે પેલી તરફ જેવારે ફગફુરચીનનો બેટો ખાંકાન મારયો ગયો તેજ વખત બાજે ચીની લશકરનાં શવારોએ જઇને પાદશાહ ફગફુરચીનને ખબર કીધી કે તારો બેટો ખાકાંન શૂરા નરીમાંનના હાથ ઉપર મારયો ગીયો. તે ખબર સાંભળ્યાથી ખાકાનનાં ગમેકરી ફગફુરચીન બેહોશ થઈ ગયો તે બેઅખત્યાર તખત ઉપરથી જમીન ઊપર પડયો. જેવારે કેટલેક વારે પાછો હોશમાં આવ્યો તેવારે પોતાનાં તંનમાં પાદશાહી જાંમો હતો તે ચાક કીધો તેણે પોતાનું કીંમતી તાજ ખાકમાં નાંખ્યું, તે પોતાનાં શરઉપરનાં બાલ તોડવા લાગો અને શીહા કપડાં પેહેરીને એક હફ્તા લગી શીહા ખાક ઉપર માહતમમાં બેઠો. જેવારે એક હફ્તો માહતમ તથા જારી કરતાં તમામ થયો તે પછે પોતાનાં શપેહશાલારોને બોલાવીને નવેસરથી લડાઇનો શાંમન તૈયાર કીધો એક શપેહશાલાર કોલા નામનો ઘણો જબરદશત પેહેલવાંન હતો કે તેની બરાબરીનો ચીનનાં મોલકમાં કોઇ બીજો પેહેલવાંન હતો નહી તેથી તેને ચીનનો જેહાંપેહેલવાંન કેહેતા હતા તે કોલા પેહેલવાનને એક લાખ સવાર સાથે બીજો પેહેલવાંન તંગીતાશ નામનો આપી શેતાબ નરીમાંન શાંમને રવાને કીધો—પછે પોતાનો ભતરીજો જરમાશ નામનો બીજા શેહેરમાં ફગફુરચીનની તરફથી શરદારી કરતો હતો તે ઉપર શેતાબ શાંહાણુસી ! શવાર મોકલીને કેહેવાડીયું કે પેહેલવાન કોલા તથા તંગીતાશ લશકર સાથે

દરમનજલ ચાલ્યા આવેછે તેઓને જે કઇ શાંમન જોઈયે તે પોંહોંચાડજે અને તું પણ ભારી લશકર સાથે તેઓને મદદ કરજે. પેહેલવાંન કોલાને લડાઈને વખત લશકરનું કાંમ પડતું નથી. એ પેહેલવાંન એખલો લખ્ખો લશકરને બસછે પણ એની સાથે એકદીલ થઈને માહરા બેટા ખાકાંનનો કીનો ઈરાનીઓ ઉપર લેજો. અગરજો એ લડાઇ આપણાં બખતથી રાસત આવે અને તમો નરીમાનનું સર તનથી દુર કરી માહરા બેટાનો કીનો લેઓનો માહરા મોલકમાંથી હરઘો મોલક તમોને હવાલે કરૂં. તેની પાદશાહી તમો બે જણ મલીને કરો. એ મીશાલે જરમાશને જેબાંની પેગાંમ કેહેવાડયો એવામાં કોલા પેહેલવાંનનુંબી લશકર સાથે જરમાશનાં શેહેરની નજદીક જઈ પોંહોંચવું થયું અને જરમાશ સાથે મનસુબો કરી તે જગોથી બીજું કેટલુંક લશકર સાથે લઇ આગલ ચાલ્યા. એમ કરતાં એક શેહેર ઘણું ભારી ફગફુરચીનનાં તાબાનું હતું તાંહાં જઇ પોહોચ્યા. એ ખબર જેહાંપેહલવાન કેરશાસ્પને થઇ કે ફગફુરચીનનું બેસુમાર લશકર ચીનનાં મસ દરીઆવની મેશાલ જોશકરતું આવી પોંહોંચ્યું તે ખબર સાંભલતાંવાર જેહાંપેહેલવાને પોતાનું જાબુલી લશકર જેટલું હતું તેને જુદું કહાડીને જંગી નરીમાંનને હવાલે કરી આગલ હરોલમાં રવાને કીધો અને પોતે ઈરાની લશકર સાથે તે જગોથી કુચ કીધી. જેવારે પેહેલવાન નરીમાન એક દાહડો તમાંમ લશકર સાથે આગલ ચાલ્યો તેવારે ચીની લશકરને મકાંન કરી પકડેલું દીઠું તેથી નરીમાંનેબી તે જગો દેરા મારી મકાંન કીધો.

---

## લડાઇ કીધી નામદાર નરીમાંને ચીની લશકર સાથે અને મારયો ગયો જંગી કોલા નરીમાનના હાથ ઉપર તે વગેરે બીજો હેવાલ.

જેવારે બામદાદનો વખત થયો તેવારે બંને લશકરમાંથી કીનાનાં નગારાંનાં આવાજ ઉઠયા અને પેહેલવાન લોકોએ તનમાં બખતર પેહેરયાં, કે ચરવાદાર લોકોને તાકીદકરી ઘોડાઓનાં તંગ ખેચાવ્યા અને શેતાબ સરવે કોઈ શવાર થઈ લડાઈને વાસતે મેદાનમાં આવી ઉભા. એમકરતાં જેવારે બેતરફનાં લશકર મેદાનમાં આવી શફ ખેંચી અને પેહેલવાન લોકોનો ધરપકડનો આવાજ ઉઠવા લાગો નાગી તલવારોનો ચલકાટ વીજની મીશાલ થવાલાગો તથા લશકરની દોડધાંમેકરી જમીનનું દેલ ચાક થઈ ગયું તથા લોહોડાંની પાખરનાં હાથીઓએ કરી તમામ જંગલ ફોલાદનાં પહાડની

મીશાલ નજર આવવા લાગું જેમ શાંથનાં વરશાદે કરી શીપનાં દીલમાં મોતી બંધાય-તે મીશાલે આદમીઓનાં લોહીએકરી જમીનમાં દાગ બંધાવા લાગા. બેસુમાર તલવાર ચાલતી તેણે કરી આદમીઓનાં હાથ પાંઉને ગોયા વરશાત વરશતો હતો અને બેસુમાર લોહીની નેહેરો તે જંગલમાં જારી હતી, તે મીશાલની લડાઇ ત્રણ દાહડા લગી જારી રહી પણ કોઈબી લશકર એકએક ઉપર ગાલેબ હતું નહી. જેવારે ચોથો દાહડો થયો તેવારે શરદાર લોકોનાં સર લડાઈથી ધરાયાં તેથી પેહેલવાન નરીમાન એક મરતબે ગોસામાં આવી હાથમાં ગોરજ પકડીને દુશમનનાં લશકરની શફમાં પેસીને બેદેહેશત ડાભા જમણી ઘોડો દોડાવતો ગોરજે કરી ચાની લશકર મારીને જમીન ઉપર નાંખવા લાગો. તે જે તરફ હોમલો કરતો તે જગો આદમી તથા ઘોડા તથા હાથીની લોથનાં ટેકડે ટેકડા કરી નાંખતો જે ઉપર ગોરજનો જખમ બેજાન કરી મારતો તેને ઘોડા શમેત જમીન ઉપર નાંખતો તેમ હાથીનાં સરઉપર એવાતો જોરથી ગોરજ મારતો કે તેનાં સરમાંથી મગજ નીકલી પડતું એ મીશાલે દુશમનનું લશકર મારતાં તેનું બખતર લાલાનાં ફુલ મીશાલ શોરખ થઈ ગયું તેનાં હાથથી મેદાનમાં ગોયા લોહીનો વરશાત વરસતો હતો. એ રવેશના સખત લડાઇ કરતો હતો એવામાં ફગફુરચીનનો શપેહશાલાર કોલા કે જે ચીનનાં મોલકમા જેહાંપેહેલવાન કેહવાતો હતો તે એકાએક કલબગાહમાંથી પોકાર કરતો શેરની મીશાલ મેદાનમાં આવ્યો. તેના હાથમાં એક તલવાર વીજની મીશાલ તેજ પકડેલી હતી, તે પેહેલવાન મેદાનમાં આવી નરીમાન ઉપર આવાજ મારી કેહેવા લાગો કે તું લડાઈ કરેછે, પણ હું તાહરી લડાઈ પસંદ કરતો નથી કે તું બેચારા કમજોર શવારો ઉપર હોમલો કરીને મારેછે. એ બેઅકલ તું નામ ઉઠાવા ચાહેછે તો પોતાનાં હમનબરદ સાથે લડાઈ કર. હેવી લડાઈ દાનાવ પેહેલવાનો પસંદ કરતા નથી એ મીશાલ તુને નાતરશ જોઇને હું તાહરો હમનબરદ થઇને આવ્યોછું વાસતે હવે તું હોશીઆરીથી ઉભો રેહે, તાહરી ઉપર જમાનો આખેર આવ્યોછે. જે કાંઇ એ દુન્યામાં જોવું હોય તો જોઈ લે. હવે તાહરો દાહડો આજનોજછે—તું એ કાબુલી ઘોડા તથા રૂમી કોહોલા ઉપર એવડો મુસતાક શું થાયછે ? હમણાં તાહરૂં લોહી જમીન ઉપર પડશે અને એ તાહરો ઘોડો હવડાં વગર સરનો થશે. હવડાં એ તાહરૂં બખતર તાહરૂં કફન થશે અને તાહરૂં સર ખાકના ટકીઆ ઉપર આરામ કરશે. માહરા હાથમાં એક મગરમછ લોહોઢાનું છે અને એ મગરમછનો ખોરાક આદમીઓનો અને હેનો દરીઆવ લડાઈનું મેદાંનછે અને હેનાં દરીઆવનાં પાણી આદમીનું લોહીછે યાને એ માહરા હાથમાંની તલવારથી કોઈ શલા-

મત ગયા નથી વાસતે તું પોતા ઉપર જે કાંઈ નાજ કરવો હોય તે કરીલે, કે હવે જે વખત જાયછે તે તાહરા મોતને એશતેકબાલ આવ્યોછે. એ તમામ શખુન કોલાની જોબાનથી સાંભલીને નરીમાન હસ્યો તેને કહ્યું કે એ મરદ તું એ રવેશની ગપ શા વાસતે મારેછે ? એ જગો જુઠી ગપ મારવાનું કાંમ નથી. એ જગોતો લડાઇનાં હોનરનું તથા તલવાર મારવાનું કાંમછે. તું એવડી દમર કરીને બેહુનદી વાતો કરેછે તેથી હું ડરતો નથી. તુ જાણતો નથી કે ઘાંટનાં આવાજથી ઉંટ હરગેજ ડરતાં નથી. એ નાપાક રીમન ચીના હમણાં તાહરા મગજની ગીદ જાનવર પાસે ચાશણી કરાવુંછું તાહરા હાથમાં અગર એ મગરમછ છેતો કસો મોજાકો નથી તમામ જાનવરો કરતાં ઘણું તેજ ઉડનારૂં ઓકાબ જાનવર તો માહરી પાસેછે યાને પરદાર તીરનું માહરૂં ઓકાબ જેવારે ઉડેછે તેવારે પોતાની લોહડાની ચાંચે કરી આદમીઓનાં કલેજાંના શેકાર કરેછે. તે માહરા ઓકાબને હું ઉડતું મેલીશતો તે ઓકાબ હત્રડાં તાહરા દેલનો શેકાર કરી તુને ખાકમાં ઉંધો નાખશે. એટલું કહીને ઘોડાને મેદાનમાં જોબાન દીધી અને પોતાની બાજુ ઉપરથી ચાંચી કમાંન ઉતારી અને એક ખંદગી તીર ઓકાબ જાંનવરના પરનો તે કમાન ઉપર ચહડાવ્યો અને પાક યજદાંનું નામ જોબાન ઉપર યાદ કરીને કોલા પેહેલવાનના કલેજામાં નીશાન કરી હેવેતો જોરથી મારયો કે તેજ વખત કોલા તુરકી જીન ઉપરથી ખાકમાં ઉંધો પડયો.

જેવારે ચીની લશકરે એ રવેશ પોતાના પેહેલવાનને ખોહારીથી મુવેલો દીઠો અને નરીમાનનો એ રવેશ જોરાવર દીઠો તેથી તેઓના તનમાંથી દેહેસતે કરી જીવ ધટી ગયો અને સરવે કોઈની હીમત તુટી જઇ નાઉમેદ થઈ નાહશવા લાગા—તેઓની પછવાડે ઈરાનના દલેરો દોડયા તે લશકરમાંથી સોલ હજાર શવારોને માર્યા અને ચાર હજાર શવાર કેદ પકડાયા તેમાં હથ્યાર તથા ઘોડાનોતો શુમાર હતોજ નહી, તે તમામ જંગલ અશબાબે કરી ભરાઈ ગયું હતું. હવે પેલો જરમાશ નામનો ફગફુરચીનનો ભતરીજો પોતાનો ઘોડો ઘણો તેજ અને દોડવામાં પરનદાં મોરગની મીશાલનો રાખતો હતો તેથી ફુરશદ જોઈને એખલો જંગલની તરફ નાહઠો પણ તે જરમાશ નરીમાનની દેહસતે કરી દીવાનાં આદમીની મીશાલ જોસથી ઘોડો દોડાવતો, તે એમ નહી જોતો કે રસતામાં ટેકરો યા ખાડોછે. એ મીશાલ આકલો ધાભરો નાહસતો હતો એવામાં રસતામાં એક સુકાએલાં ઝાડની એક ડાલી ભાગેલી પડેલી હતી તે ડાલની અણી નેજાનાં નોકની મીશાલ બાહાર નીકલેલી હતી તેથી જરમાશનો ઘોડો જે જોસથી દોડયો ગયો તેથી તે ઝાડની ડાલની અણી જરમાશનાં હલકમાં લાગી અને

ઘોડો તો પોતાના જોશમાં દોડતોજ આગલ નીકલી ગયો તેથી જરમાશ પેલાં ઝાહડની ડાલ સાથે લટકાયલો રહી ગયો તે અણી જોરથી તેનાં હલ-કમાં પેઠી તેજ વખત તેનો જીવ નીકલી ગયો. એ રવેશ જરમાશનાં મુ-વાની તેના લશકરમાં કોઈને ખબર હતીજ નહી—શા વાસતે કે સરવે કોઈ પોતાનો જીવ લેઈને નાહાસતા હતા. એ ઉપર શાએર એમ કરીને કેહેછે કે જે કોઈનો વખત નજદીક આવી પોંહોંચ્યો તે વખત મરદી તથા અં-દેશાથી દુર થતો નથી તથા જે કોઈનાં બખતે શીહાઈ પકડી અને મગજ ખુશક થયું યાને જે કોઈનું મોત આવ્યું તેવારે તે મરદ બેસુમાર હોશીઆ-રીથી પોતાની નજર ચારો તરફ રાખે તોબી કશો ફાયદો થાય નહી.

હવે જેવારે પેહેલવાન નરીમાન લડાઈથી ફારેગ થયો અને જે લશકર સાથે શેહેર નજદીક મકાન કરી પડેલો હતો તે શેહેરનો હાકેમ ફગફુરચીનનાં તાબામાં તેની તરફનો હતો પણ તે મરદ ઘણો દાના તથા દુરઅંદેશાનો કર-નાર અને રોશન બખતનો હતો. તેણે જેવારે ચીની લશકર ઉપર શેકસતે ને ઈરાની લશકરની ફતેહ દીઠી તેવારે પોતાના શેહેરનાં જે કોઈ દાનાવ લોકો બોજરગીનાં રાખનારા હતા તેઓને તથા પોતાનાં અમીરોને બોલાવી કેહે-વા લાગો કે તમો દાનાવ લોકોછો વાસતે હું તમોને એક દાનાઈની વાત એ પુછુંછું કે આપણે હમણાં નરીમાનની આજેજી કરયે તો આપણું શેહેરબી આબાદ રેહે અને આપણેબી નરીમાનનાં હાથથી જીવતદાન પામ્યે. તમો સરવે કોઈ નજરે જોવોછો કે એ મીશાલનું જબરદસત લશકર એ નરીમાને બરહમ માર્યું અને એ પેહેલવાન આપણા શેહેર નજદીક પોતાના જાબુલી લશકર સાથે દેરા મારી પડયોછે તેની પછવાડે જેહાંપેહેલવાન કેરશાસપ ભારી લશકર સાથે આવેછે. વાસતે તમે અંનદેશો કરો કે એ નોજવાન નરીમાને ફગફુરચીનનાં બેટા ખાકાન સાથે શું કીધું તથા પેહેલવાન કોલા કે જે ચીનનાં મોલકનો શપેહશાલાર હતો અને જેની તલવારથી આશ-માનબી જીનહાર માંગતો તે પેહેલવાનને એણે શી રવેશ એક તીરે કરી જરી જીન ઉપરથી ખાકમાં નાખ્યો તે વગરે એ નામદારે જે શેહેર ઉપર લડા-ઈની કમર બાંધી તે શેહેરને શી રવેશ આતશે કરી બાલીને ખાક કરી ના-ખ્યાછે. દાનાલોકો ફરમાવી ગયાછે કે લડાઈનો પાયો ઉઠાવવો એ કામ હેરે-મનનાં છે અને તે કરતાં આપણ પાસે લશકર નહી તેમ જોર નહી તેવારે જબરદશત પેહેલવાનો સાથે શી રવેશ લડાઈ કરયે? મને તો બેહેતર એ શુજેછે કે આપણે એ નામદાર સાથે શુલેહ કરયે અને એ પાસેથી જીન-હાર માંગ્યે કે આપણા સર શલામત રેહેશે અને આપની રઈયતબી ખરાબ નહી થશે. પોતાનાં હાકમનો એ શખુન સાંભલીને સરવે કોઈ કેહેવાલાગા

કે એ તરેહથી આપણે મશલત કરી કામ કરયે છૈયે કે જેથી આપણુ સરવે કોઈ અમન પામ્યે પણ આપણા ઉપર આપણો પાદશાહ ફગફુરચીન ગુસ્સે થશે કે માહરા હોકમ વગર તમોએ શુલેહ કેમ કીધી? તે કરતાં તેના બેટા ખાકાંનનો કબીલો એ જગોછે અગર જો તે ઉપર નેગાહ રાખ્યે છૈયે તો મોલકની ખરાબી થાયછે. પછે તમામ અમીરોએ પોતાનાં સરદારની વાત પસંદ કરીને સરવે કોઈ એકઠા થઈ ઘણોક હદીઓ તૈયાર કરી તે શેહેરનાં નામીચા શોદાગરો સાથે પેલો હદીઓ લઈ એક મોટી અનજુમન થઈ શેહરમાંથી બાહેર નીકલી નામદાર નરીમાનનાં લશકરમાં જઈ તે પેહેલવાન નજદીક જમીન ઉપર પોતાનાં સર ધરી શેજદો કરી કેટલીક દુઆ ગુજારી કેહેવા લાગા કે, એ બોજરોગ બુનીઆદનાં પેહેલવાન હમેશા તાહરો યાર તે પાક ઇયિજદાં હોજો અને તું હમેશ ફતેહમંદ રેહેજે, એ રવેશની દોઆ કરીને પછે અરજ કરી આજેજીથી કેહેવા લાગા કે એ શેહેરનો હાકેમ જે ફગફુરચીનની તરફથીછે તેણે હમો શરવ કોઇને તાહરી નજદીક મીનત કરવા મોકલ્યાછે અને તેણે તુને એમ કરી કેહેવાડીયુંછે કે હું તાહરો ફરમાંબરદાર બંદો છું; એ શેહેર ફગફુરચીનીએ પોતાનાં બેટા ખાકાંનને જાગીરમાં આપેલુંછે તેણે પોતાની તરફથી પોતાનાં નાહના બેટા સાથે એ શેહેરને નેગેબાનીને વાસતે મહને રાખેલોછે. તે કરતાં તાહરી નજદીક કાંઈ ખબર છુપી નથી કે એ મોલક ફગફુરચીનનો છે વાસતે તું અવલ ચીનની તરફ જઈ ફગફુરચીન પાશેથી શલાંમી લેઈ આવ. હમોતો શરવે કોઈ તાહરા તાબામાંજ છૈયે. બલકે હમારો જીવ તાહરી નજદીક હાજેરછે યા તુને પસંદ આવતું હોયતો તું હવડાંજ એ શેહેરમાં આવી તમામ ગંજખજાંનો શરવે પોતાના કબજામાં કર, અવલ તું હમો સાથે એક વાતનો કોલ કરે કે હમારા એ શેહેરમાં ઘણાંક બુતખાનાંછે તેમાં બાજે પુતલાં બેકીમત ગોહરોનાં જડાવ સાથે જડી તે ઉપર પાદશાહી ગંજ ખરચ કરેલોછે તે બુતખાનાંને તું નામદાર તથા તાહરા લશકરનાં કોઇ શવાર એલજામ પુગાડે નહી. એટલું શાંભલીને પેહેલવાન નરીમાંને જવાબ દીધો કે મને તમો શાથે કશુ કામ નથી. જેવારે તમો તમારી ખુશીથી આવીને મને મલ્યાતો મારો કોલ એજછે કે તમો તથા તમારાં બુતખાનાંને તથા તમારા શેહેરમાં ફગફુરચીનનાં બેટા ખાકાંનનો કબીલોછે તેને સઘલાં કસી ઈજા એલજામ કરૂં નહી અને કોઈ બીજાને મોજતેહેમ થવા દઉં પણ નહી પણ એ જગો ફગફુરચીનનો ઘણોક ખજાનો સાંભલવામાં આવેછે તે મને બતાવો તે ફગફુરનાં ખજાના સીવાએ એ શેહેરમાંથી રઈયતનું એક તંખું ઘાસબી ઉઠાવવા દઉં નહી તથા કોઇને રંજીદે કરૂં નહી. એટલું કહી તે લોકોને ફેલાશી

દઈ રવાના કીધા ફરી તેઓને કહ્યું કે શેહેરનાં દરવાજા ખોલા રાખજો કે માહરા લશકરને જે કાંઇ જોઇયે તે શેહેરમાંથી ખરીદ કરે, એમ કરી પોતાને દસ્તખતે કોલનામું લખી આપ્યું. પછે પોતાનાં લશકરમાં મનાદી ફેરવીને સરવે કોઇને ખબર કરાવી કે એ શેહેરનાં હાકમ સાથે આપણુને શુલેહ થઈછે વાસતે જે કોઈને કામ કાજ વાસતે એ શેહેરમાં જવું પડે તો જવાને છુટછે પણ ખબરદાર કોઈ કોઈની ચીજ લુટી અથવા કોઇને ઇજા દે તે શખસને શેતાબ શુલી ઉપર ચહડાવીને જીવથી મારીશ. એ મીશાલે ઘણીક તાકીદ કરીને મનાદી ફેરવી. પછે પોતે તે શેહેરમાંથી ખાકાંનનો ખજાંનો બાહેર કહાડયો અને તેમાંથી એક હજાર ઉંઠ ગોહરનાં ભરયાં તે વીગરે બીજો એટલો તો ખજાંનો બાહેર કહાડયો જે તે શેહેરમાંથી બાહેર લાવતાં તરણ મહીના અને ચઉદ દાહડા લાગા ! ગોયા તમામ જેહાંનનો ખજાંનો તે શેહેરમાં ભરી મેલ્યો હતો તથા તે શેહેરનાં બુતખાનાં ગોયા રોશન બેહેશતની મીશાલ સમારેલાં હતાં. એરવેશનું તે શેહેર મોતેબર હતું.

જેવારે જંગી નરીમાને મનાદી ફેરવી તેથી તમામ લશકરનાં લોકો તે શેહેરમાં જઈ તમાશો જોઇ બાજે ચીજો જે જોઈતી તે વેચાતી લેતા અને બાજે ચીજો જે ન જોઈતી તે વેચાતી આપતા, એરવેશ હરરોજ લશકરના લોકો તે શેહેરમાં જઇ તમાશો જોઇ ખુશી થતા આવતા એમ કરતા એક જાબુલી પેહેલવાન કોબાદ નામનો પાદશાહ ફરેદુનનાં ખેશમાંનો હતો તે નરીમાનનાં લશકરમાં શપેહશાલારી કરતો હતો તેણે પોતાનાં બાજે ખેદમતગારોસાથે તે શેહેરમાં જાબજા ફરીને હરેક ગલી તથા શેરીઓનો તથા બુતખાનાંઓનો તમાશો જોતો.હતો પણ કોઈની એટલી તાકાત નહી હતી કે કોઇનાં ઘરમાં યા એવાનમાં પોતાનાં જોરથી અંદર દાખલ થઈને તમાશો જોય પણ નરીમાંનનો જાપતો હતો. એમ કરતાં તે કોબાદે એક બુતખાનું ઘણુક પાકીજે બજાર દરમ્યાન દીઠું તે બુતખાનું નહી પણ ગોયા રોશન બેહેશત હતું. તેની દીવાલ લાજવરદી રંગની હતી, તથા તેનાં દરવાજા શુનાનાં તે ઊપર મોતીનો જડાવ જડેલો હતો. તેનાં એવાંનની અગાશી ખાલેશ રૂપાંની હતી. તેની દીવારોમાં બેશુમાર તાકો હતી તે તાકોનાં તમામ મેહેરાબ ગોહરનાં કોતરી કહાડેલા હતા અને તે તાકોની નજદીક એક હજાર ફાનુંશ સુનાનાં લટકાવી તેમધે બતીઓ રોશન કીધેલી અને તેની નજદીક એક ચબુતરો શંગેમરમરનો બાંધીને તે ઉપર બુત પરશત લોકો બેશી તે જગોનાં પુતલાંની નજદીક સુનાનાં ધુપદાનામાં કશતુરી, કપુર તથા અગરબતી બાલતા હતા. તેની ખુશબોએ કરી તમામ બજાર બેહેશતની મીશાલ ખુશબો ભરેલું હતું. એ મીશાલની જગો જોઇને પેહેલવાન

કોબાદે દેલમાં અંદેશો કીધો કે એ બુતખાનું બાહારથી એ મીશાલ ગોહર-થી જડાવદારછે તે અંદર શી મીશાલનું હશે એ રવેસ અંદેશો કરીને પો-તાના ખેદમતદાર સાથે તે બુતખાંનાં અંદર દાખલ થવા ચાહ્યું તેવાર પેલા બુતપરશત લોકોએ દુરથી પોકાર કીધો કે હમારા ખોદાની જગોછે તેથી તુને એ જગો ઉપર આવ્યાનો હોકમ નથી. તું હમારા ટોલાનો મરદ યાને હમારી નેઆતનો નથી તેથી તુને એ જગો બુતખાના સાથ શું કામ છે ? તેવારે કોબાદે કહ્યું કે તમારા ખોદાની નજદીક હું નહી આવીશ પણ માહરી ખાહેશછે કે એ બુતખાંનાંમાં બાજે જગો ફરીને એ જગોનો તમાશો જોઊં. તેવારે તે લોકોએ કહ્યું કે અગર તાહરી ખાહેશ એ જગો આવ્યાની છેતો અવલ એક કામ કર કે હમો લોકોની મીશાલનું પોતાનું સર તથા દાહડી મુછ બોડાવીને પોતાનું સર બરંને કરી હમારો મહજબ કબુલ કર અને તે પછે એ જગો આવી એ પુતલાની નજદીક તારૂં સર ખાકમાં મેલીને એ ખોદાને શેજદો કર અને પછે એ જગો એવાંન તથા અગાશી ઉપર ફ-રીને તમાશો જો. અગર હમારો મહજબ કબુલ નહી કરેતો એ જગોથી પાછો ફરીને પોતાને મારગે લાગ, હમો તુંને એ જગો ઉપર આવવા દેનાર નથી. જેવારે કોબાદે એવો શોખીના જવાબ સાંભલ્યો તેથી ગોસામાં આ-વી તેજીથી ખંજર ખેચ્યું અને કહ્યું કે એ નાપાક મહજબનાં કાફર લોકો એક તરફ દુર થાઓ અને મને રાહ આપો અગર નહી તો એ ખંજરે કરી તમારાં સર ઉપર લોહીનાં તાજ મેલીશ. એ મેશાલે હેબત દેખાડી પણ પેલા લોકો દરવાજામાં આડા થઈ ઉભા તેવાર કોબાદે તે લોકોમાંથી શોલ જણને માર્યા અને તે બુતખાનાને આડો જરી દેબાનો પરદો નાખેલો હતો તે ફાડી નાખ્યો એ મીશાલની જાસતી જોઈને તમામ બજારનાં લોકો ઉભા થયા અને શેતાબને આશપાશ ફરી વળ્યા અને શોરશાર ફરીઆદ કરતા જંગી નરીમાંન નજદીક જઈ જારી કરી કેહવા લાગા કે તાંહરા કોલ ઉપર અમો નચીંત રહ્યા અને હમો ઉપરતો એ રવેશથી જોલમ થયો તે તમામ હકીકત સાંભલીને નરીમાને શેતાબ એક શપેહશાલારને પોતાનાં ખાશ ખેદમતગાર સાથે મોકલ્યા કે જાઓ એ શેહેરમાં એવડી બેદાદી અને જોલમ કોણ કરેછે ! શું તમો જાણતા નથી કે મેં પોતાને હાથે એ લોકો-ને કોલનામું લખી આપ્યુંછે અને લશકરમાં મનાદી ફેરવી સરવે કોઈને મને કીધેલાછે? અને એવો કોણછે જે શેહેરમાં જઈને એવડો જોલમ ક-રેછે ? વાસતે તે શખસ કોણછે તેને પકડીને સુલી ઉપર ચહડાવવો કે બીજા લોકોને નશીહત થાય એવો હોકમ સાંભલીને જંગી નરીમાનનો ખેદમતગાર તથા પેલો શપેહશાલાર તે લોકો સાથે શેહેરમાં ગયા તાંહાં

જઈને જોયું શું કે તે બુતખાનાનાં દરવાજા ઉપર હજારોહજાર આદમી એ-કઠાં થયલાંછે ત્યાંહાં તે પેહેલવાંન કોબાદ હાથમાં ખંજર પકડીને ઉભેલોછે અને લોકો પોકાર અને જારી કરેછે. કોબાદનાં ખેદમતગારોએ પોતાનાં ખીશાં ભરેલાં અને તે લોકો જે પુતલીને પોતાનો ખોદા કરી કેહેતા હતા તે પુતલીનાં હાથ પાંઉ ભાંજીને ઉંધી નાંખેલી એ મીશાલ જેવારે પેલા બે શખસોએ પેહેલવાન કોબાદનાં હાથથી ખરાબી થયલી દીઠી પણ તે બે શખસો કોબાદસાથે કાંઇ બોલ્યા નહી કે એતો પાદશાહ ફરેદુનનો અતલગ શગોછે પણ નરીમાનનાં હોકમથી આવેલા તેથી નરમીથી પેહેલવાન કોબાદને કે-હેવા લાગા કે તું બોજરગ આદમીનું ફરજંદ થઇને એ રવેશ ગરીબ લોકો ઉપર જોલમ કરેછે તેમ કરવું નહી ઘટે. એ તો નાદાન તથા બેઅકુલીઆદ આદમીનાં કામછે એ કામ તાહરૂં નહી પણ હવેતો બનાવ હતો તે બન્યો પણ એ ચીજથી હાથ ઉઠાવ. હમોને પેહેલવાન નરીમાંને મોકલ્યાછે વાસ્તે તું હમારી સાથે આપણાં લશકરમાં આવ અગર નહીતો તું પેહેલવાંન નરીમાનનાં હાથથી સજાએ પોંહોંચશે; વળી તે કરતાં હમોને પણ હોકમછે કે તુંને પકડીને સુલી ઉપર ચહડાવ્યે પણ તુંતો બુજરોગજાદોછે તેથી તુને જતો મેલ્યે છૈયે, તું એ ફેશાદથી હાથ ઉઠાવીને શેતાબ લશકરની તરફ આવી નામદાર નરીમાંનની નજદીક મીનત કર એટલું કેહેવું કે કોબાદ પો-તાની બોજરગી ઉપર નેગાહ કરીને કેહેવા લાગોકે ઈરાન તથા તુરાનમાં હું જેવો બોજરોગ બીજો કોણછે ? પાદશાહ ફરેદુને મને આજ લગી એક શખુન કહ્યો નથી તો એવો કોણછે કે મને સુલી ઉપર ચહડાવાનો સુખન જેબાંથી બોલે તે કરતાં તમો પાજી માનસ મને રૂબરૂ બોલનાર કોણછો ? શેતાબ માહારી નજદીકથી દુર થાઓ અગર નહીતો તમો બેહુને જીવથી મારીશ. કોબાદથી એવા શોખી ભરેલા શખુન સાંભળ્યા તેવારે તે શખશોએ પાછા ફરીને નરીમાનની નજદીક જઇ તમામ હકીકત કહી કે એતો પા-દશાહ ફરેદુનનો ખેશ પેહેલવાન કોબાદ પોતેછે અને તે જગોએ તેણે ઘણી-એક ખરાબી કીધીછે અને હમોને તો બેસુમાર ગાલ દીધીછે અને કેટલાક નાલાયક શખુન તુને પણ બોલ્યોછે તે માફ કર અને પેહેલવાન કોબાદનો ગુનાહ હમોને બખશ અગર જો તું સજા કરશેતો પાદશાહ ફરેદુન આપણથી આજોરદે થશે અને ગોસો કરશે એ રવેશ મીનત કરવા લાગા તે સાંભલીને નરીમાન ગોસામાં આવી તે બેહુ શખશોને ફરીથી હોકમ કીધા કે એ કોબાદ અગર પોતે પાદશાહ ફરેદુન હોય તો શું થયું પણ શેતાબ એને પકડીને બજારમાં શુલી ઉપર ચહડાવો અગર એ કામમાં શોસતી કરશો તો તમો બેહુને પણ શુલી દેવાડીશ અગર એ વખત હું એને જતો મે-

હુંતો બીજા શપેહશાલાર લોકો માહરો હોકમ બજાલાવે નહી અને સરવે કોઈ બેહેકી જાય એટલું કહી બાજે પેહેલવાંનો સાથે તેઓને મોકલી કોબાદને પકડાવી તેના ખેદમતગારો સાથે શુલીપર ચઢાવ્યો.

તે ઉપર શાએર એમ કરી લખેછે જે જે કોઈ બદખાશીઅતનું આદમી હોય તે ઉપર એ રવેસની શખતી ગુજારે અને દોઆ કરવા લાયકનો મદદ હોય તે ઉપર લેઆંનત વરસાવે. તું જાણુતો નથી કે બદખાશીઅત જે છે તે દેવની મીશાલની છે અને નેક ખાશીઅત જે છે તે ફરેશતાની મીશાલનીછે અગરજો તુંમાં દાનાઈ હોય તો બદખાશીઅતની તરફ વાંકી નજરેથી જોતો ના. એ દુન્યા દરમ્યાન નેકી તથા બદીનો દરવાજો હમેશે ખોલલો રેહેછે વાસતે તું પોતાનાં દીલમાં અંદેશો કરી જે દરવાજામાં તાહરી ખાહેશ થાય તેમાં દાખેલ થા યાને નેકી યા બદી જે તુને ગમે તે કર—નેકી કરશેતો નેકનામ થશે અને બદી કરશેતો આખરે બદનાંમ થશે.

જેવારે એ ખબર જેહાંપેહેલવાન કેરશાસપે સાંભલી કે પેહેલવાન કોબાદે એ રવેસ બેશરમી કીધી તેથી તેને નરીમાંને શુલી દીધો તેવાર જેહાંપેહેલવાંન કેરશાસપ મજલેશમાં બેસી બાગે બોલંદ બોલ્યો કે ઈનિશાફ તથા દાદની રાહ એજછે અગર જો જંગીનરીમાંન પાદશાહ ફરેદુનની મરૂઅતને વાસતે કોબાદને જીવતો મેલતે અને પોતાનો કોલ તોડતે તો નરીમાંન માહરા તોખમનો નહી હતો પણ નરીમાંને પોતાનો કોલ પાળ્યો તેથી મહરા બોજરેગોનાં નાંમને રોશન કીધું. કોલનું તોડવું અને પોંતાની દીનથી ફરવું એ બેચાલ બરાબરછે; વાસતે એ બેહુ ચીજ આશમાંન તથા જમીન કરતાં બોજરગછે—અગર જો તું ગુનાહ તથા બદીનો તોશો કરેતો તેનાં બદલામાં તુને બદીજ હરદમ પોંહોચશે.

. હવે તેજ હફતામાં એક શેકારી મરદ જંગલમાં જે જગો પેલો જરમાશ નાંમનો ફગફુરચીનનો ભતરીજો પેલાં જાહાડ સાથે સીવાઈ રહેલો હતો તે તરફ શેકારને વાસતે જઈ પોંહોંચ્યો તાંહાં જોયશું કે જરમાશ એક જાહાડની ડાહલ સાથે લટકેલો અને તેનાં તન ઉપરથી તમાંમ ગોસત સડીને જમીન ઉપર પડેછે એ રવેશ દીઠાથી તેનાં ફરજંદોને ખબર કીધી તેવારે તેનાં ફરજંદોએ બાજે મરદેઆદમીઓને નરીમાંન પાસે મોકલીને રજા મંગાવી કે તાહરો હોકમ હોય તો તેનાં તંનને લાવીને ઠેકાણે પોંહોંચાડ—તેવારે નરીમાંને રજા આપી તેથી તેનાં તનને લાવીને અગરનાં લાકડાંએ કરી આતશમાં બાલ્યું અને એ તમામ હકીકત જે કાંઈ બની હતી તે પાદશાહ ફગફુરચીન ઉપર લખી મોકલી.

તે ઉપર એ નામનો બનાવનાર શાએર એમ કરી લખેછે કે એ દુન્યા-

માં નાહેક રંજ શા વાસતે આદમીજાદ ખોહેછે—તું જોકે જરમાશ શાહજાદો બેસુમાર ખજાનો તથા ગંજ મેલીને એ રવેશ સખતીથી ગુજરી ગીયો. એ જેહાંનને દાંનેશમંદ લોકોની નજદીક કસી કીમત નથી અને જે કોઈ દાનાવ હોય તે એ જેહાંનનો ગમ હરગેજ નહી ખાય અગર એ જેહાંન તારો ઉપર ગમનો હાંદેશો નાંખે તો તું શબ્બર કરી ખુશીથી રેહેજે યા શબ્બરનાં પાણીએ કરી ગમનાં દાઘને ધોઈ નાંખજે. તુંને એકાએક કાંઈ ગમ પોહોંચે તો તું શેતાબ શરાબ પીજે કે શરાબ પીધાથી ગમ બરતરફ થઈ જશે. જે કોઇ બેહુ જેહાંનનો નેકબખત હોય તેને નાશતો તથા ખાણું ખાધા પછે શરાબ પીને દુન્યાનાં ગમને બરતરફ કરતો રેહેજે. એ જેહાનને એક ખોઆબની મીશાલ જાણીને ખુશીથી શરાબ પીતો રેહેજે કાંય જે તાહરા હાથમાં ખાક સીવાય કાંઈ બીજુ રેહેવાનું નથી.

---

## પેહેલવાંન નરીમાનને પોતાના પાસે જે કાંઈ ગંજ ખજાંનો હતોતે તે શેહેરનાં હાકેમ પાસે અનામત મેલ્યો અને પોતે બીજા શેહરની તરફ રવાના થયો તે હકીકત.

તેવાર પછે શપેહશાલાર નરીમાન એક મહીના લગી તે જગો મકાંન કરી રહ્યો અને જે કાંઈ ફગફુરનાં બેટા ખાકાંનનો ખજાનો તેનાં હાથમાં આવ્યો હતો તે સાથે બીજો બેસુમાર ગંજ બીજી જગોથી પોતે લાવ્યો હતો તે સરવે ગણીને તે શેહેરનાં હાકેમને શોંફ્યો અને જે કાંઈ બીજો અશબાબબી હતો તે સરવે તે જગો મેલીને તેને કહીયું કે જેવારે મારો કાકો જેહાંપેહેલવાંન ફેરશાસપ એ જગો આવે તેવારે એ તમામ શામન તથા ખજાનો ગણીને તેને હવાલે કરજે. એ રવેશ તમામ શામન તેને હવાલે કરીને તાંહાંથી લશકર સાથે કુચ કરી આગલ ચાલ્યો. તાંહાં રાહમાં એક શેહેર ફગશુર નામનું હતું તે શેહેરની નજદીક જઈ દેહેરા માર્‍યા અને લશકર સાથે આશાએશ પકડી તે શેહેરનાં પાદશાહનું નાંમ "ફરશતુ" કરીને હતું તેને ખબર થઇ તેથી તેણે લડાઈનો શામન તઈઆર કીધો તે શેહેરમાંથી બાહેર નીકળ્યો પણ તે પાસે ખજાનો કોતાહ હતો તેથી તેની સાથે ઘણું લશકર નહી હતું. તે ફરશતુનાં લશકરમાં એક પાડો મસત હાથી કરતાં ઉંચો અને જબરદસત હતો. જેવારે ફરશતુની સાંમણે દુશમનની ફોજ આવતી તેવારે તે પાડાને તે લશકર ઉપર છોડી મે-

લતો તેવારે તે જબરદશત પાડો દુશમનનાં લશકરમાં જઈ તમામ લશક-રને ગેરદાપેચ કરી નાંખતો. તે પાડાને પાદશાહ ફ્રરશતુએ બાજે લશકર સાથે આગલ હરોલમાં મોકલીને નરીમાંનનાં લશકર પર છોડી મેલ્યો તેથી તે પાડો હરતરફ દોડતો જતો અને ઈરાંની લશકરને મારતો હતો. તે ર-વેશ ડાહાબી તથા જમણી તરફ દોડીને ઈરાંની લશકરમાં ઘણીક ખરાબી કરવા લાગો તેથી ઈરાની લશકરમાં પોકાર ઉઠયો. જેવારે પેહેલવાન ન-રીમાંને દુરથી તે પાડાને દીઠો કે ઉઠાવમાં મશત હાથી કરતાં ઊંચો અને જોરમાં શીંહ કરતાં જબરદશત તે મગરમછની મીશાલ હોમલો કરી લ-શકરની ખરાબી કરેછે; તેથી શેતાબ પાઉપેઆદે દોડતો આવીને તે જબરદસ્ત પાડાની દુમ એક હાથમાં પકડી અને બીજા હાતે તેનાં શર ઉપરનું શીગડું પકડી એક જોરે કરી તેને ઉઠાવીને જમીન ઉપર હેવોતો પછાડી મારયો કે તેનાં તનનાં તથા હાડકાનાં પુરજેપુરજા થઇ ગયા. એ મીશાલે નરીમાનનો જોર તથા દલેરી જોઈ પાદશાહ ફરશતુનાં દેલમાં હેબત પેદા થઈ અને તેની આંખમાં રોશંન રોજ શીહા રાતની મીશાલ નજર આવવા લાગો તે પોતાના દેલ સાથે અંદેશો કરવા લાગો કે એ શેરની હીમ-તનાં પેહેલવાન સાથે કોણની તાકાદકે મેદાનમાં ઉતરી લડાઇ કરી શકાય એણે ફ્રગફુર પાદશાહનાં બેટા ખાકાંન સાથે તથા તેનાં કેટલાક પેહેલવાનો સાથે શું કીધું કે હું એ સાથે લડીને ફેજ કાહાડીશ? હું એ બલામાં શા વા-શતે પડું ? એ રવેશ અંદેશામાં હતો એવામાં રોજનું તાજું ફુલ કુમલાયું યાને આફ્તાબ ગરબ થયો તેથી તમામ લશકરે પોતપોતાની જગો ઉપર કરાર પકડયો. તેવારપછે પાદશાહ ફ્રરશતુએ પોતાના ખજાનામાંથી કેટલોક ખજાનો તથા હાથી તથા ગોલાંમો તથા બાંડી વીગરે તહરેવાર બાજે હથીઆરો અને બીજે તેવો કેટલોક હદીઓ તૈયાર કીધો.

જેવારે આફ્તાબે અસમાંનની અગાશી ઉપર પોતાનું શર ઉઠાવ્યું યાને બામદાદનો વખત થયો તેવારે પાદશાહ ફ્રરશતુ પોતાના બાજે અમીરો સાથે તે તમામ શામાન લેઈને પેહેલવાન નરીમાનની નજદીક જઈ અવલ દોઆકરી આજેજીથી કેહેવા લાગો કે એ નામદાર પેહેલવાન હમો સરવકોઈ તાહરા ફ્રરમાંબરદાર બંદા છૈયે અગર અમોથી નાદાનીએ કરી તાહરી સાથે શોખી થઈતે તે ગુનાહ તું હમોને માફ કર. એ શેહેર તથા લંશકર તથા ખજાંનો સરવે તાહરોજછે તું હમારો પાદશાહ અને હમો તાહરા ફ્રરમાં-બરદાર બંદા છૈયે તેથી હમોએ શેહેરનાં દરવાજા ખોલા મેલ્યાછે વાસતે તાહરા લશકરને હોકમ કર કે જેને કામ હોય તે ખુશીથી એ શેહેરમાં આવે જાય ને જે કાંઈ દેવું લેવું કરવું હોય તે કરે પણ અવલ તું ફ્રગફુરચીન

પાસેથી શલાંમી લે અને તેને જેર કર, હમોતો સરવ કોઈ તાહરા બંદા છૈયે. એ શખુન સાંભલીને શપેહશાલાર નરીમાને દેલથી ખુશી થઈને તેને કેટલોએક દેલાશો દેઈ તેને પોતાના દેલથી દોસ્ત કરી રાખ્યો અને જે જગો જતો મજલેશમાં બેસતો યા શેકારગાહ જતો તાંહાં પાદશાહ ફ્રરશતુને પોતાથી દુર નહી કરતો ને તે ઉપર ઘણો પ્યાર રાખતો હતો. એમ કરતાં એક દન રાતને વખત પાદશાહ ફ્રરશતુએ શપેહશાલાર નરીમાનને અરજ કરી કહ્યું કે માહરા શેહેરની સરજમીનમાં એક શેર કરવાની જગો યાને એક શેકારગાહની જગો ઘણી ખુબછે તે જગોનાં પાહાડ તથા તમામ જંગલ હરન તથા ગોરખરનાં ટોલાંએ કરી ભરેલુંછે અને ગવજન યાને શાંભર તથા તેવાજ શેકાર હરતરફ ફરતા ફરેછે અને કોઈવાર શેરો તથા ચીતાઓ કમીગાહ કરી શેકારોને મારી પોતાનો ખોરાક કરેછે વાસતે તાહરો હોકમ હોય તો કાલ રોજે બામદાદને વખત આપણે તે જગો શેકારગાહ જઈયે અને તે જગો શેકાર મારીને તાંહાં શરાબ પીઈને આપણે ખુશી કરયે એ મીશાલે તમામ રાત ગોફ્તેગોહ કરતાં અને શરાબ પીતાં ગુજારી.

---

## પેહેલવાન નરીમાન પાદશાહ ફ્રરશતુ સાથે શેકારગાહ ગયો તે હકીકત.

જેવારે રોશનરોજ જાહેર થયો તેવારે પાદશાહ ફ્રરશતુ તથા પેહેલવાન નરીમાન ઘોડા ઉપર સવાર થઈને લશકરનાં બોજરગો સાથે શેકારગાહની તરફ ચાલ્યો. તે દાહડા ઉપર દરાખનાં જાહડોનો મેવો આવવાનો બાહાર હતો તેથી તે જાહડો ઉપર તમામ દરાખ જેમકે પાદશાહી બેકીમત મોતી નજર આવે તે મીશાલ શાફ નજર આવતી અને જમીન ઉપર શબજો શુકાયલો હતો તેથી ગોયા તે સરજમીન ઉપર જરબફ્તર બીછાંનું બીછાવ્યું હોય તે રવેશ નજર આવતી હતી તથા પાહડનાં શર શફેદ અને જંગલનું મોહો જરદ હતું અને તેમાં પેહેલવાન નરીમાનનાં લશકરનાં લાલ પોશાકે કરી તમામ જંગલ ચીનનાં બાજારની મીશાલ નકશદાર નજર આવતું હતું તે શેકારગાહમાં કોલેગ જાનવરો પોતાના શોંજથી પર ઉંચાં કરી નાજ કરતાં હતાં તથા બાજે જાનવરો ઉંચા પાહાડ ઉપર જઈ શંફ્રબંધ ઉડતાં તથા બાજે જાનવરો પાણીનાં ચશમાંમાં તરતાં ફરતાં અને બાજે જાનવરો જાહડની ડાલીઓ ઉપર બેસી બોલંદ આવાજે ખુશ હલકથી શરોદ કરતાં તથા તે જગોનાં પાહાડોની ઉંચે તથા નીચે હરણ તથા ગોરખરો તથા વરૂ તથા શેર વીગેરે ભાંત ભાંતનાં જાનવરોનાં ટોલાં હતાં.

તે જગોની હવા અબરેઆહારનાં દાહડાની મીશાલ ખુશી ભરેલી હતી અને બાજે જાનવરો એક એક સાથે લડીને એક એક ઉપર પોતાની ચુગાલ મારતાં તેઓનાં લોહીએ કરી જમીન ગોયા લાલાનાં ચરમની મીશાલ શોરખ નજર આવતી તથા જેમ લડાઇનાં મેદાનમાં પેહેલવાન લોકો ચીનાઈ જરબફ્તરનાં બખતર પેહેરીને લડાઈમાં દોડે તે મીશાલે ચીતાઓ પોતાના તનનાં જરદ ચામડા ઉપર શીહા બુટા સાથે હરતરફ દોડતા હતા; તથા શીહાગોશ જાનવરે હરનનો દુમબાલો પકડેલો અને જંગલી શગની દેહેશતે કરી શશલા પશીનામાં ગરકાવ થઈ નહાસતા હતા તથા હેખશ જાનવરની પછવાડે સીહાં દુમબાલો કરી તેહેનાં લોહીએ પોતાની ચુગાલ અકીકની મીશાલ શોરખ કીધી હતી. એ મીશાલનાં શેકારગાહમાં પેહેલવાન નરીમાન પોતાનો શીહા ઘોડો શફેદ બાજની મીશાલ હરતરફ દોડાવીને તીરે કરી શેર તથા વરૂને જમીન ઉપર નાંખતો અને કોઈવાર તલવારે કરી ચીતાનાં તંનનાં બે ટુકડા કરી નાખતો અને કોઇવાર ગોરખર તથા હરણનાં શરને કમદનાં ફાંદામાં લાવી જીવતાં પકડતો અને જે જગો શેર તથા ચીતા તથા વરૂને જોતો તેઓને શેતાબ મારીને એમ કેહેતો કે આબાદ શેહેરમાં જાલેમ પાદશાહોનું શું કામછે ?--યાને હેવા પાકીજે શેકારગાહનાં જંગલમાં હરામનાં જાનવરો નહી જોઇયે. તે હરતરફથી દરંદા જાંનવરોને મારતો. એમ કરતાં બશો વરૂ તથા હેંશી શેર માર્યા અને તેનાં ખુનેકરી જમીનને રંગદાર કીધી ! એ પછી કરતાં જેવારે પેહેલવાન નરીમાન ઉપર ભુખે ગલબો કીધો તેવારે એક બોલંદ ઝાડની નજદીક પાણીનો ચશમો હતો તાંહાં તેનાં છાંયા નીચે બેશીને શરાબની જામ ઉઠાવવા અને શરોદનાં અવાજ સાંભલવા લાગો તાંહાં એક તરફ ગોરખરનાં કબાબ આતશ ઉપર થતા હતા અને બીજી તરફ પેહેલવાન લોકોનાં હાથમાં શરાબની જામો ઉઠાવેલી અને કાંન શરોદનાં આવાજ ઉપર ધરેલા. એ રવેશ જંગલનાં દરમ્યાન ખુશીથી મજલેશ સમારીને તમામ લશકર સાથે પાદશાહ ફ્રરશતુ અને પેહેલવાન નરીમાન આશાએશથી બેઠા બેઠા મોજ મારતા હતા.

---

## લડાઇ કીધી પેહેલવાન નરીમાને ચોરો સાથે અને મારયા ગયા ચોરો નરીમાનનાં હાથ ઉપર અને તેઓનો કીલ્લો લીધો તે હકીકત.

તે જગો પાદશાહ ફ્રરશતુનાં મુલકની શરહદ હતી અને તે જંગલમાં એક ડજ ઇઆને વાંકો કીલ્લો હતો તે ડજ ઉપર ચોર લોકોનું રેહઠાણ

હતું અને તે ડુંગર બોલંદીમાં ઘણો ઉંચો હતો. જેવારે પેહેલવાન નરીમાનનાં મગજમાં શરાબનો જોશ આવ્યો તેવારે તે ડુંગરની તરફ નેગાહ કરીને પુછયું કે એ દુરથી જે ડુંગર નજર આવેછે તે કોણનાં તાલુકામાંછે ? તેવારે પાદશાહ ફરશતુએ પોતાના દીદામાં પાણી લાવીને કહ્યું કે પાકજાદ બોજરગ બુનીઆદનાં પેહેલવાન એ ડુંગર ઉપર શાહાઠ આદમી ચોર લોકો રેહેછે પણ તેમાંનો એક એક ચોર શાઠ શાઠ દેવ કરતાં બદશુરત અને જોરાવરછે તે લોકો શેરનેતો ગોયા ગોશપંદની મીશાલ પકડીને તેનું શર તનથી ઉખેડી નાખેછે તેઓની દેહેશતથી એ જંગલમાંનાં શેર તથા દરંદા જાંનવરો પણ તે પાહડની નજદીક જઈ શખતા નથી હેવા નાપાક એહેરેમંનની મીશાલનાં જોલમગાર ચોરો તાંહાં રેહેછે. તેઓ જંગલમાંથી માહરાં હજારો ગાઓ તથા ગોસપંદ તથા ઘોડાઓનાં ટોલાં હાકી લેઈ જઇને બાજે બીજા શેહેરમાં વેચીને તેનાં પૈસા કરેછે તથા ઘણાંક ભારી કાફલા મારીને તેઓનો માલ મતા તથા ગોહર તથા શુનું રૂપું એ જગોએ એકઠું કીધુંછે. એ ચોરોને મારવાનો મેં ઘણોબી ચારો કીધો પણ એ કીલલા ઉપર જવાની રાહ ઘણી તંગ તથા પેચદાર અને અગવડીછે તેથી કોઈથી એ પાહાડ ઉપર ચહડી શકાતું નથી. એ નાપાકો એ ડુંગરની રાહ ઉપર હમેશો બેઠક રાખીને રાહ મારેછે તેથી એ માહરા મોલકની રઇએત ખરાબ થઇ ગઇછે. શોદાગર લોકોથી મારા મોલકથી બીજા મોલકની તરફ જઇ શકાતું નથી. એ નાપાક ચોરોનાં હાથથી ઘણાંક આદમી બેગુનાહ માર્યાં ગયાછે અને એઓની દેહસતે કરી રાત દીન માહરી આંખમાં ખુશ બોઆબ આવતો નથી. એ તમામ હકીકત તે ચોર લોકોની સાંભલીને પેહેલવાન નરીમાંને પાદશાહ ફરશતુને કહયું કે તું પાક યજદાંને યાદ કર હું તુંને તે અંદેશાથી છોડવું અને એ પાહાડને જમીન બરાબર કરી નાંખું કે ખોદાની ખલક એ જગો ઉપર થઈને બેદેહેશત આવે જાય. એટલું કહીને ચેઆલીશ પેહેલવાંનોને કહયું કે તમો તે પાહાડ નીચે કમીગાહ કરીને બેસો અને જેવારે માહરો પોકાર તમારા કાનમાં આવે તેવાર તમો શેતાબ એ પાહાડ ઉપર ચહડી આવજો. એટલું કહી તે પેહેલવાનોને તમાંમ હથીઆર સાથે કમીગાહમાં રાખીને પછે પોતે નરીમાંને પોતાના તનમાં બખતર પેહર્યું અને તે ઉપર જીવની લેનાર તલવાર બાંધી તે ઉપર એક જરી શાએઓ પાંઉ લગી લાંબો પેહર્યો અને શર ઉપર જરી પેચો લપેટીને પાદશાહી એલચીનો લેબાશ લીધો અને તે પાહડની તરફ શેતાબીથી ચાલ્યો તે કીલ્લા ઉપર ઘણીક મેહેનતથી ઉંચો ચઢયો તેને જોઈ પેલા ચોર લોકો પોકાર મારી કેહેવા લાગા કે એ કમબખત તું કોણછે? અને એવડો શેતાબી કરીને એ પાહાડ

ઉપર શાવાસતે આવેછે? તું કોઈ દીવાનો મરદછે? યા તાહરી અજલે તાહરી ઉપર શેતાબી કીધીછે? એ શખુન સાંભલીને નરીમાંને આયસતે રહી જવાબ દીધો કે હું પાદશાહ ફરશતુનો એલચીછું એ જંગલમાં પાદશાહ બાજે લશકર સાથે શેકારગાહ આવ્યોછે તેનું નામું તમારા શાહેબ ઉપર લાવ્યોછું. જેવારે તે ચોર લોકોએ તેનાં શરપેચ તથા જરી શાઓઓ તનમાં પેહરેલો દીઠો તેવારે જાણ્યું કે કોઈ એલચીછે પણ તેનાં ફરેબથીતો બેખબર હતા. જેવારે નરીમાન તે પાહદની શખત રાહ ઉપરથી ફરાખ જગો ઉપર તે લોકોની નજદીક જઈ પોંહોંચ્યો તેવારે તેનો પોકાર મારીને શેતાબ તલવાર ખેચી. તેનો આવાજ પેલા જાબુલી પેહેલવાંનોએ સાંભલ્યો તેજ વખત તેઓ પણ પોકાર કરતા તે પાહાડ ઉપર ચહડી ગીયા. પેલી તરફથી તમામ ચોરોબી શેતાબ એકઠા થઈને લડાઈ કરવા લાગા તેથી તે બોલંદ પહાડ ઉપરથી શેશતાબેજનો પોકાર ઉઠ્યો પછે નરીમાને હોકમ કીધો તેથી તે પેહેલવાનો ચાર તરફથી શફ સંમારીને ઊભા અને જાબુલી પેહેલવાંનોએ બેસુમાર તીર મારયા તેથી તમામ હવા શીહા નજર આવતી હતી તેથી ગોયા તે ઝાલા ઉપરથી તે ચોરો ઉપર લોહોડાનો વરસાત વરસતો હતો. અને ગારમાં રહી નીચેથી ચોરો જાબુલીઓ ઉપર પથરનો વરસાદ વરસાવતા હતા પણ તે ચોરલોકો આખેર જાબુલીઓનાં હાથ ઉપર મારયા ગયા તે જગો ઉપર ફરીને જોય શું કે બેસુમાર ગંજખજાનો જમાવ કીધેલો અને ઘણી એક નાદેર ચીજો મેલવેલી હતી તેમાંથી જે કાંઈ પેહેલવાન નરીમાનને ખુશ લાગી તે ચીજ પોતે લીધી અને બાકી તમામ ખજાંનો પાદશાહ ફરશતુને બખશ્યો અને હોકમ કીધો કે ઘણાંક બેલદારો બોલાવીને એ ડજને ખાક સાથે બરોબર કરી નાખે કે ફરીથી કોઇ ચોરો જગોએ મકાનકરી રાહ નહી મારે. એ રવેસ હોકમ કરી ફરશતુના શેહેરની તરફ આવી મકાન કીધો.

હવે પેલીતરફ ફગફુરચીનનાં શપેહશાલાર જરમાશ તથા પેહેલવાંન કોલા ઈરાનીઓની લડાઈમાં મારયા ગયા તે ખબર ફગફુર પાદશાહને થઈ તેથી ઘણોક દલગીર થયો અને તેનાં તને બેકરારી પકડી અને એક હફતા લગી માહેતમમાં બેઠો તેવાર પછે પોતાનાં ખાશ લશકરનો શપેહશાલાર નંગીતાશ નામનો હતો તેને શેતાબ બોલાવ્યો અને નવેશરથી લડાઇનો શામન તયાર કરીને જાબુલી લશકર ઉપર કમર તંગ કીધી.

---

# લડાઈ કીધી નરીમાંને તંગીતાશ પેહેલવાન સાથે તે વગેરે બીજી હકીકત.

પછે લડાઇનાં કરનારા અને તલવારનાં મારનારા જે કોઈ દલેર પેહેલવાંનો હતા તેઓને ચુંટી કાહડયા અને તે હજારોહજાર લશકર ઉપર બે શરદાર પોતાનાં અતલગ ખેશ હતા તેઓને મલ્યા અને તે બે શપેહશાલારોની સાથે તે લશકર આપીને ફરમાવ્યું કે તમો જેહાંપેહેલવાન કેરશાસપની મોકાએલ જઇ ને તેનાં શરને તનથી કાપીને નેજા ઉપર ચહડાવી માહરી નજદીક લાવો. એ રવેશ હોકમ કરી તે ફોજને કેરશાસપ ઉપર મોકલી તેવાર પછે બીજું બેશુમાર લશકર તૈયાર કરી ફરમાવ્યું કે પેહેલવાન તંગીતાશ સાથે નરીમાન ઉપર જાય અને તેનાં તંનને ખાક સાથે બરાબર કરી નાંખે. એ રવેશ હોકમ કરીને લશકરને રવાના કીધું. એ ખબર એકાએક પેહેલવાન નરીમાનને થઈ કે ફગફુરચીનીએ બેશુમાર લશકર નવે શરથી તૈયાર કીધું છે તેથી શેતાબ નરીમાંને એક શાંઢણી શવાર પોતાનાં કાકા જેહાંપેહેલવાંન ઉપર મોકલ્યો અને તેને ખબર કરાવી કે ઘણીક જબરદસત ફોજ ફગફુરચીનની તાહરી ઉપર જોશથી દરીઆવની મોજની મીશાલ ચાલી આવેછે તે ફોજ એટલીતો છે કે તેનાં એક છેડા ઉપરથી આકાબ જાનવર ઉડે તો બે મહીને બીજા છેડા ઉપર જઈ પોહોંચે એટલું બેઅંનદાજે લશકર છે અને તે વગેરે બીજી ફોજ માહરી ઉપર મોકલીછે તે ફોજનો તો શુમારજ નથી પણ જાણશો એવી ખબર લાવ્યા છેકે તે ફોજમાં ચેઆલીશ હજારતો હાથી લોહાંડાંની પાખર સાથેના છે એવી ફોજ માહરી ઉપર આવેછે તેથી હું આજ રોજે એ જગોથી કુચ કરી દરમજેલ તે લશકરને શાંમણે કુચ કરી જાવુંછું. વાસતે તું પોતાની હોશીયારીમાં રેહેજે. વળી તાહરી ઉપર લશકર આવેછે તે ફગફુરે હોનર કરીને મોકલ્યુંછે જે ઉગટ રાહે આવેછે તે ફગફુરે આપણએ ઉપર જબરદસ્ત લશકર જુદું જુદું મોકલ્યુંછે વાસતે રાતને વખત જંગલમાં તલાયા મેલી હોશારી રાખજે સબબ હવડેની લડાઇ શખત નજર આવેછે પણ હકનાલાની મદદથી હું પોતેજ તેને સાંમે જાઉંછું ને કોશેશથી તે ભારી લશકર સાથે એક લડાઈ કરી જોઉછું કે કોણને એ આશમાંન યારી દેછે. એ મીશાલ તમાંમ ખબર કેરશાસપે કેહેવાડી. જેવારે તે શાંઢણી શવાર કેરશાસપની નજદીક જઇ પોંહોંચ્યો અને કેરશાસપને તમામ હકીકત કહી તે સાંભલીને જેહાંપેહેલવાંને નરીમાનનો ગમ ખાધો કે નરીમાંન સાથે જુજવી ફોજછે યાને થોડું લશકરછે અને ફગફુરનાં બેશુમાર લશકરની શામે જાયછે આફરીનછે એ નામદાર

બેટાની હીંમત ને દલેરી ઉપર. એ રવેશ પોતાનાં દીલ સાથે કહીને પછે તેજ શાંહણી શવારને હોકમ કીધોકે તું શેતાબ પાછો ફર અને નરીમાનની તરફ જા અને તેને માહરી તરફથી જોબાની પેગામ કેહે કે એ નામદાર બેટા, તું એ બેશુમાર લશકર તથા એ લડાઈથી કશો અંદેશો ના રાખતો તું પોતે હીમત પકડીને મરદાંનગીથી કામ કરજે તું રાત દીન ઘણો શરાબ ના પીતો અને હોશારી રાખી પોતાનાં લશકરને જાલવતો રેહેજે. અગર એ કરતાં દશ ઘણું લશકર દુશમનનું લડાઇ તથા કીનાં ભરેલું થઈ આવે તોપણ તું પોતાની મરદાંનગીએ કરી જેમકે એક મોરગને મારી લે તે મીશાલે આશાનીથી મારી તેને લેજે. એ વખત નામ ઉઠાવ્યાનો છે તેથી હેવું કરજેકે તાહરી નામદારી કેઆમતનાં દાહડા લગી રેહે. હું પણ તાહરી પછવાડે આવી પોંહોંચ્યુંછું. એ રવેશ કહીને તેને શેતાબ પાછો રવાના કીધો અને પછે શેતાબ પોતાનાં લશકરમાંથી શાહાઠ હજાર જંગી સવાર લડાઈનાં કરનારા ચુંટી કાંહડીને નરીમાંનની મદદે મોકલ્યા એવામાં એક એલચી છુપ્યું નાંમુ લાવ્યો અને અરજ કરી કેહેવા લાગો કે મને શેતાબ જેહાંપેહેલવાંન કેરશાસપ સાથે મેલવો તેવારે જેહાંપેહેલવાંને એશારત કીધી કે તે એલચીને માહરી નજદીક લાવે તેથી તેને લેઈ જઇ હાજેર કીધો તેવાર પછે તે એલચી કેહેવા લાગો કે ફગફુરચીનીનો શપેહશાલાર હમણાં લશકર સાથે આવેછે તેણે મને એક નામું આપીને તાહરે પાસે છુપ્યો મોકલ્યો અને જોબાંની પેગાંમ એમ કરી કેહેવાડયોછે કે હું હમણાં ગરદન ઉઠાવીનેલડાઈ તથા કીનાં ભરેલો થઈ તાહરે ઉપર ઘણોક જોશ કરતો આવીશ પણ. એ જેહાંપેહેલવાન હું તાહરો ફરમાંબરદાર બંદોછું તેથી હું તાહરી પાસે જીનહાર માંગી લેઉંછું વાસતે તું અવલ પોતાનાં ઈરાની લશકર સાથે આવીને હમારા લશકરની બહીગુનગાહ ઉપર તુરત છાપો મારજે કે હું ડાહાબી તથા જમણી તરફ મકરથી લડાઈ કરતો ફરીશ બલકે લશકરની હીમત મેલાવીને લડાઇનો પુરો હોકમપણ આપીશ નહી. જેવારે જેહાંપેહેલવાને એ રવેશ તે શપેહશાલારને પોતાનાં દેલથી દોસત જાણ્યો તેવાર ખુશી થઇને દેલની મોહબતથી તે ઉપર જોબાંની દોઆ કીધી અને કહેવાડયું ને ઘણીક ઉમેદ આપીને દેલાશો દીધો તેમ તે એલચીને ઘણોક નવાજ્યો અને તે જગો હોશીયારીથી લશકર શમારયું. એક હાથી જેહાંપેહેલવાનની શવારીનો રૂપાની મીશાલ શફેદ હતો તે ઉપર શુનાની પાખર નખાવી અને ગોહરનાં જડાવનું તખત તેની પીઠ ઉપર બંધાવી જંગી કેરશાશપ પોતે હાથી ઉપર શવાર થઈને પોતાનાં લશકરમાંથી બાહેર નીકલ્યો કે ચીની લશકરનો શુમાર કાહાડે તાંહાં જઇને જોયશુંકે તમામ જંગલ લશકરે કરી ભરાઈ ગયુંછે અને હરતરફ રંગબેરંગનાં

દેહેરા મારેલા અને સરવ કોઈ પોતાની જગો ઉપર મેશલ દરમેશલ ફોજ સાથે પડેલાછે. જેવારે ચીની લશકરનાં તલાયાઓએ જેહાંપેહેલવાનને મેદાનમાં એખશો દીઠો તેવારે સરવકોઈ એકઠા થઈ એક જગો ઉપર જેહાંપેહલવાન સાથે લડાઈ કરવા લાગા. તેવારે જેહાંપેહેલવાને પોતાની શવારીનો ખાસ હાથી તે ઉપર જોરથી રેલાવ્યો અને બે પેકાનનાં તીર ઉપર હાથ નાંખીને તે અવલ કમીન ઉપર ચહડાવ્યો અને એક જોરાવર શખશની ગરદન ઉપર એવાતો હોનરથી મારયો કે જેમ ખંજરનાં જખમે કરી ગરદન ઉપરથી શર ઉડી જાય તે મીશાલ તેનાં શરને કાપી નાંખ્યું. બીજા તલાયા શવારોએ એ મીશાલ દીઠું તેવાર દલેરીથી હાથમાં ખંજર પકડી જેહાંપેહેલવાનનાં હાથીનાં પેટની નીચે આવીને ચાહયું કે અવલ હાથીને મારી તેની પીઠ ઉપરથી કેરશાસપને નીચે નાંખે તે જોઈ જેહાંપેહેલવાને શેતાબ તલવાર ખેંચી અને હાથીને ઉપરથી વાંકો વાલીને એક જખમ એવોતો તેનાં શર ઉપર મારયો કે તેને ઘોડા સાથે ચાર ટુકડા કરી નાંખ્યો. જેવારે તલાયાઓએ એમીશાલ શેશતાખેજની લડાઈ દીઠી તેથી તેજવખત પોતાની લગામ ફેરવીને તાંહાંથી નાહઠાએ તરફ જેહાંપેહેલવાંન ઘણો અજોરદે થઇ મેદાનમાંથી પોતાનાં લશકરની તરફ પાછો ફરયો કે આજ રોજે કોઈ માહરો, હમનબરદ મેદાનમાં આવ્યો નહી અને નાહાક બેચારા તલાયાઓ મરાયા ગયા. પછે પેલા જે બે તલાયા જેહાંપેહેલવાનનાં હાથ ઉપર માર્યા ગયા હતા તેઓની સાથે મેદાનમાંથી ચીની લોકોએ ઉઠાવી લેઈ જઈને પોતાનાં શપેહશાલારની નજદીક મેલી તે તલાયાઓનાં જખમ જોઇ ફગફુરનાં પેલા બે શપેહશાલારો જે લશકરસાથે આવેલા હુતા તેઓનાં દેલ દેહસત ભરેલાં થયાં કે એ રવેશનાં જખમ જે શખસ મારે તેની લડાઈમાં કોણની તાબેશ રહે? પછે તે બે શપેહશાલારોએ પોતપોતાનાં લશકરમાંથી એકએક શાંઢણી શવાર કહાડી તેઓને નામાં આપીને પેલા તલાયાઓનાં તન તથા તેનાં ઘોડાને ઉઠ ઉપર બાંધીને ફગફુરચીનની નજદીક મોકલ્યા અને નામામાં લખ્યું કે કોણ કેહેછે કે કેરશાસપ બુઢો અને શોસન થયોછે? તેનાં તીર તથા તલવારનાં જખમ તું પોતાની નજરે જોઈ વીચાર કે આજલગી કોણ પેહેલવાંને તીરનાં પેકાંને કરી પેહેલવાનોનાં શરને તનથી કાપી નાંખ્યાંછે? અને કોણ મરદે એરવેશ તલવારનાં જખમે કરી પેહેલવાનોને ઘોડા સાથે ચાર ટુકડા કરી નાખ્યાછે. એ રવેશ બુઢો કેરશાસપ કામ કરેછે; અને તેની સાથે ઇરાંની લશકરબી ઘણુંક બેશુમાર છે. તે લશકરબી તમામ લડાઇને વખત જાન આપે યા જાન લે તેવું છે. તેનાં લશકરનાં લોકો લડાઈની વખત એવાંતો કામ કરેછે કે જેહુનનાં દરીઆવમાંથી ગરદન ઉઠાવીને સાતમાં અસમાન સાથે પોહોંચાડેછે. જેવારે

તે લોકો પાંઉપેઆદે થઈ મેદાનમાં આવેછે તેવારે ગોયા મેદાનમાં મસતી ભરેલા હાથી તથા ચીતા દોડે અને મસ્તી કરે તે મીશાલ ફેશાદ ઉઠાવેછે અને જેવાર તે લોકો મેદાનમાં શફ મારીને ઉભા રેહેછે તેવારે જાણેકે એક લોહોડાંની દીવાર બાંધી હોય એવાં લશકરનો શપેહશાલાર કેરશાસપ છે. એ પાદશાહ અગર તું તે કેરશાસપને નજરે જોયતો તેનાં દબદબાની દેહેસતે એક હફતા લગી બેહોશ થઈ મુરદાની મીશાલ પડી રેહે એવી તેની દેહેશતછે. પણ તું બોલંદ તાલેનાં અને રોશનબખત પાદશાહનાં બખતને જોરે હમોને હકતાલા ફતેહમંદી નવાજશે શા વાસતે કે તું પાદશાહ સરવ પાદશાહો ઉપર બાજરેગછે તેથી માહતાબબી જાણે તુને શેજદો કરે એવો તાહરો દબદબોછે. એ મીશાલે નામું લખી એલચીને પોતાનાં પાદશાહની તરફ રવાના કીધો જેવારે રાતનો વખત થયો અને માહાતાબે પોતાનાં શફેદ નુરે કરી જમીનને જેબદાર કીધી તેવારે બેહુ લશકરમાંથી ઘાંટનાં અવાજ નીકલ્યા અને તલાયાઓ આગલ પછવાડે ફરવા લાગા અને તમામ રાત બે લશકરે લડાઈનો શામન તૈયાર કીધો તથા બાંમદાદની જંગ માટે શુર ચહડાવ્યું.

---

## લડાઈ કીધી જેહાંપેહેલવાન કેરશાસ્પે ચીની લશકર સાથે તે હકીકત.

જેવારે રોશનરોજ જાહેર થયો તેવારે બેહુ તરફના લશકરનાં દલેરો હથ્યાર બાંધી લડાઈને વાસતે તૈયાર થયા અને મેદાનમાં આવી શફ મારી અને પીતલની કરનાએ અને ઘાંટનાં આવાજ નીકળ્યા; અને લશકરનાં દલેરો ધરપકડનાં આવાજ મારવા લાગા તેની ધરપકડથી જમીને બેકરારી પકડી અને જમાંનો જુમબેશમાં પડયો હતો. તે વખત ગોયા આદમીનાં લોહીએ કરી તમામ જમીન મજીઠનાં દરીઆવની મીશાલ મોજ મારવા લાગી. અને પેહેલવાનોની કોલાહ લોહીમાં ગરક થવા લાગી; તથા તલવારો સવારોનાં શર ઉપર મોતનો વરશાદ વરશાવતી હતી, નેજાની નોક કલેજાનું લોહી ચાખતી હતી તેથી લડાઈનાં પેહેલવાંનોનાં દેલ તથા આંખ નાઉમેદ થઇને નાસવા ઉપર રગબત કરતી અને સરવકોઈ લશકર સાથે લડાઈ નહી કરતા પણ ગોયા પોતાનાં મોત સાથે લડતા હતા, તથા હાથીઓ પોતાની શુંઢને પેચ દેઈ જંગી પેહેલવાનોની ગરદન ઉપર કમંદની મીશાલ નાખતા હતા. એવી લડાઈમાં જેહાંપેહેલવાન કેરશાસપ પોતાની શવારીનાં હાથીને હરતરફ દોડાવતો અને બેશુમાર આદમીઓનાં દેલ તીરે કરી શીવી લેતો અને હાથમાં નેજો પકડીને ચીની લશકરના શરમાં હોમલો કરતો તાંહા શવારોને નેજાની

નોકે કરી ઉઠાવીને ઉડતાં મોરગની મીશાલ ઉંચે હવા ઉપર ફેંકી નાંખતો હતો; પછે ચીની લશકરની કલબગાહમાં લડાઈને વાસતે જોશથી દાખલ થયો કે તે લશકરનાં બે શપેહશાલારોને મારે. એવો અંદેશો કરી લશકરની શફ ફાડીને એક શરદારને નેજાએ કરી જેમકે ઓકાબ જાનવર કબુતરને ઉઠાવી લે તે મીશાલ ઊઠાવી લેઈ જોરથી જમીન ઉપર મારયો, તેથી તેનાં તનને રેજેરેજ કરી નાખ્યું એ મીશાલે ઘણાંક પેહેલવાનોને મારયા અને જે તરફ હોમલો કરીને હાથી રેલાવતો તે તરફથી ચીની લશકરનાં ટોલે ટોલાં મારી જમીન ઉપર નાંખતો અને ચીની લશકરનાં શવારો કેરશાસપની નજદીકથી ઘોડા ફેરવી નાહસતા હતા. એમ કરતાં આફતાબે પોતાનો જુંડો નીચે ઉતારયો ને રાતનો વખત થયો તેથી બેહુ તરફથી લડાઇની દોમન કોટા થઇ અને બન્ને લશકર મેદાનમાંથી પાછાં ફરયાં અને હરતરફથી શવારોએ પોતપોતાનાં મકાન ઉપર આવી આશાએશ લીધી અને લશકરની આસપાસ ખબરદારીને વાસતે તલાયાઓ ફરવા લાગા પણ ચીની લોકોને ઇરાનીઓની એવીતો દેહેશત લાગી હતી કે તે લોકોએ કમર નહીં છોડી અને તમામ રાત કોઇ આશાએશથી સુતું નહી.

---

## બીજી મરતબે લડાઈ કીધી જેહાંપેહેલવાન કેરશાસ્પે ચીની લશકર સાથે તે હકીકત.

જેવારે રોશન આફતાબે આશમાનનાં મેદાનમાં જરી જુંડો ઉડાવ્યો તેથી તમામ શેતારાઓનું લશકર નાહશી ગયું અને જમીને જરીબખતર પેહેર્યું યાને રોશન રોજ જાહેર થયો તેવારે બન્ને લશકરમાંથી કીનાનાં નગારાંના આવાજ નીકલ્યા અને લશકરના પેહેલવાનોએ ઘોડાની પીઠ ઉપર શવારી કીધી અને બે તરફનું લશકર કીનાંને વાસતે મેદાનમાં આવી મસ્ત શેરની મીશાલ દલેરી ભર્યા પોકાર કરવા લાગું. જેના પોકારથી મેદાન તમામ ધુજવા લાગું. એક તરફથી એલમાશનાં લોહોડાંની તલવારો પેહેલવાનનાં શર ઉપરની ટોપ ઉપર લાગતી તેની ચકાચકીનો આવાજ જેહાનમાં ફરી વલતો અને દેલાવર શીપાહીનાં બખતરની કડીઓમાંથી લોહીનાં ફુવારા જારી થતા તો બીજી તરફથી હાથીઓની શીહા શુંઢનાં પેચની દેહસતે કરી જંગલનાં શેર ડરીને નાહસવા લાગા એ મીશાલ લશકર લોહીમાં ગરક હતું. એ રવેસની લડાઇ એક હફતા લગે જારી રહી પણ આખર ચીની લશકર ઉપર જેહાન તંગ થઈ યાને ચીની લશકર લડાઈથી આજેજ થયું. તેવારે ચીની લશકરમાં કેટલાક જાદુગરો હતા. તેઓ શેતાબ પાહાડ ઉપર જોઇને તાંહાં

જાદુઇને જોરે બેશુમાર ઉડતા શાંપ ઈરાંની લશકર ઉપર વરશાવા લાગા અને તેની સાથે સખત પવન તથા બરફ એવું તો વરશાવા લાગું કે તેની તાહડે કરી જંગલનાં જાહાડોબી ધુંજવા લાગાં તેથી તમામ ઈરાની લશકર આજેજ આવી ગયું અને શફેદ બરફ જે વરશતું તેની થંડીએ કરી સરવ કોઈનાં હાથપાંઉ લાકડાંની મીશાલ સખત થઈ ગયા અને બેશુમાર ગીરદે કરી શરવ કોઇ ગોયા આંખે આંધલા થઇ ગયા તેમાં પેલા ઉડતા શાંપો આવીને પેહેલવાંનોની ગરદન ઉપર વલગીને ગોશ ઉખેડવાં લાગા તેથી તમામ ઈરાની લશકર આજેજ થઈ ગયું અને શેકસતે ખાવા લાગું ! એ ખબર જેહાંપેહેલવાન કેરશાસપને થઈ કે ફલાણાં પાહાડ ઉપર ઉભા રહીને ચીની લોકો જાદુઈ જોરે એ તમામ આફત વરસાવેછે તેજ વખત કેટલાક જાબુલી પેહેલવાંનોને શેતાબ તે પાહાડ ઉપર મોકલીને તે નાપાક જાદુગરોનાં તન ખંજરે કરી કપાવ્યા તેજ વખત પેલો શખત વાય તથા શાંપ સરવે નાપેદા થઈ ગયું અને તે જાદુગરથી જેહાન પાક થઇ.

તે ઉપર એ નામાનો બનાવનાર શાએર એમ કરી કેહેછેકે જે શખસ ઉપર જેહાનનાં પેદા કરનાર હકતાલાની મેરબાંની હોય તે શખસ ઉપર જાદુઈ તથા દેવ શું કરી શકે ? અગર તાહરા મુદઈ એક મરતબે તમામ જેહાંનનાં લોકો થાય પણ જેવાર તાહરો યાર પાક પરવરદેગાર છેતો તે તમામ દુશમનથી શું થનાર છે ?

જેવારે તે જાદુઈનું તોફાંન નાપેદા થયું તેજ વખત જેહાંપેહેલવાન પોતાની શવારીના હાથી દોડાવીને ચીની લશકરની નજદીક પોકાર મારતો ગયો ને આવાજ મારી કહ્યું કે એ નાપાક નામરદ લોકો તલવાર મારવાથી અને જોર દેખાડવાથી આજેજ આવ્યા તેવારે એ રવેસ જાદુઈ તથા હીલા કરો છો ? અગર તમો લોકોમાં દલેરી હોય તો મેદાંનમાં નીકલી તલવારને જોરે મરદી કરી દેખાડો. લડાઈનાં હોનરથી આજેજ થઈને એ રવેસ જાદુઈને જોરે હવા ઉપરથી સાંપ તથા બરફ તથા વંટોળ્યો શા વાસતે વરસાવોછે ? લડાઈનાં મરદોની નજદીક જાદુઈનાં શાંપ તે પેચદાર કમંદછે તથા છુટભાલડી તે બરફછે અને તીર તે શખત વા છે અને જબરદશત પેહેલવાન તે પોતે જાદુઇનો કરનારછે! એએ નાપાકો જાદુઈ શું છે ? જાદુઇતો પેહેલવાન લોકોની તલવારમાં છે તમોએ તો પાહાડ ઉપર જઈ છુપા થઇ બેશીને જાદુઈ કીધી પણ હું હવે મેદાનમાં જાહેર રીતે પોતાના ગોરજે કરી જાદુઈ દેખાડુંછું. એ રવેશે કહીને કશમ ખાધા કે કશમ પાક પરવરદેગારનાંથી હું તમોને બાગેબોલંદ કેહુંછું કે હવે એ લડાઇનાં મેદાનમાંથી તમો લોકો પોતાના જીવને શલામત લેઇ જશો નહીં. એટલું કહીને તે લશકરનાં શપેહ-

શાલાર ઉપર હોમલો કરી તેની કમર ઉપર નેજો મારી શેતાબ જીન ઉપ-રથી ઉઠાવી જોરથી જમીન ઉપર મારયો; પછે ઇરાની લશકરને હોકમ કીધો કે હવે નામ ઉઠાવવાનો વખતછે વાસતે પોતાના શરને કીનાંથી જોશ ભરેલાં કરી હાથમાં તલવાર તથા ગોરજ પકડો અને મરદાંને મરદની મીશાલ દલેરી કરો. અગર જો મને બુઢાપાએ એ રવેસ સોસત નહી કીધો હતે તો હું એખલો એ લશકરને મોકાબેલ ઉભો રહી જવાબ દેતે પણ હવે માહરી તબીએત મારા હાથમાં રહી નથી. એ શખુન સાંભલીને બે તરફનાં લશકરે પોતાના દેલ મોત ઉપર ધરયાં. બન્ને તરફથી તીરનો વરશાદ જારી થયો. જેવારે તીરની લડાઈ તમામ થઈ તેવાર પછે સરવકોઇએ નેજા ઉપર હાથ નાંખ્યા અને નેજાની લડાઇ કીધા પછે કીનાની લેનાર તલવાર ઉપર હાથ નાંખીને શખત લડાઈ કીધી. પણ આકેબત ચીની લોકોનો દાહડો બરગસતે થયો તેથી સરવકોઈ નાઉમેદ થઈ નાસવા લાગા, તેની પછવાડે ઈરાની લશકરે દુમબાલો કીધો અને શખતીથી કીનો લેતા હતા. એમ ક-રતાં તે લશકરનાં મુકામથી તે પચાશ કોશ લગી આદમી તથા ઘોડા તથા બીજો તમામ અશબાબ પાએમાલ થતો હતો. તે ચીની લશકરમાંથી ઈ-રાનીઓએ એકસોને સાહાઠ હાથી જરી ઓહોદા સાથેનાં જીવતા પકડયા તથા રંગબેરંગ દેહેરા તથા તલવાર તથા બખતર વીગેરે ઘણોક અસબાબ પરાગંદે થઈ પડયો હતો તે તમામ એકઠો કીધો. તે શાંમાંન એકઠો કરી રહ્યા પછે તેમાંથી જે કાંઈ નાદેર ચીજ હતી તે ચુંટી કાહાડીને પાદશાહ ફરેદુન ઉપર મોકલીઅને બાકી તમામ લશકરને બખશીશ કીધી તેવાર પછે પોતાના જંગી ને બેશુમાર લશકર સાથે કુચ કરી જેહાંપેહેલવાન કેરશાસ્પ શાહનશાહ ફગંફુરચીનીની લડાઇમાં આગલ ચાલ્યો.

---

## રાહમાં મોલાકાત થઇ જેહાંપેહેલવાન કેરશાસ્પને તવંગર દેહેકાંની સાથે તે હકીકત.

રાહમાં આગલ ચાલતાં જંગલમાં એક ગામડું દીઠું તે આસપાસ ખેતીવાડી તથા બાગબગીચા ઘણાક હતા. તે ગામનો એક પટેલ હતો તેને ખબર થઈ કે જેહાંપેહેલવાન કેરશાસપ એ જગોં આવી પોંહોંચ્યો. તેજ-વખત તે પટેલ પોતાના ગામડાંમાંથી કેટલાક લોકોને બોલાવી દહીનાં મ-ટકા શર ઉપર લેઇને કેરશાસપની શાંમે એશતેકબાલ ગયો અને જેહાંપે-હેલવાનને ઘણીક મીનત કરીને પોતાના ગામમાં બોલાવી લાવ્યો ને એક મીજલશ શમારી તેણે જેહાંપેહેલવાનનાં તમામ લશકરને જીઆફત આપી

તાંહાં એક હફતાલગી શરાબ તથા રામશગરોનાં આવાજ જારી રેહતાં હર-રોજ નવી નવી મીજલસ સમારતો. જેવારે હફતો તમામ થયો તેવાર પછે સરવ કાઇને પાદશાહી લાયકનો હદીઓ આપવા લાગો તેથી જેહાંપેહેલવાન કેરશાસપ અજબ રહીને પુછવા લાગો કે એ દેહકાંની મરદ પાસે એટલી તો દોલત તથા માલમતાછે જે પાદશાહી ગંજ કરતાંબી જાદે નજર આવેછે. તેવારે તે દેહકાંની કેહેવા લાગોકે; હું ખેતીવાડી તથા ગોશપંદોની પર-વરેશ કરીયાથી માયા પુંજીવાલો થયોછું એ ખેતીવાડીનાં બાબમાં એમ કરી કેહેછે કે જે કાઇ પાંચવરશ લાગુ ખેતીવાડી કરેતો તેમાં તેનાં ચાર વરશતો રંજમાં જાય પણ પાંચમે વરશે તે ખેતી આગલાં રંજનું ફલ આપે. તે કરતાં આગલા બોજરગો એમ કરી ફરમાવી ગયાછેકે ખેતીનો કરનારો થોડા દાહડામાં માતબર થાયછે. એ જેહાંપેહેલવાન કેરશાસપ એ ગામડામાં માહરા કરતાં કોઇ બીજો માતબરે નથી અને એ જગો કોઇ માહરાં સગાં તથા ખેશ પણ નથી. માહરી પાસે માલ ખજાનો ઘણોછે હું જે કાંઈ પેદા કરૂંછું તે એ અંશરતથી ખાઉંછું અને ખાતાં પીતાં વધેછે તે રાખુંછું એ દુનીઆ રેહેવાની નથી તેથી હુંબી રેહેવશ નહી એવોઅંદેસો કરી માલ-મતા ખાઇ પીઇને પાદશાહોની મીશાલ એશ કરૂંછું. જે કોઇની પાસે દો-લત ખજાનો હોય અને તે શખસ ખાય નહી તથા સારો પોશાગ પેહેડે નહી તેવારે તે શખસને મુફલેશ તથા દરદ ભરેલા ફકીર કરતાં બદતર જાણવો બલકે એ જેહાંનનો કમબખત તેને કેહેવો શજાવાર છે કે જે પાસે દોલત હોય ને ખાય નહી. તમામ ખુશી તે શખસને છેકે જેણે જે કાંઈ દુનીઆમાં પેદા કીધું તેમાંથી બે હીસ્સા પોતે ખાય અને એક હીસ્સો બખશેશ કરે અને એક હીસ્સો રાખે તેનું કામ બે જેહાંનમાં રાશત આવેછે. એ ફરતી દુનીઆ ગોયા એક જાહાડની મીશાલનીછે અને એ જાહાડને બે જાતનાં ફલ લાગેછે તેમાં એક જેહેરી અને બીજું પાવજેરી એવા ફલ લાગેછે; તથા દુનીઆં આદ-મીની નજરમાં રોશન બેહેશતની મીશાલ આવેછે પણ જેકોઇ દાનાં મરદ દેલની આંખે કરી એ દુનીઆને જોયછે તેવારે તો એ ગોયા બદશુરત દેવની મીશાલની નજર આવેછે. એ દુનીઆનાં કાંમબી સેહેતાનની મીશાલનાંછે. એ ફરતો આશમાન અવલ દશ ઘેરનાં ખાનદાન વેરાન કરેછે તેવારે એકનું ખાનું આબાદ કરેછે પણ તેને પણ હમેશા આબાદ રેહેવા દેતો નથી ને કેટ-લોક વખત ગમ તથા દરદ ભરેલું કરેછે.. એ દરમ્યાનમાં બે તન હમેશા ખુશછે તે બે તરફ ગમને રાહ નથી તેમાં પેહેલો જે શખસ દાના તથા દુર-બીન હોય. બીજો જે શખસ અકલ તથા દાંનાઈ ખોહી દીવાનો મરદ હોય એ બે શખસ દુનીઆનાં ગમથી અજાદછે. એ જેહાંપેહેલવાન કેરશાસપ હું

એ ગાંમડાનો પટેલછું અને એ ગામ માહરા તાલુકામાં છે પણ મારૂં વતન તથા માહરો બાપ ઈરાની હતો અને માહરી મા જાબુલની હતી તેઓની પીઠથી હું પેદા થયલોછું; પણ શેતારાની ચાલથી હું પોતાનાં માબાપનો વાકો થયા પછે ઈરાનની તરફથી ફરતો ફરતો એ જગો આવી લાગો અને મેં એ ગામમાં પાક નઈયત રાખીને ખેતીવાડી કીધી તેથી ચીનનાં પાદશાહે એ ગામનો તમામ તાલુકો મને આપી એ જગોનો પટેલ કીધોછે; તેથી હું એ ગામનાં લોકોને પોતાના ખેશ ફરજંદ મીશાલ પ્યારા કરી જાણીને આબાદ રાખુંછું. પણ એ નામદાર તું તો ચીનનાં પાદશાહ ઉપર કીનાંથી લડાઇને વાસતે આવ્યોછે તેથી તું ચાહે તો એ ગામડું લુટીને આતશે કરી ખાલી વેરાન કર યા મેહેરબાન થઈ ગુનહાર બખશીને આબાદ રેહેવા દે. એ શખુન સાંભલ્યાથી જેહાંપેહેલવાનને તે દેહેકાંની ઉપર મેહેરબાની આવી; તેથી તે ઉપર દોઆ કરી કહ્યુંકે એ જગો હમેશાં આબાદ રેહેજો અને તું એ જગોની શેરદારી એજરવેશ એશ અશરતથી કરજો. એ રવેશ દેલાશો દેઈ તે દેહેકાંનીને ઘણોક નવાજીને બામદાદને વખત તે જગોથી કુચ કરી તેણે લશકર મંજલ દર મંજલ આગલ ચલાવ્યું.

જેવારે તે ગામથી જેહાંપેહેલવાન આગલ ચાલ્યો તે એક મંજેલની રાહ ઉપર જઈ દેરા મારી આશાએશ કરે શુંકે પેલા દેહેકાંનીનું નામું જેહાંપેહેલવાન ઉપર આવ્યું, તે નામામાં એમ કરી લખેલું હતું કે એ જાબુલ જમીનનાં પાદશાહ હું બુઢા આદમી ઉપર મેહેરબાંની કરી કરમબખશેશ કર કે માહરી એક બાંડીછે તેની ખુબશુરતી પરીનાં કરતાંબી ઘણીછે, તેનું કદ બાગનાં શરવ કરતાં શીધુંછે. તેની આંખ હરણની આંખનીઉપર મશખરી કરેછે તેનાં રોખશારા જોઈને શરમથી આફતાબ પે.તે પાણીમાં પડીને બેકરાર રેહેછે, તેનાં જોલફાંનાં પેચની અદેખાઇથી શીહા શાંપ પેચ ખાયછે, તેનાં લબ એવાતો લાલ છે કે તેનાં જોયાથી લાલ તથા પરવાલાં શરમાઈને પાહાડનાં દેલમાં છુપા થઇ બેઠાંછે. તેનાં તનની શફેદી જોયાથી માહતાબનાં દેલમાં ડાગ બંધાયછે, તેનાં મીઠા આવાજ ઉપર બુલબુલ રશક લાવીને બાગમાં જઇને ફુલની નજદીક પોકારીને અફસોસ કરેછે કે એવો ખુશ આવાજ મારો પણ નથી. એવી તે બાંડી ખુબી ભરેલીછે. તે બાંડી માહરા બુઢાપાને વખત ગોયા માહરી વાંકી પીઠને શીધી કરનાર લાકડવાઇછે યાને હું છું તો બુઢો પણ તેનાં રોશન દીદાર જોયાથી પોતાને જુવાન કરી જાણુંછું. તે માહરી બાંડીને તારા લશકરનો કોઈ શવાર ફરેબ દેઈને છુપી પોતાની સાથે લઈ ગયો તેથી હું બુઢાપાના વખતમાં નામોરાદ થઈ હરદમ જારી તથા બેકરારીમાં પડયોછું, વાસતે તું પોતાની હમેશની બોજરગી ઉપર નેગાહ

રાખીને એ વખત માહરી દાદ લે તો ગોયા તેં મને ઉંડા ગારમાંથી બાહેર કહાડયો એમ જાણીશ. ઓ નામદાર પેહેલવાન તે બાંડીની તજવીજ કરી માહરી નજદીક મોકલી દેજે, અગર તું ફરમાવે તો એક બાંડીની જગો સો બાંડી બીજી તમામ જેવર સાથે સમારીને તાહરી ખેદમતમાં મોકલું. તું મેહેરબાન થઈને તેને એ તરફ મોકલે ને હું તેનાં દીદાર જોઉં તો તું એમ કરી જાણજે કે ગોયા મુરદાંને ફરીથી જીવ બખશ્યો તેં મીશાલ. હું ખુશાલી ભરી હાલતમાં આવીશ. એ રવેશનું નામું તે દેહકાંનીએ લખી મોકલ્યું. તે નામું નવીશનદાએ જેહાંપેહેલવાનની નજદીક વાંચ્યું. તે હકીકત સાંભલીને જેહાંપેહેલવાન ઘણો નાખુશ થયો તેણે તેજ વખત પોતાનાં લશકરની જોશતેજો કીધી પણ માલુમ નહી પડી જે ફલાણાં દેહેરામાં તે બાંડીછે. એમ કરતાં કેરશાસપનાં ગોલાંમોમાં એક ખાશ ગોલામ હતો તેણે તે બાંડીને ફરેબ દેઈ પોતાની સાથે લાવીને જેહાંપેહેલવાન કેરશાસપનાં દેહરાની પછવાડેના પરદામાં છુપાવી રાખેલી હતી. જેવારે જેહાંપેહેલવાને પુરતી તજવીજ કીધી તેવારે તે ગોલામ તથા પેલી બાંડી છુપ્યાં લશકરમાંથી બાહેર નીકલીને ચીનની તરફ નાહસવા લાગાં. એ ખબર કોઇએ આવીને જેહાંપેહેલવાનને કીધી કે ફલાણે રસતે તાહરો ફલાણો ગોલામ તે બાંડીને લેઇને ચીનની તરફ જાયછે. તેજ વખત શવારો દોડાવીને તે બેહુને પકડી મગાવ્યાં; પણ તે બાંડીએબી મરદનો પોશાગ પેહેડેલો અને બાજુ ઉપર તીરનો ભાથરો લટકાવેલો તેથી માલુમ નહી પડતી કે એ ઓરતછે. પછે જેહાંપેહેલવાને પોતાનાં જામદાખાનામાંથી બાલાદસત કોબાએ મંગાવીને તે બાંદીને પેહેડાવી અને કેટલાંક બેકીમત ગોહરેકરી તેને તેં આગલ હતી તે કરતાં દશ ઘણી જેબદાર કરીને તે બુઢા દેહેકાંનીની નજદીક મોકલી. પછે હોકમ કીધોકે પેલા ગોલામને મેદાનમાં અરધો જમીનમાં ઘાલીને તીરંનદરાજી કરે કે ફરીથી કોઈ બીજો એવાં ફેલ નહી કરે. એ રવેશ તે ગોલામનેં જીવથી મરાવ્યો. પછે તે જગોથી કુચ કરી લશકર સાથે ફગનશુર શેહેરમાં દાખલ થયો તાંહાં આરાએશ કરી રાહાનો રંજ દુર કીધો પણ જે દાહડે જેહાંપેહેલવાન કેરશાસપ સ્તે ફગનશુર શેહેરમો દાખલ થયો તેની આંગલ એક હફતામાં પાદશાહ ફરશતુ પેહેલવાન નરીમાનને કેટલીક મંજેલ મેલવા ગયો હતો; તેપણ તેજ દાહડે શેહેરમાં આવી પોંહોચ્યો. તેજ વખત જે કાંઈ શામન ઘાસ કાઠી વીગરે મોકલી દીધી અને પછે પોતે કેટલોક હદીઓ નજરાણા તરીકે લેઈ જઇને નજર કીધો. તે હદીઆમાં એક ગાવ શુનાની બનાવેલી હતી તે ગાવનાં તન ઉપર તમામ યાકુતનો જડાવ જડેલો હતો અને પાદશાહી મોતીની પાખર તેનાં તન ઉપર નાખેલી

તથા તેનાં પેટમાં ખાશ કશતુરી ભરેલી તથા રેહાંનની શુરતનું મોરજાનનું નાજુક જાહાડ તથા કનેરની મીશાલનાં જરીન ફુલ તેનાં બેહુ શીંગડાંની અંદર જડત કીધેલાં હતાં. એ મીશાલની શુનાંની ગાવ જેહાંપેહેલવાનને નજર કરીને કહ્યું કે એ ગાવથી હમોને ઘણી મોબારક ફાલ નજર આવેછે અગર શેતારાની ચાલથી વરશની નેક ફાલ જોવા ચાહયે તો એ ગાવથી તમામ નજર આવેછે વાસતે એ ગાવને ઘણીક તજોમલથી રાખજે. એટલું કહી જેહાંપેહેલવાન ઉપર દોઆ કીધી કે એ ગાવનાં તન ઉપરનાં મોતી તથા યાકુતની મીશાલ તું શરવ કોઈને પ્યારો હોજે અને એનાં તનમાંની કશતુરીની મીશાલ તાહરા નામની ખુશબો તમામ આલમમાં શોહરત ભરેલી મશાહુર રેહેજો તથા એના રેહાનનાં જાહાડ મીશાલ શીંગડાંછે તે મીશાલ તાહરૂં શર શબજ રેહેજો તથા એનાં રંગીન ફુલની મીશાલ તાહરા રોખશારા હમેશા લાલ રેહેજો. એ મીશાલ દોઆ કીધી તે ગાવ જેહાંપેહેલવાને કબુલ રાખ્યા પછે તે બંને નામદાર એક મજલેશ શમારીને શરાબ પીવા બેઠા.

---

## જેહાંપેહેલવાંન કેરશાસ્પ બુતખાનાનો તમાશો જોવા ગયો અને તે જગોનાં બુતપરશતોને યજદાંની રાહ દેખાડી તે હકીકત.

એ મીશાલ ત્રણ દાહડા લગી શરાબ પીઈને રામશગરને તંબબોરાનાં આવાજ શાંભલવાની જોકમાં રહ્યો અને ચોથે દાહડે શેહેરનો તમાશો જોવા નીકળ્યા અને તમામ શેહેરમાં ગલીએ ગલી તથા બજારે બજારો ફરવા લાગા. તાંહાં જોય શું કે હરેક જગો તરેહવાર ભાંત ભાંતનાં બુતખાનાં દીઠાં. તેમાં એક બુતખાનાનું શાદુ શંગેમરમરનાં પથરનું દીઠું તેનાં દરવાજા તમામ શુનાનાં હતા તે ઉપર બેસુમાર મોતીનો જડાવ જડેલો. તેમાં એક ગુમબજ ઘણો બોલંદ અબનુશનો બનાવેલો હતો, તે અંદર તથા બાહેર સુનાંની શમેદાનીમાં રૂપાની મીશાલની શફેદ બતીઓથી રોશન કીધેલી. તાહાં હજારો હજાર શુનેરી ધુપદાંનાંઓમાં અગર તથા અગરૂબતીઓ તથા કપુર તથા કશતુરી બલતી હતી. તે ગુમબજ નજદીક એક થાંભ લાજવરદી ઉભો ઉઠાવી તેની ઉપર ખાલેશ સુનાંનો એક મોરગ બેસાડેલો હતો. જેવારે તે જગોની શમેદાનીમાંથી એક ચરાગ બુજાઈ જતી તેવાર તે મોરગ શેતાબ પેલા થાંભ ઉપરથી ઉઠી જઇને પોતાની ચાંચેકરી તે બતીને ઉઠાવી બીજા ચરાગ સાથે લગાડી રોશન કરી પાંછી તે શમેદાનમાં બેશતો હતો. તે થાંભ નીચે એક હોજ રૂપાંની બનાવેલી-હતી. તે નજદીક

એક ઘર રોશન બેહેશતની મીશાલનું સમારીને તે અંદર એક પુતલી યાકુતની બેશાડીને તેનાં સર ઉપર પાદશાહી તાજ મેલ્યું હતું. તે પુતલીનાં તનમાં લેબાશથી પાદશાહી પેહેડાવેલો હતો. તેને દાંનાવ મરદની મીશાલ દોજાનું કરાવી અદબથી બેસાડેલી હતી તેની આસપાસ બુતપરસતો પોતાનાં સર બહરેને કરી દાહડી તથા મુછ બોડાવી હાથબકશ કરી અદબથી ઉભેલા હતા. જેવારે તે લોકોએ જેહાંપેહેલવાનને દુરથી આવતો દીઠો તેવારે શેતાબ તેની નજદીક દોડતા આવી સરવ કોઈ શલામ કરવા લાગા. તેમાં એક બુઢો મરદ હતો તેને કેરશાસપે પેલી પુતલીની વાતો પુછી કે એ પુતલી શી ચીજ છે અને એ જગો એરવેશ સમારીને શા વાસતે બેસાડીછે? તમો એની આસપાસ ગોલામની મીશાલ હાથબકશ કરીને શાવાસ્તે ઉભા છો. તેવારે તે બુઢા મરદે જવાબ દીધોકે એ જેહાંપેહેલવાન એ પુતલી નથી પણ એતો હકતાલા પોતે આશમાંન ઉપરથી ઉતરી આવીને એ જગો મુકાંમ કરીને બેઠેલાછે. હમો લોકો એની ખેદમતમાં એટલા વાસતે ઉભા છીએ કે એ ખોદાતાલા પાસે જે કંઈ મોરાદ માંગ્યે છે તે શેતાબ તેજ વખત મોરાદ પોંહોંચાડેછે. એ શખુન સાંભલીને જેહાંપેહેલવાન હસવા લાગો પણ આખર ગોસો કરી કહેવા લાગો કે એ નાદાન અકલના તથા હોશથી ગુમ થયલા લોકો તમો એટલા શું ગુમરાહીથી દીવાના થઈ ગીયાછો કે એક સુરત પથરની કે જેમાં કશી વાતની તવાંનાઈ મલે નહી અને જેની સુરત કારીગર લોકોએ બનાવીછે જેનેથી નજરે જોવાય નહી કે નહી કાંને શંભલાયે કે નહી પાંઉએ ચલાય તથા નહી હાથે અશારત થાય તે ખોદા કેમ હોય? એથી નહી જગો ઉપરથી સસડાતું અને એમાં કશી વાતની દાનાઈ તથા તદબીર તથા હોશ છેજ નહી તો હવે એ ખોદા કેમ થયો. એ શેતાનની રાહપર ગુમ થયલા દીવાના લોકો ખોદાતાલાનો જેહાનનો પેદા કરનાર પરવરદેગારછે કે જેની બરાબરીનો કોઈ બીજા દાના તથા તવાના છેજ નહી. તે શાહેબે આશમાનો ઉપર આશમાન પેદા કીધાં. અને પાણી ને જમીન બનાવ્યાછે. તેણે આફતાબ તથા માહતાબને આશમાન ઉપર ચાલ આપી ફરતા કીધા અને તમામ ખલકને એક પાણીના કતરાથી પેદા કીધીછે અને શરવ કોઈને રાજી મુકરર કરી આપીછે. અગર તે ચાહેતો એક શખસને રોટીનો ઉમેદવાર કરે અને અગર ચાહેતો તમામ જેહાનની પાદશાહી બખશે. તેનો કેહર તથા મેહેરબાની એ રવેશની છે. તેણે તમામ પેદાએશને જાહેર કીધી અને પોતે બેમાલુમ ગેબ રહ્યો છે. એ અણસમજુ લોકો એ બુત પરસતીનો રવાજ એ એક મોટા દરજ્જાના પાદશાહના વખતમાં શીત નાંમનો પેગંમબર હતો તેથી ચાલુ થયોછે. જેવારે

તે નામદાર પાદશાહનો વાકો થયો તેવારે શીત પેગંમબરના હોકમથી એક પુતલું તે પાદશાહના જેવીજ આબેહુબ સુરતનું બનાવીને તેને તમામ પાદશાહી લેબાશ પેહેરાવી તેનાં શરે ઉપર જડાવદાર તાજ મેલીને એક ઘર રોશન બેહેશતની મીશાલ આરાશતે કરીને તે જગો ઉપર બેસાડી અને શરવ કોઇ જેમકે તે નેકનામ પાદશાહની પરશતેશ કરતા હતા તે મીશાલ પુતલીની પરશતેશ કરવા લાગા, તેથી એ રવૈયો ચાલ્યો છે તેજ રવૈયો આજબી રહી ગયોંછે કે હરએક જગોનાં પાદશાહનો વાંકો થાય છે તેવારે તેની મોહબતને વાસતે તેનાં ખેશ લોકો એક પુતલી તેની સુરતની બનાવી બેસાડી તેની પરશતેશ કરેછે. પણ જે કોઈ જેહાંનનાં શાહેબને જાણે નહી તે નાપાકનું રવાન દોજખમાં જાયછે. એ સાંભલીને તે બુઢો મરદ જેહાંપેહેલવાનને કેહેવા લાગો કે એ નેક ખશલતનાં પેહેલવાન તાહરો ખોદા કેઈ નીશાનીનો છે અને તેની દીન મહજબ કીયોછે તે મને કેહે તેવારે કેરશાસ્પે જવાબ દીધો કે જાહેર તથા બાતેનમાં એકાનથી જાણજે કે યજદાં તે એક પોતે બેનેઆજછે કે જેણે પોતાની કુદરતે કરી આશમાનને અલગ વગર થાંબે ઉભો રાખી તે ઉપર શેતારાનો જડાવ જડયોછે. તે શાહેબે આપણુ આદમી જાદનાં ગોહર પેદા કીધાં અને આપણાં તન તથા જીવને એક આશના કીધા. તે બે ઉપર અકલને શરદારી આપીછે. તેણે જે કાંઈ રાશતીથી પેદા કીધુંછે તેથી બેહુ જેહાન તેની સાહેબી ઉપર ગુવાહ છે અગર જો તેની પાદશાહી તુંને યાદ આવેતો તમામ જેહાનનાં પાદશાહોની પાદશાહી બરબાદ જાય તથા તેની દીનની રાહ તું પુછેછે તો હરએક ગુનાહથી પહરેજ કરવીને તેનાં તાબામાં રહી નેકી કરવી ને જોલમ તથા જુઠું બોલવાથી દુર રેહેવું તેમ દાદ ને ઈનસાફની રાહ ઉપર ચાલવું તે તેની દીનછે. જેવારે અવલ તું તેની હસ્તીથી વાકેફ થાય તેવાર પછે તું તેને એક શાહેબ કરી જાણે તથા કેઆમતનો દાહડો તથા હીશાબ સુમારનું પુછવું તથા ચેનવદપુલની નજદીક જાવું તે જગો પોતાનાં ગુનાહ તથા શવાબનો હેશાબ આપવામાં પોતાનાં નેક ફેલ સીવાય બીજો કોઈ શેફારસનો કરનાર નથી. તાંહાં શવાબની પુંજી સીવાય કોઈ બીજી દોલત કામ આવતી નથી. એ તમામ વાતને બેશક કરી જાણવી. જેવારે એ તમામ શખુન જેહાંપેહેલવાનની જોબાનથી તે બુઢા મરદે સાંભળ્યા તેવારે તે બુઢાએ હોકમ કીધો તેથી તમામ લોકો એ જેહાંપેહેલવાનની દીન કબુલ કીધી અને સરવકોઈએ બુતપરશતીરાહ ઉપરથી દેલ ફેરવ્યાં. પછે જેહાંપેહેલવાને પોતાનાં લશકરમાં ફગપુરની લડાઈનોં નવો શામન તૈયાર કરાવ્યો.

---

# લડાઇ કીધી નામદાર નરીમાને ફગફુરચીન સાથે અને ફતેહ પામ્યો પેહેલવાન નરીમાન શાહનશાહ ફગફુરચીન ઉપર તે હકીકત.

હવે પેલી તરફ જેવારે ફગફુરચીને પોતાના શપેહશાલારોને પોતાના ભારી લશકરસાથે પેહેલવાન નરીમાન મોકાબેલ મોકલવા તૈયાર કરયા. ફગફુરચીનની દરગાહનાં દરવાજા ઉપર હજારો હજાર લશકર પડયું રેહેતું તથા તેનાં તાબામાં અગ્યારસો ને સાહઠ પાદશાહ રેહેતા હતા, પણ તે તમામ પાદશાહો ફગફુરના બેશ હતા. તે પાદશાહોમાંથી ચારસો પાદશાહોને પોતાના ખાશ મેહેલની નજદીક શુનાની કરનારો તથા શુનાનાં નગારાં સાથે હાજર રાખેલા તથા તેનાં તાબામાં ત્રણસોને છત્રીશ કીલ્લા તમામ પાદશાહી ગંજ ખજનાંએ ભરેલા હતા. હરરોજ તે ફગફુર ખાણું ખાવા બેસતો તેવારે તે પોતાના શોફરા ઉપર ઘણાંક મરદેઆદમી સાથે ખાણું ખાવા બેશતા. જેવારે લડાઇમાં નીકલતો યા શેકારગાહ જતો ત્યારે તાંહાં પોતાના બેશોમાંથી સાત શખસોને પોતાની મીશાલનાં પોશાક તથા કોલાહ તથા ઘોડા તથા બીજો સરવે અશબાબ એક જાતનો પેહેડાવીને પોતાની સાથે રાખતો, શા વાસતેકે કોઈ એકાએક પાદશાહ ફગફુરને પીછાણે નહી. તેની દરગાહમાં એક એક કોથડી અબનુશી રંગની બનાવીને તેમાં શુનેરી નોબતો હાજર રાખેલી તે નોબતોમાંથી શીતેર નોબતોનાં આવાજ બામદાદ લગી કરતા તેથી તે શેહેરનાં લોકો હોસ્યાર રેહેતાં. પાંચશો પાંચસો શવારોની પચાસ ટુકડી તે શેહેરને અંદર રૈયતની પાશબાનીને વાસતે ચોકી ફરતા તેથી રાતને વખત કોઈ આદમી પોતાના ઘરમાંથી બાહેર નીકલતા નહી અને સરવ કોઈ પોતપોતાના ઘરમાં બેફકર આશાએશથી જોક કરતા હતા. એ રવેશ ફગફુરચીન ઘણોએક દબદબો રાખતો હતો. તે જેવારે પેહેલવાન નરીમાનની લડાઇથી આજેજ આવ્યો તેવારે પોતાના ગંજનો દરવાજો ખોલીને પોતાના લશકરને લડાઇનો શામાન બંધાવ્યો પછે હોકમ કીધો કે જે કોઈ પાદશાહો આપણે તાબેના હોય તે તમામ પોતાના લશકરસાથે આવી શેતાબ હાજેર થાય પછે હાથીઓની પીઠ ઉપર ભારી નકારાં નખાવીને લડાઇનો. શાંમન સાથે બેસુમાર લશકર તૈયાર થવા લાગુ અને હરએક ચીનનાં મોલકથી લશકર આવી પોહોચ્યું: તે લશકરબી કેવું કે તેજ તલવાર તથા ગોરજથીતો ડરેજ નહી ! અને મોતની તો મશખરી કરતું હતું કે મોતનાં આપનારા તો હમો છૈયે. એવું જબરદશત લશકર હતું, તે શીપાઇઓની પીઠ ઉપર રંગબેરંગી ઢાલો હતી

તેનાં ચલકારે કરી તમામ જંગલ તથા પાહાડ ગોયા ચીનનાં બાજારની મીશાલ નજર આવતું તથા તે લશકરમાં એટલાતો જુંડા ઉઠાવેલા હતા કે તેનાં શાહેયાએ કરી આફતાબની ઢંકાઈ ગયો હતો, તે લશકરનાં હાથમાં એટલાતો નેજા તથા છુટભાલડી હતી કે જાંણે ગોયા તે જંગલ વાંશનાં જાહાડનું હતું—તેવાર પછે એક શફેદ હાથી ઉપર યાકુતનું શુનાંમાં મઢાવેલું તખત મંડાવીને તે ઉપર પાદશાહ ફગફુરચીન પોતે બેઠો અને ગોહરનાં જડાવની કોલાહ પોતાના શર ઉપર મેલી તે ઉપર તાઉશનાં પરનું છતર ઉભું કીધું તે ઉપર પાદશાહી મોતીઓની લરો લટકાવી હતી તે છતર તેનાં શર ઉપર ફરતું હતું અને તેનાં હાથીની આગલ એક જુંડો રોશન આફતાબની મીશાલ ઉડતો હતો..તે જુંડાનાં કપડાં ઉપર પીલેશફેદની શુરત ચીતારેલી હતી પાદશાહ ફગફુરનાં તખત ઉપર એક પુતલી તમામ શરથી તે પાંઉ લગી બેકીમત ગોહરની બનાવેલી અને તેનું તખત કેરબાનું તથા તાજ મોતીનું હતું તે પુતલીને પાદશાહ ફગફુર પોતાની સાથે તખત ઉપર લેઈ બેઠો તે એટલા વાસતેકે અગર લડાઇમાં પેહેલવાન નરીમાન તે ઉપર ગાલેબ આવેતો તે પુતલી તેની મદદ કરે અને નરીમાન ઉપર તેને ફતેહમંદી આપે!—એ મીશાલે પાદશાહ ફગફુર પોતાના લશકર સાથે આગલ ચાલ્યો. એ દશ દાહડા લગી મંજલ દરમંજેલ આગલ ચાલ્યો તેવારે એક નદી ઘણી ભારી હતી તેનાં કીનારા ઉપર જઈ પોંહોંચ્યો તે જગો પાદશાહ ફગફુરની સાથે એક શખશ નજુમી હતો તેણે ફગફુરને એમ કરી કહયું કે એ પાદશાહ આપણાં લશકરમાં મનાદી ફેરવ કે કોઈ શખસ એ નદીથી ઉતરીને પેલીપાર જાય નહી શાવાસતે કે આજ ગેજે આપણાં શેતારાઓની ચાલ એવા બોરજમાં આવી છે કે અગર આપણા લશકરનો એક શવારબી જો એ નદીથી ઉતરીને પેલીપાર જાય તો આપણું આખું લશકર પરાગંદે થાય વાસતે આજ રોજે એ જગો મુકાંમ કરવો જોઈયે. એ રવેશના શખુન શેતારેશનાશની જોબાંનથી સાંભલી પાદશાહે તેજ કીનારા ઉપર દેહેરા મારવાનો હોકમ કરી તાંહાંજ લશકરસાથે મુકામ કીધો પણ પેલી તરફના કેનારાથી એક મંનજેલ દુર પેહેલવાન નરીમાનબી આવી પોંહોંચ્યો હતો. એ ખબર જે વારે નરીમાનને થઈ કે પાદશાહ ફગફુરચીન ઘણુંક જબરદસત લશકર સાથે આવી પોંહોંચ્યોછે અને નદીનાં કેનારા ઉપર દેહેરા માર્યાછે તેથી નરીમાંને પોતાનું લશકર હોસ્યારીથી રાખ્યું અને મનાદી ફેરવી કે હવે મોકાબેલનો વખત નજદીક પોહોંચ્યોછે તેથી સરવકોઇ ખુબ હોશીયારીથી રેહેજો. પછે ઈરાંની સરદારોને બોલાવી કહયું કે ચીનનો પાદશાહ પોતાનાં લશકર સાથે આવી પોંહોંચ્યો છે પણ તેનું તમામ

લશકર તમારા હાથથી શેકસત ખાધેલું છે તેથી તમોથી ઘણું ડર ખાય છે તે શબબ એકાએક રાતને વખત શબેખુન કરીને તમારા લોહીએ કરી તમાંમ જંગલ લાલાનાં ચમનની મીશાલ કરી નાંખશે—વાસતે તમો સરવેકોઇ આજે રાતને વખત ઘોડાઓ ઉપરથી જીનબી ઉતારતા ના અને તન ઉપરથી હથીયારબી છોડતા ના પણ કમર બાંધેલા તઈયારજ રેહેજો એટલું કહીને પછે પોતાનાં શપેહેશાલાર આદર્ નોશ તથા અરફશને તમામ લશકરની બે બાજુનો હવાલો સોંપ્યો અને ફરમાવે કે તમો બે પેહેલવાનો તલાયાઓ સાથે લશકર આસપાસ ફરતા રેહજો અને દુશમનથી લશકરને પોતાનાં જાનની મીશાલ જાલવજો.

## શબેખુન કીધું ફગપુરચીનનાં શપેહશાલારે ઈરાંની લશકર ઉપર અને મારચો ગીયો તે શપેહશાલાર નરીમાનનાં હાથ ઉપર તે હકીકત.

જેવારે શીહા રાતે પોતાનાં કાલાં રંગે કરી દુનીઆંને શીહા કીધા તેથી લીલોતરી રંગનાં આશમાંન ઉપર ગોહરની મીશાલ શેતારા નજર આવવા લાગા—જેવારે એક હીસ્સો રાત ગુજરી તે વખત ફગપુરચીનનાં લશકરમાં એક તુરકી પાદશાહ તુનેરા નામનો ઘણો જબરદસત હતો તેની સાથે એકલાખ શવાર લડાઈનાં કરનાર હમેશાં રેહતા હતા તેણે પોતાનાં લશકર સાથે કમર બાંધીને ઈરાંની લશકર ઉપર શબેખુન મારવા વાસતે શેતાબ તે નદીથી ઉતરીને આગલ ચાલ્યો પણ એ ખબર પાદશાહ ફગપુરને નહી હતી. એ રવેશથી તે તુરકી પાદશાહ કમીગાહ કરી ઈરાની લશકર ઉપર શબેખુન કરવા વાસતે આગલ ચાલ્યો પણ ઈરાની લશકર તે રાતે પોતાનાં કામથી હોસ્યાર હતું તેની ખબરતો તે પાદશાહને હતીજ નહી. તે શાહ નરીમાંનનાં લશકરમાં જોય શુંકે તમામ લશકરે આરામ કીધેલો અને કોઈનાં દેહેરામાં રોશનીબી દીઠી નહી તેથી તે તુરકી પાદશાહ ઘણો ખુશી થઈ એકાએક ઈરાની લશકર ઉપર જઈ પડયો પેહેલવાનો પોકાર કરવા લાગા તેનો અવાંજ આશમાન ઉપર જવા લાગો, એવામાં એકાએક કેટલીક ફોજ સાથે ડાહબી તરફથી અરફશ કાબુલી આવી પોંહોંચ્યો અને જમણી તરફથી આજરશ જાબુલી આવી પોંહોંચ્યો અને પેહેલવાન નરીમાને તો પેહેલી રાતથી પોતાની હોસ્યારી રાખેલી હતી તેથી તુનેરા તુરકીને ચોરની મીશાલ ઘેરામાં લીધો. એકતો તે રાત શીહા હતી અને તેનાં લશકરની ગીરદ ઉઠી તેથી ગોયા એક હબસી પોતાનાં તન ઉપર શીહા લેબાશ પેહેલવાની બખ-

તરની મીશાલનો પેહેરે તે મીશાલે શીહાઇ થઇ તેથી તમામ જેહાંન શીહા નજર આવવા લાગી અને તેમાં તલવારોની રોશની આતશની મીશાલ ચલકતી હતી; તે વખતમાં ઈરાની દલેરો દુશમન લોકોને ફમદનાં ફાંદામાં દેવોની મીશાલ મરદાનગી મચાવી બંધમાં લાવતા હતા. એમ કરતાં તુનેરા તુરકી પાદશાહથી મારચોગીયો અને તેનાં લશકરમાંથી તરણ હીસ્સા લશકર પણ મારીુગયું ફકત એક હીસ્સો લશકર શલાંમત રહ્યું. જેવારે રોશન રોજ જાહેર થયો તેવારે સરવે કોઈ જોય શુકે તે જગોની તમાંમ જમીન ગોયા પરવાલાંની ખાણુ મીશાલ શોરખ રંગની દીઠી તુરકી લશકરમાંના બાજે લોકો જખમી થયલા પોકાર તથા જારી કરતા ફગપુરચીનની નજદીક જઈ પોંહોંચ્યા. તેને પેલા નજુમીએ જોયા તેવારે ગમગીન થઈને અંદેશો કરવાલાગો કે મબાદા ફગપુરનાં લશકરમાંથી કોઈ શખસ એ નદીથી ઉતરીને પેલી તરફ ગયો હશે તેથી એ લશકર શેકસત ખાઈને નાહું આવ્યુંછે, પણ પાદશાહ ફગપુર ગોસાનો મારચો તજવીજ કરશે નહી અને નાહેક મને જીવથી મારશે એવો અંદેશો કરીને પોતે પોતાના હાથમાં ઓસતલાબ પકડીને પાદશાહ ફગપુરને કેહેવા લાગો કે હું હવડાં પાહાડ ઉપર જઈને એ ઓસતલાબમાં નજર કરીને જોઉ અને આશમાનનાં ભેદથી વાકેફ થઈને તુને ખબર કરૂં એ રવેશ મકરથી ચારો કરી તે નજુમી ફગપુરની નજદીકથી નાઠો તેને ફરીથી ફગપુરે નજરે જોયો નહી.

## પેહેલવાંન નરીમાંન ફગપુરનાં નાસતાં લશકર પછવાડે આવી પોંહોંચ્યો અને ફગપુરચીન સાથે લડાઇ. કીધી તે હકીકત.

હેવામાં પેલી તરફ ચીની લશકર નાસતું હતું તેની પછવાડે પેહેલવાન નરીમાન શેતાબીથી આવી પોંહોચ્યો તેની સાથે બારસો દલેર શવારો હતા. તેણે આવતાંવાર ચીની લશકર ઉપર હોમલો કીધો, તે જોઈ પાદશાહ ફગપુરે તુદીમાં આવી શેતાબીથી જીનબંદી કરાવી અને જંગી નરીમાન મોકાબેલ થયો. એ જોતાં બે તરફથી લશકરોએ શફ શમારી કે તમામ જેહાન ગેરદ તથા લડાઈ ભરેલી થઇ અને નગારાંને કરનાયનાં આવાજ ઉઠવા લાગા ને લડાયક મરદોએ કરી તમામ મેદાન ભરાઈ ગયું નેજા તથા તીરનાં પેકાંને કરી પેહેલવાંનોની આંખ તથા દેલ જખમી થયાં. લશકરનાં તરેહવાર જુંડાઓથી જાણે તે મેદાનમાં ચીનનું બજાર ભરાયું હોય એ રવેશ નજર આવવા લાગું તે મેદાનમાં તો દલેરોની તલવાર ચાલતી તેણે કરી શીપાઈઓનાં

લોહીની રેલ ચાલતી હતી. શવારો પોકાર મારતા તેથી શર તથા ચીતા-નાં દેલ ડરભરેલાં હતાં. તલવારો ઉપર તલવાર લાગતી તેથી ચકાચકનો આવાજ આશમાંન લગી જવા લાગો. શવારોનાં હાથથી કમંદો એટલીતો છુટતી કે ગોયા જમીન ઉપર પેચદાર શાંપ દોડે તે મીશાલ હવા ઉપર નજર આવતી હતી. નેજાઓની નોક હાથીઓનાં તન ઉપરની પાખરોની કડી તોડી નાંખતી હતી. એ રવેશ રશતાખેજની લડાઈ કરતાં દાહડો તમામ થયો તેથી આફતાબે પોતાની તલવાર મેઆંન કીધી યાને આફતાબ ગરબ થયો ને પાહાડની પછવાડેથી માહતાબે પોતાની રોશન ઢાલ આશમાંન ઉપર ઉઠાવી યાને પુરો રાતનો વખત થયો તેવારે બંને તરફનાં લશકર મેદાનમાંથી પાછાં ફર્યાં અને પોતપોતાનાં મકાંન ઉપર આવી કમર તથા હથ્યાર છોડયાં અને લશકરની આસપાસ તલાયા ફરતા કરી દીદબાંન લોકોને પા-હાડ ઉપર ઉંચા ઉભા રાખ્યા કે હોશ્યારીથી જંગલની તરફ નેગાહ કરતા રેહે કે એકાએક કોઈ દુશમંન કમીગાહ કરી આવી નહી પોંહોચે; શાવા-સતેકે તે બે લશકરને એક એકનાં શબેખુનનો ભરોશો નહી હતો તથા એ લશકરમાં હરતરફ એટલેતો આતશ રોશન કીધોકે તેની રોશની તમાંમ જંગલમાં રોશન રોજની મીશાલે તેજ નજર આવતી હતી. સરવકોઈ પોતપોતાની પથારીઓ ઉપરનાં આદમીઓની તજવીજ કરવા લાગા તેમાં જેકોઈ જીવથી શલામત આવ્યા હતા તે જખમી હતા અને જે જીવતા હતા તે મુવેલા આદમીઓ ઉપર જારી કરતા હતા.

## બીજીવાર લડાઈ કીધી નામદાર શાહનશાહ નરીમાને ફગફુરચીની સાથે તે હકીકત.

એમ કરતાં જેવારે બાંમદાદનો વખત થયો તેવારે બે તરફનાં લશકરમાંથી લડાઈનાં નકારાંનાં આવાજ નીકલ્યા તેથી પેહેલવાન લોકોએ ઘોડાઓની રેકાબમાં પાંઉ ધર્યા. હરતરફથી લશકર મેદાંનની તરફ આવી ઉભું ઘોડા ફરણુવાલાગા તથા શવારો મહશત હાથીની મીશાલ પોકાર મારવાલાગા, તેના શોરસારેકરી જમીન તથા જમાંનો જીરોજબર થવા લાગો. બે તરફનાં લશકરે તલવાર ઉઠાવી એક શખત લડાઈ શરૂ કીધી તેમાં હરએક તરફથી એટલુંતો લશકર માર્યું ગયું કે જે જગો મેદાંન હતું તે જગો આદમીઓની લોથનાં ટેકરા નજર આવવા લાગા તથા તે લશકરનાં શોરે કરી જમાંનોબી ધ્રુંજવા લાગો. હરતરફથી એટલુંતો લોહી જારી થયું કે તે જંગલમાં લોહીની નદી નજર આવતી તથા કેટલાક જુંડા ઉભા થયલા અને કેટલાક ખાકમાં

ઉંચા પડેલા હતા. ચીની લશકરની કલબગાહમાં ફગફુરચીન ઉભો રહી આવાજ મારી પોતાનાં લશકરને હીમત આપીને કેહેતો કે એ ચીન સરજમીનનાં ચીતાઓ આજરોજે નામદારીનો વખતછે વાસતે હેવું કરોકે તમારા નાંમની કેઆમત લગી યાદગારી રેહે—એ રવેશ કેહેતો અને જે શખસ ઇરાંની લશકરનાં પેહેલવાનને મારતો તેને તેજ વખત ઘોડો તથા કમરબંધ તથા કોલાહ બખશતો તેમ એતરફ પેહેલવાન નરીમાંન તે લડાઈમાં પોતાનો ઘોડો ડાહબી તથા જમણી તરફ દોડાવતો, તેનાં ઘોડાની નાલે કરી જમીન ધ્રુંજતી હતી અને તેનાં એક એક હોમલામાં આદમીઓનાં ટોલેટોલાં જમીન ઉપર પડતાં ! એ રવેશની શખત લડાઇ કરતો હતો. તેણે ઘોડાને એડ મારીને ફગફુરચીનનાં ખાશ લશકરની કલબગાહની નજદીક જઈ તીર કમાંન હાથમાં પકડી એટલાતો શવારોને માર્યા કે તે જમીન ઉપર ઘાસના કરતાં આદમીઓની લોથ જીઆદે નજર આવવા લાગી. એમકરતાં ફગફુરચીનનાં ખાશ લશકરમાંથી ઘણાંજ નાંમીચા ત્રણ શરદાર તથા એકશો હાથી જીવથી માર્યા. પછે હવા ઉપર વાદલ જોશથી ચાલે તે મીશાલ જોશકરતો ફગફુરચીનઉપર હોમલો કરી ગયો અને તેની આગલ પછવાડેનાં શવારોને તલવારે કરી જમીન ઉપર નાંખવા લાગો. ચીનનાં પાદશાહે એવી રોશતાખેજ દીઠી કે હજારો શવારોના જીવ એક શવારની તલવારે કરી મોફત માર્યા જાયછે ! એવો હાદેશો જોઈને તે પાદશાહનાં તનમાં તપ ચહડી આવી અને તન શોસત થઈ ગયું તેથી તેની આંખમાં જેહાંન શીહા થઈગઈ. ચીની લશકર શરવ કોઈ પાદશાહને પડતો મેલીને પોતાના જાન શલામત લેઈ નાસવા લાગું. તે જગો કોઈને દેલમાં એટલી મેરબાંની રહી નહીકે બાપ બેટાની લોથને ઉઠાવી કે ાણે કરે યા બેટા બાપની લોથને સંભાલે; બલકે બાપ પોતાનો જાન બચાવા વાસતે બેટાની લોથઉપર પાંઉ મેલીને નાહસતો હતો. સરવકોઈ નાસવાને વાસતે પોતાના તનઉપરથી ભાર ઓછો થવાસારૂ બખતર તથા હથીઆર કહાડી નાખતા હતા. તેઓ હેવા તો દેહેસતે કરી દીવાના થઇ ગયા હતા કે તે લોકો એમકરી જાણતા જે હજુર માહરા તનમાં બખતરછે એવું જાણીને પોતાના પંજાએકરી પોતાના તનઉપરની ચાંમડી ઉખાડતા અને પછે જોતા તેવારે પોતાના તમાંમ તનપર લોહી સીવાય કાંઈ બીજું દેખતા નહી.

તે ઉપર એ નાંમાનો બનાવનાર શાએર એમ કરી કહેછે કે એ ફરતા આશમાંનની ચાલ એવીજછે કે એથી એક શખસ તવાંન તથા બીજો શખશ નાતવાંન હોય, એક શખસને શીહા ખાકમાં ખોહારીથી નાખે અને એક શખશને બોજરોગીથી જરી તખત ઉપર બેસાડે, એક શખસને

ખુશીથી હાથમાં શરાબની જાંમ આપી મીજલેશમાં બેસાડે અને એકને ગમ તથા દરદભરેલાં દેલસાથે માહાતમમાં બેસાડે છે તે કરતાં એ જેહાંન બોલંદ આવાજે કરી બોલતી નથી પણ એ જેહાંન તુને એમકરી કેહેછે કે મારી ઉપરં કોઈ એતબાર ના રાખતા હું તો બેવફા અને બેમરૂઅત છું. તું જોકે અવલતો તુને હરએક તરેથી દેલાશો દેછે અને પછવાડેથી કમીગાહ કરી તારો જાન લેઈ મેલેછે તુંને એક શખશ શાથે દેલની બેઅંદાજે દોસતી હોય તેસાથે જીવ લેવાની દુશમની કરાવતાં કસો અફશોશ કરતી નથી; વાસતે તું એમકરી જાણ કે જેવારે એ જેહાંન તારી ઉપર ઘણી મેહેરબાંન થાય તેવારે થોડા દાહડામાં તુને ખોહારીથી બેઆબરૂ કરશે. અવલતો તુને ગરીબ ગોશફંદની મીશાલ નરમ થઈને ખાંણું તથા પોશાક આપી તારી પરવરશ કરશે અને પછવાડે વરૂની મીશાલ પોતાની ચુગાલ ખોલીને એકાએક તારો જાન લેઈ મેલશે. આપણે આદમીજાદ એ જેહાનની એ ચાલથી વાકેફ છૈયે પણ ફાની મોહબતમાં એ વાતો ગુમરાહ છૈયે કે તેથી આપણુને કાંઈ બીજું સુજ પડતું નથી.

---

## આઝેજ આવીને નાહસી ગયો ફગફુર ચીની નરીમાંનની લડાઈમાંથી તે હકીકત.

હવે જેવારે ચીનનાં પાદશાહે પોતાનાં લશકરને ઘણુંક મરેલું અને બાકીનું તમાંમ લશકર પરાગંદે થઇને નાસેછે એ આફત જોઈ પેલી પુતલી જે કે પોતાનાં હાથી ઉપર સાથે લેઇને બેઠો હતો કે જેવારે કાંઈ મુશકેલનો વખત આવે તેવારે તે પુતલીની નજદીક પોતાનું શર ખાકમાં મેલીને તેની નજદીક આજેજી કરે તે પુતલીની નજદીક ઉભો રહીને તે લડાઇમાં ફતેહમંદી માંગી અગરચે તેણે તે પુતલીની નજદીક ઘણીબી મીનત કીધી પણ તેથી કસો ફાએદો દીઠો નહી તેવારે પોતેબી શેતાબ હાથી ઉપરથી નીચે ઉતરી ઘોડા ઉપર શવાર થઈ લશકરની પછવાડે તરત જે કાંઈ શાંમાંન જોઇયે તે લેઈને વટી ગયો.

પણ તે ફગફુરનાં લશકરમાંથી દશ હીસ્સા લશકર મારયું ગયું અને એક હીસ્સો શલામત રહીયું તેમાં પણ નવ હીસ્સા આદમી જખમી થયલા અને એક હીસો સલામત હતું. તે લડાઇનું મેદાન તથા પાહાડ તથા જંગલ તમામ લશકરની તોપ તથા ગોરજ તથા બખતર તથા નેજા તથા જુંડા તથા ઘોડાનાં જીન તથા આદમીઓનાં હાથપાગ તથા શર વગેરે બીજા શાંઅને ભરાઇ ગયું હતું તે મુવેલાં આદમીઓને વરૂ તથા બીજાં જાનવરો

ખાતાં હતાં અને જે લોકો નાહાશતા હતા તે લોકોને જંગલનાં શેર તથા વરૂ ફાડી ખાતાં હતાં. એવી કમબખતીએ ચીનીલોકોઉપર ગલબો કીધો હતો ઈરાંની લશકરે તે ચીનીલોકોનાં દેહેરા તથા તમામ અશબાબ પોતાનાં કબજામાં કીધો. જેવારે નરીમાંન ફગફુરચીન ઉપર ગાલેબ આવ્યો તેવાર પછે લડાઇની કમરછોડી મજલેશ શમારીને શરાબ પીવા બેઠો. એવામાં જેહાંપેહેલવાન કેરશાસપબી પોતાના બેસુમાર લશકર સાથે તે જગો આવી પોહોંચ્યો. તેઓએ એક એક સાથે મોહટી ખુશાલીથી બગલગીરી કીધી.

## જેહાંપેહેલવાન કેરશાસ્પ અને નરીમાન વચે મેલાપ થયો પછે તેઓ ફગફુરચીનની પછવાડે ગયા તે વીગેરે બીજી હકીકત.

જેવારે બેહુ પેહેલવાંનો એકએક સાથે મલ્યા તેથી ઘણાંએક ખુશીથાઈને મજલેશમાં બેઠા અને પાદશાહ ફરેદુનની યાદમાં શરાબની જામો ઉઠાવવા લાગા. તાહાં ફગફુરચીનની લડાઇની તમામ ગોફતેગો કીધી જેવારે બાંમદાદનો વખત થયો તેવારે તે જગોથી કુચકરી આગલ રાહ માપી તાંહાં રાહમાં જે કાંઈ ફગફુરનાં તાબાનાં શેહેર તથા ગાંમડાં આવતાં તેને તમાંમ લુટીને આતશે કરી બાલી નાંખતા પણ જેકોઈ શેહેરનાં હાકેમ તથા લોકો અગાઉથી શેતાબ આવી મલતા તે શેહેર આબાદ રેહેવા દેતા અને જેકોઈ શરકશી કરતા તે શેહેરને પાએમાલ કરતા એમકરતાં ફગફુરનાં રાજધાણી શહેરની નજદીક જઇ પોહોચ્યા તાંહાં તમાંમ લશકરે ઊંચા નીચા દેહેરા માર્‍યા તે ચીનનાં લોકોએ કોટ ઉપરથી જોઈને શેહેરમાં ખબર કીધીકે ઈરાંની લશકર આવી પોહોંચ્યું અને તમાંમ જંગલ તથા પાહાડો ઉપર દેહેરા માર્‍યા તે ખબર સાંભલ્યાથી તમામ શહેરમાં શોહોરશાર ઉઠયો તેથી તમામ બખતરના પેહેરનાર પેહેલવાન લોકો શેતાબ લડાઈનો શાંમાંન સાથે આવીને કોટની શરીલ ઉપર ચહડી ઊભા, તેથી જાણે તે પથરનાં કોટઉપર બીજો લોહોડાંનો કોટ ઉઠયો હતો. એ રવેશ ચીનીલશકર લોહોડાંનાં બખતર સાથે કોટઉપર ચહડી ઉભું હતું એતરફથી પેહેલવાંન નરીમાંન કીનાંને વાસતે કંમર બાંધીને તે શેહેરની નજદીક ગયો અને બીજી તરફથી જેહાંપેહેલવાંન પોતે જઇ પોહોંચ્યો. એમકરતાં હરએક તરફથી લડાઇ શરૂ થઇ પણ જેહાંપેહેલવાંન કેરશાસપની સાથે એક કીલ્લો ભારી લાકડાંનો બનાવીને ચાલતો રાખેલો હતો તે કીલ્લો ચીનની શાંમણે બરપાકરીને તે ઉપર નરીમાનનાં શીપાહીઓ ચઢીને હાથમાં નેજા પકડીને કોટ ઊપરથી ચીની લોકોને

નેજાનાં જખમેકરી નીચે નાખવા લાગા પછે ચીની તથા ઈરાંની લશકરનાં દલેરોએ હાથમાં તીરકમાંન પકડી પણ અકરાર ચીની લશકરે કોટ ઉપરથી ઈરાંનીઓ ઉપર એટલાતો પથર વરશાવ્યાકે હરએક તરફ પાહાડની મીશાલ તેકડા થયા તથા તે વગેરે હરતરફથી ચીની લોકો આતશબાજી ઉડારતા તેથી ગોયા આશમાંન ઉપરથી શેતારા નીચે પડે તે મીશાલે શોલા નજર આવતા તે તમાશો જોઇ જેહાંપેહેલવાંને કોશેશને વાસતે ભારી ગોરજ પકડયો અને ચીનનો દરવાજો લોહડાં તથા પથરનો હતો તેની તરફ કીનાથી શેતાબ જઈ પોહોંચી એક જરબ હેવોતો જોરથી મારયો કે તે લોહડાનો દરવાજો તથા તેની શાંકલ શરવે ટુકડે ટુકડા થઇ ગયું કે તેજ વખત લશકર સાથે શેહેરમાં દાખલ થયા. અને હરએક ગલીઓમાં ઈરાંની શવારો પેશી ગયા અને શહેરમાં કતલેઆમ કરવા લાગી ગયા તેથી ગોયા તમામ જેહાન જેરોજબર થવા લાગી અને કોઈને પોતાનાં તનની ખબર રહી નહી. એમ કરતાં તે શેહેરમાં એક મકાંન ખુબીમાં રોશન બેહેશતની મીશાલ સમારીને તેમાં પુતલાં બેસાડેલાં હતાં અને પુતલાંનાં તન શુનાનાં હતાં અને તે ઉપર ગોહરનો જડાવ જડેલો હતો. તે તમાંમ પુતલીઓને ખાકમાં ઊંધી નાંખીને તેની નજદીક પરશતેશનાં કરનારા શેવડા લોકો હતા તેઓનાં તન લોહીમાં ગરક કીધાં. એથી હરેક ગલીમાંથી એટલીતો લોહીની નેરો ચાલવા લાગી કે તેનો શુમારજ નહી હતો. એ રવેશ બે હફતા લગી ચીનમાં ખુનરેજી કરી અને તમાંમ પાદશાહી શેહેર ખરાબ તથા તારાજ કરી નાંખ્યું. જેવારે ફગફુરનાં લશકરનાં શવારો તથા શપેહશાલારો તથા શેહેરનાં લોકોએ કસો ચારો દીઠો નહી તે વારે સંરવે કોઈ કેરશાસપની નજદીક જઈ મીનત કરી જીનહાર માંગવા લાગા જેહાંપેહેલવાંને તેઓની મીનત ગુજારીથી મેહેરબાન થઇને તેજ વખત જીનહાર બખશી અને મનાદી ફેરવીને પોતાનાં લશકરને મના કીધું કે શેહેરમાં ખુનરેજી તથા લુટવાથી હાથ પાછા ખેંચે. પેલી તરફ પેહેલવાંન નરીમાન લડાઇ કરતો પાદશાહ ફગફુરની દરગાહ લગી જઈ પોંહોંચ્યો તેની સાથે લશકરનાં બીજા શપેશાલારો હતા તેઓનાં બખતર લડાઇ કરતાં ચાક થયલાં અને તેઓનાં હાથમાં તલવાર તથા છુટભાલડી તથા ઢાલ પકડેલી હતી. પણ તે જગો ફગફુરનાં એવાંનમાં તેનો જનાંનો તથા ચીનનાં ઘણાંક શોદાગરો પનાહ પકડીને બેઠેલા હતા તે સંરવે કોઈ શોહરશાર કરવા લાગા અને પરદાની બેશનારી ઓરતોએ પોતાનાં રોખશારા જે બીલોરની મીશાલના હતા તે લાલાનાં ફુલની મીશાલનાં કીધા યાને લોહીએ કરી લાલ કીધેલા અને તેઓની નરગેશની મીશાલની આંખોમાંથી લોહીનાં ફુવારા જારી થવા

લાગા અને પાદશાહ ફગફુરચીન પોતે એક દેહેરાંમાં જઇને પુતલીની નજદીક જારી તથા આજેજીકરી મદદ માંગતો હતો. એવામાં પેહેલવાન નરીમાંન તે બુતખાંનામાં ફગફુરચીનની નજદીક જઈ પોંહોંચ્યો તેજ વખત તેનો હાથ પકડી શરમે કરી નરમાથી કેહેવાલાગોકે એ પાદશાહ તું એ પોતાનાં મરતબા ઉપર શરકશી કરીને પોતાનું પાદશાહી તાજ બરબાદ કીધું જો પણ પાદશાહ તમામ ખલકનાં લોકો ઉપર મરતબો જારી રાખેછે તોપણ તેને પોતાનાં અંદાજાથી કદમ બાહેર નહી ધરવું જોયે. તું જાણતો નથી કે પાક દીનનાં પાદશાહ ફરેદુનને જેહાંનનાં પેદા કરનાર યજદાંએ ઈરાનં જમીનનો પાદ-શાહ કીધો તેથી તમામ હફતે કેશવર જમીનનો મોલક તેનાં તાબામાં થયોછે. એટલું કહી નરીમાંને પાદશાહ ફગફુરનો હાથ પકડીને ઉઠાડયો પણ ફગફુરચીનનાં દેલમાં દેહેશત લાગી તેથી તેનો રોશન ચેહેરો ગોયા આશમાંની રંગની મીશાલનો થઈ ગીયો અને તેનાં તનમાંથી તમાંમ લોહી ઉડીગયું તેનાં શબબથી નેતરનાં જાહાડની મીશાલ ધ્રુંજવાલાગો. તેવારે પેહેલવાન નરીમાંને તેને દેલાશાથી કહયું કે એ પાદશાહ તું શાવાસતે એ-ટલો નાઉમેદ થઈને ધ્રુંજેછે? તું કશો ગમ ના ખા એટલું કહીને તેને તે બુ-તખાનામાંથી બાહેર લાવીને નરીમાંને પોતાનાં ઘોડા ઉપર બેસાડયો અને પોતે ખેદમતગારની મીશાલ તેની રેકાબ પકડીને ચાલ્યો તે વખત જેહાંપે-હેલવાન કેરશાસપનું શેહેરમાંથી બાહેર નીકલવું અને તેની શાથે લશકરનાં દલેરો બે હીસ્સા બાહેર હતા અને પોતે પેહેલવાન દેહેરાની નજદીક ચાની દેહેબાનો શાહેબાંન ખેંચાવીને એક તખત યાકુતનું મંડાવીને તે ઉપર બેઠેલો હતો. જેવારે જેહાંપેહેલવાને દુરથી ફગફુરને દીઠો તેવારે શેતાબ ત-ખત ઉપરથી ઉઠીને તેને એશતેકબાલ જઈ બાઅદબની તેનો હાથ પકડી લાવીને પેલા તખત ઉપર બેસાડીને કેહેવાલાગો કે એ ચીનનાં પાદશાહ તું.મને સારી રવેસથી પીછાંનેછે કે હું પોતાનો પાદશાહ ફરેદુનનો એક બંદો કેહેવાઉંછું. તેથી તે પાદશાહનો હોકમ મને બજાવવો પડેછે શાવાસતે કે તેનું ફરમાંન ગોયા મારી ગરદનમાં એક તોકછે જેકોઈ શખશની રોજી બીજા શખશનાં હાથથી પેદા કીધેલી હોય તો તે શખસને લાય-કછે કે પોતાના તન કરતાં તેનાં જાનની શલામતી માંગે અને તેનાં ફરમાનથી ફરે નહી. વાસતે એ ફગફુર અગરચે હમણાં માહરેથી તાહરી સાથે ઘણીક શોખી થઇછે પણ હુંજ તાહરૂં કામબી સમારીશ એ પાદશાહ તું કસી વાતે ગમગીન ના થા. જેવી તેં માહરા હાથથી ખરાબી દીઠીછે તેવીજ ખુબી દેખંશે તેથી તું પોતાના જીવને હરગેજ અંદેશામાં નાંખતો અને ખુશાથી એ જગો રેહેજે. એટલું કહી ફગફુર ઉપર કેટલાક

અમીરોને ચોકી મેલીને તેઓને કહયુંકે એ પાદશાહને હોશયારીથી જાલ-વતા રેહેજો. પણ એની ખેદમત હેવી તોં કરજો કે એણે તેવી જોક પો-તાંની પાદશાહીમાંબી નહી કીધી હોય. એટલી તાકીદ કરીને પછે પોતે કેર-શાસપ પાછો શેહેરમાં ગયો અને પાદશાહની દરગાહમાં દાખલ થયો પણ જે જગો પાદશાહ ફગફુરનો જનાનો હતો યાને છોકરાં બઈરાં હતાં તે મેહે-લમાં પોતે નહી ગયો અને કોઈબીજાને જવાબી નહી દીધા. પછે ફગફુરનાં ખજાંનાંનો દરવાજો ખોલીને તેમાંથી દશ હજાર ઉંઠ હર એક ચીજોનાં તરત ભર્યાં તેમાં જર તથા ચીની દેહેબાનાં રંગારંગ કપડાં તથા મજલેશ સમારવાનો શાંમન એ રવેશનાં તે ઉંઠ ભરી બાહેર કાહાડયા તેવારે ફગ-ફુર ચીનનાં લોકોએ કેરશાસપને કહ્યું કે એ ખજાંનોતો હમારા પાદશાહ ફગફુરનાં કસા હેશાબમાં નહી હતો બલકે એ ખજાંનાંનીતો તેને ખબરબી નથી વાસતે તું ફરમાવે તો બીજા ખજાંનાંનો દરવાજો ખોલ્યે તેવારે કેર-શાસપે તે લોકોને કહ્યુંકે મને તમાંમ ખજાના સાથે કાંમ નથી શાવાસતે કે મેં તમારા પાદશાહ ફગફુરને દેલાશો દીધોછે જે હુંજ તાહરૂં કામ સમા-રીશ તેથી મને ખજાનો ખરાબ કરવો નથી. અગરચે જમાંનાંની ચાલથી પાદશાહ ઉપર ખોહારી આવી પડી છે પણ પાદશાહ એકાએક ખોહાર થાય નહી—એટલું કહી પોતાના લશકરને હોકમ કીધો કે સરવે કોઈ ચીન-માંથી બાહેર નીકલો અને જેકાંઈ લુટેલી ચીજ હોય તે એક જંગો એકઠી કરો તેથી તમાંમ ચીજ એકઠી કીધી પછે તેમાંથી જેકાંઈ નાદેર ચીજો હતી તે પાદશાહ ફરેદુનને વાસતે કાહાડી અને બાકી તમાંમ લશકરને બખશી. તેઓને ખુશી કીધા.

---

## જેહાંપેહલવાંન કેરશાસ્પે ચીનથી શાહનશાહ ફરેદુનને વાસ્તે હદીઓ તૈયાર કરાવી મોકલ્યો તે હકીકત.

તેવાર પછે જેહાંપેહેલવાંને હોકમ કરીને અવલતો દશહજાર ઉંઠ રૂપાના રેહાંલના ભરાવેઆં અને બીજા પંદર હજાર ઉંઠ સુનાની અશરફીનાં તથા તમાંમ ચીનીનાં વાશણ કે જે ઉપર જરીકાંમ હતું તેની બે હજાર શનદુકો ભરાવી તથા બીજાં એક હજાર ઊંઠ બીલોરી વાશણોની શનદુકોએ ભર્યાં તથા એકશો ઉંઠ ખાશ કેશરનાં તથા ચેઆલીશ ઉંઠ કશતુરીનાં તથા બ-સો ઉંઠ કપુરનાં તથા ચેઆરસો તાજ જરી ગોહરનાં જડાવનાં તથા ત્રણ-શો કંમરબંદ જરી તેનાં મોહો આકુતનાં પેચદાર બનાવેલાં હતાં તથા છ-ત્રીશ શાએબાન તાશનાં કપડાને કે જેનો વાંણો તથા તાંણો બેઉ જરીનો

હતો તે શાએથાંનોને જાહલ તમામ મોતીઓની તથા ગોહરની હતી તથા ચેઆલીશ દાબડા પરવાલાંના કોટરી કાહાડેલા તેમાં બેકીમત મોતીઓનાં જડાવની પોંચીઓ ભરેલી તથા એક લાખ સુનાંનાં પુતલાં બનાવીને તેઓનાં હાથમાં તમાંમ લડાઈનાં હથીઆરોબી સુનાંનાજ આપીને લશકર બનાવેલું તેમાં હાથી તથા ઘોડા સરવે જરનાં બનાંવેલાં તથા વીશ હજાર તાકા શાલની જાતનાં ઉનનાં કપડાંનાં તથા તીશ શાયા તુશ જાંનવરની પશંમનાં બનાવેલા તેહેમાંનો એક એક શાયો તીશ તીશ પાદશાહી ગંજની કીમતનો હતો તથા એક હજાંર ચીનની બાંદીઓ તમાંમ જર જેવર શાથે શમારેલી તથા એક હજાર ગોલાંમ ખુબસુરત સુનેરી મોજાં શાથેનાં તથા છશો દાઈ હજાર ગાઓ બચાં શાથેની તથા બહુશો ઘોડા સુનેરી લગામ તથા સુનેરી જીન શાથેનાં અને લડાઇનાં તમાંમ હથયારોનોતો સુમારજ નહી હતો અને કેટલીક કનાતો દેબાનાં કપડાની તે ઉપરબી જરબફ્તરનું કાંમ કીધેલું તથા રંગારંગ કપડાનાં ત્રણુશો દેહેરા તેનાં તમાંમ ફરશ તથા પરદા જરીનાં હતા તથા એક દેહેરો જરી કે જેનાં થાંભા સુનાંનાં તથા મેખો રૂપાની તથા રશીઓ રેશમની તે ઉપર જર વીટેલો કે તે દેહેરો પાદશાહ ફગફુરનો ખાશ મકાન કરવાનો હતો તથા એક જુંડો પરનીઆંનનો કે તે ઉપર તમાંમ ગોહરનો જડાવ જડેલો હતો તે જુનડા ઉપર વરૂની સુરત ચીતારેલી હતી તથા બાર હજાર મોરગ સુનાંનાં તથા રૂપાનાં તથાં બીલોરનાં બનાંવેલાં હતાં તથા શીતેર જોડા જરી નગારાંનાં તથા બસોં કરનાએ જરીન અને કેટલીક કુરશીઓ તરેહ તરેહનાં લાકડાની બનાવેલી તથા પીરોજાનાં તથા ગોહરનાં કેટલાંક ત મતો તથા સુનાંની તથા રૂપાંથી ભરેલી કેટલીક પેતીઓ તથા ચેઆલીશ હાથી બીલોરની મીશાલનાં શફેદ તથા શાતશો હાથી ગલીની મીશાલનાં શીહા તથા કેટલાંક પાંજરાં નુંરી તથા બીજાં તહરેવાર જાનવરોનાં. એ રવેશનો તમામ હદીઓ જેહાંપેહેલવાંન કેરશાશપે પાદશાહ ફરેદુનને વાસતે તઇયાર કીધો. તેવાર પછે નવીશંદાને ફરમાવ્યું કે એક નાંમુ ઘણીક પાકીજે એબારતનું ખુશ ખતે કરી પાદશાહ ફરેદુન ઉપર માહરી તરફથી આજેજી કરી લખ.

---

## નાંમું લખેઊં જેહાંપેહેલવાંન કેરશાસ્પે ચીનથી પાદશાહ ફરેદુન ઉપર અને તમાંમ હદીઓ તથા પાદશાહ ફગફુરને નાંમદાર નરીમાંનની શાથે ઈરાંન મોકલ્યો તે વીગેરેની હકીકત.

તેજ વખત નવીશંદાએ ચીનાઈ કાગજ હાથમાં પકડી કલમનું શર કશતુરીની મીશાલની શીહાઈમાં તરકીધું અને તે નામાનાં શર ઉપર પરથમ

પાક પેદાનાં કરનારા શાહેબનું નાંમ લખ્યું કે તેનાં નાંમ વગર દીનની ઓ-સ્તવારી આવતી નથી. તે સાહેબ તમાંમ છુપા તથા જાહેર ભેદનો જા-ણુનારછે તથા દરવેશ તથા પાદશાહની પરવશ કરનાર અને દાદનો લેનાર છે. તે શાહેબના નામથી તું નાંમદાર પાદશાહ ઉપર આફ્રીન હોજો. તું જલકાત ભરેલા નેક શાહનશાહે નાપાક જોહાકને બંદ કરીને તમાંમ જેહાંનને જોલમથી તથા બેદાદીથી છોડવી તે તું જેહાંનનો શાહનશાહ ગયોમરઝ તથા જમશેદના જલકાતનો છે. તાહરી ઉપર પાકયજદાંની દીનની તમાંમ નેરંગો ઉતરી, તે પાક નેરંગને જોરે તું અરવંદરોદ નામની નદીથી વગર કીસતીએ ઉતરી ગયો એવો જે તું મોટો શાહનશાહછે તે તું પાદશાહ ફ્રેરાખ ફ્રેદુનને હું કમીનો બનદો પાદશાહ અશરતનો બેટો કેરશાશપ તાહરા રોશન બખતથી તુને વધાઇ દેઉછું કે મેં તાહરા હોકમથી એ તરફ્ની શખત રાહ માપ્યા બાદ જેહુનનાં દરીઆવથી તે જે જગોથી આફ્તાબ અવલ આશમાંન ઉપર નીકલેછે તાંહાં લગી જઈ પોહોંચ્યોછું અને રાહમાં હર-એક પાદશાહો પાસેથી મેં શલાંમી લીધી તું પાદશાહની તાબેદારી શીવાએ કોઇને બેફ્રમાંન રાખ્યો નથી મગર એક ફ્ગફુરચીનમાં શરકશીનો પવ-ન ઘણો હતો તેથી તેણે એકાએક ફ્રમાંબરદારી કબુલ નહી કીધી અને લડાઇ કરવા લાગો તો પણુ મેં ફ્ગફુરચીનને નશીહત ઘણી કીધી પણ એણે માહરી નશીઅત કબુલ નહી કીધી શાવાસતેકે હમણાં એ ફ્ગફુરની સાથે બરગસતેબખતી મદદગાર હતી તેથી તેણે માહરા શખુન કબુલ નહી કીધા અને લડાઇને દાહડે જાદુગર લોકોને ઉશકેરી મેલ્યા તેથી તે લોકોએ ઘણી ભારી જાદુઇ કીધી તેમાં વરશાદની જગો બરફ્ તથા હીમ તથા શીહ-શાંપ તથા પથર આપણાં લશકર ઉપર વરશાવ્યા ! એમ કરતાં હમોએ ફ્ગા ફુર શાથે વીશ લડાઈ કીધી અને તે લડાઇમાં બેહુ તરફ્થી તરણ લાખ લ-શકર મારયું ગયું પણ આકેબત તું પાદશાહના રોશન બખતની મદદથી તે ફ્ગફુરનું શર નીચે આવ્યું યાને તે પાદશાહ આપણાં હાથમાં કેદ પકડાયો અને ચીનનો તમાંમ મોલક તથા બુતખાંના બહરમ માસ્યા. હમણાં તીશહજાર લડનારા બંદીવાંન પકડાયલાછે અને તેઓની સાથે બીજા હેંશી પાદશાહોબી આપણા હાથમાં કેદ પકડાયલાછે. પણ એક ફ્ગફુરચીનનાં પાઉમાં જંન-જીર નાંખી નથી શાવાસતેકે એ પણ મોટો પાદશાહ કેહેવાયછે તેથી એને બંદ કરવો લાયક નથી હમણાં એનાં ખજાનાંમાંથી મેં દશમો હીસ્સો બા-હેર કાહાડીને બાકી તમામ ખજાનો પાછો તે જગો મેલ્યોછે કે મગર તું પાદશાહ મેહેરબાન થઈને એનો ગુનાહ બખશે તો એ ફ્ગફુરને પો-તાનો મોલક પાછો આબાદ કરૂવાની ઉમેદ બાકી રેહે, તેનાં શબબથી

મે એનો તમામ ખજાનો ખાલી કીધો નથી. એ તમામ વધાઈ તાહરો ક-મીનો બંદો નરીમાન તાહારી નજદીક જાહેર કરીને કેહેશે એ જંગીનરીમાને તમામ લડાઈઓમાં ઘણી મરદાંનગી કીધીછે. એ નોજવાનને તાહરી ખીદ-મતમાં મોકલ્યોછે તે જેવારે તાહરી ખેદમતમાં આવી પોંહોંચશે તેવારે ત-માંમ હકીકત કહેશે. પણ હું તાહરો બંદો ઇનતેજાર બેઠોછું કે તું પાદશા હનો હોકમ શું આવેછે તે ઉપર કામ લેઊં, અગર તું પાદશાહ મને બીજા મોલકની તરફ લડાઈ ઉપર મોકલવા ચાહતો હોયતો શેતાબ લખજે કે એ ચીનનું તખત તથા તાજ કોણને હવાલે કરું અને હું કીયા મુલકની તરફ આગલ રાહ માપું? એ રવેશ નાંમું લખી નરીમાંનને હવાલે કીધું. પછે પોતે દેલમાં અંદેશો કીધોકે નરીમાન હરાન જાયછે તેની સાથે ફગફુરચી-નનેબી પાદશાહ ફરેદુનની નજદીક મોકલવો જોઇયે કે પાદશાહ ફરેદુનનો દબદબો માલુમ થાય એવો અંદેશો કરી ફગફુરચીનનાં અંદાજા મુજબ રાહમાં સાથે રાખવાનો શાંમાંન તઈઆર કરાવ્યો અને ફગફુરનાં વજીરને હવાલે કીધો કે તું પાદશાહને હાજેર કરતો રેહેજે. તેવાર પછે નરીમાનને કહ્યું કે રાહમાં પાદશાહ ફગફુરચીન જે કાંઈ મંગાવે તેજ વખત પોંહોંચાડજે અને હેતું કરજે કે એને એક ઘાંસનાં તનકલાંનોબી આજાર નહી પોંહોંચે અને ખુશી ભરેલો રાખજે વખત બેવખત એની સાથે ઈરાની પેહેલવાંનો-ને ચોકીમાં હોસ્યારીથી રાખજે. એટલું કહીને ચાલીશ જોડ હાથનાં ક-ડાંની તથા કમરબંદ તથા કાંનની બાલી તથા મોતીઓ તથા બહશે દાબડા ગોહરનાં તથા પાદશાહી લાએકનાં લાલ તથા જવાહેરનાં બારશે દાબડા વી-ગરે બીજે શાંમન નરીમાંનને હવાલે કરી તેને ફરમાવ્યું કે એ તમામ મતા તાહરી સાથે રાખ અને જેવો તું પાદશાહ ફરેદુનની નજદીક જાય તેજ વખત એ તમામ મતા પાદશાહનાં શર ઉપર નેશાર કરજે. એ રવેશ તમામ શાંમન તૈયાર કરીને પછે ફગરફુરચીનને કહ્યું કે નરીમાંનની સાથે તુંને પણ ઇરાનના પાદશાહ ફરેદુનની નજદીક જવું જોઈયે, તાંહાં ગયાથી તાહરૂં કામ શમરસે જેવારે ફગફુરે એ શખુન સાંભલ્યો તેથી તેનાં રોખ-શારા જરદ થયા અને પોતાની આંખમાંથી આંજુ વરશાવા લાગો તેનું શાખા શરવની મીશાલનું પાદશાહી કદ નેતરની મીશાલ ધુજવા લાગું.

## અફશોશ કીધી પાદશાહ ફગફુરે પોતાની ચીનની પાદશાહી ઉપર તે વીગેરે બીજી હકાએત.

પછે તે પાદશાહ પોતાનાં દેલસાથે એ મીશાલે અફશોશ કરવા લાગોકે આહરી દબદબા ભરેલી ચીનની પાદશાહી તું કાંહાંજઈ બેઠી અને એકાએક

તાહરો માહતાબ શીઆ વાદલમાં કેમ ગુમથઈ ગયો !! તું ગોયા એક શ-
મારેલા બાગની મીશાલ તાજી હતી અને એકાએક તાહરાં જાહાડ જડથી
કેમ ઉખડી ગયાં !!! એક મરતબે ફરતો આશમાનથી મારો દબદબો
જોઈને ડરતો હતો અને એકાએક તે આશમાનનો હાથ, તાહરી
ઉપર કેમ લાંબો થયો ? એ નીરમલ પાંણીને રંગનો આશમાંન ગોયા એક
દેહરોછે અને એ દેહરામાં ઘણીક દાવરી તથા હકુમતછે અને પાદશાહ
તથા બંદા તથા દાંનાં તથા નાદાંન એ સરવ કોઇને એકશાંન જાણેછે
અને કોઇને પીછાણતો નથી. વાસતે એ અકલ તું એ ફરતા આશમાંનથી
શાવાસતે શર ફેરવેછે? એતો તુંએ જે કાંઈ નેકી તથા બદી કીધી હોય
તેનો બદલો તું પામેછે. જેવારે તુંથી ઉલટી ચાલ તથા બેફરમાંની થાયછે
તેવારે તું એ ફરતા આશમાન ઉપર ગુનાહનું તોહમત શાવાસતે મેલેછે?
તેકરતાં એ સરવે ચીજ પાક યજદાંથી જાણવી. એ આશમાનતો તાહરી
મીશાલ એક નાતવાંન બંદોછે. એ રવેશે પાદશાહ ફગફુર પોતાની પાદશાહીથી
નાઉમેદ થઈ અફશોશ ખાઇને આંખમાંથી આંજુ વરશાવવા લાગો. તેને
જોઈને નરીમાને પોતાનાં દેલમાં અંદેશો કીધોકે એ ફગફુરચીનને પાદ-
શાહ ફરેદુનની નજદીક જવાને ગમ પેદા થયોછે તેથી એનાં રોખશારા
જરદ થયાછે. એવો અંદેશો કરીને પછે ફગફુરને દેલાશો દેઈ કહયું કે તું
એટલો દલગીર શાવાસતે થાયછે ? તું કશો ગમ ના ખા અને તું માહરી
સાથે ઈરાન જમીન આવ. તું રાહનાં દરમેઆનમાં શબર કરજે હું અવલ પા-
દશાહ ફરેદુનની નજદીક જઇ તાહરો બંદોબસત કર્યા પછી તુંને પાદશાહની
દરગાહમાં લેઇજવશ. પાક યજદાંનાં કશમખાઇને હું તુંને કેહુછું કે હું માહરી
જગો ઉપર તેવારે કરારથી બેશીશ કે અવલ તાહરો બંદોબસત કરશ, તેવાર
પછે હું પોતાની જગોઉપર આશાએશથી બેસીશ. તું એક મરતબે પાદ-
શાહ ફરેદુનનાં દીદાર જોશેતો તું એમ કરી કેહેશે કે હું ચીનની પાદશા-
હીને શું કરૂં હુંતો એ પાદશાહની ખેદમતમાં રહી એનો રોશન દીદાર જોઈને
તમાંમ જેહાંનનો પાદશાહ કેહેવાઉં. એવો તે નેકબખત પાદશાહછે.
એટલું કહી લશકર સાથે આગલ ચાલ્યો અને ચીનનો પાદશાહ ફગફુર દર
દભરેલા દેલસાથે હાથી ઉપર શવાર થઇ આગલ ચાલ્યો પણ રાહમાં પો-
તાના વજીર સીવાય કોઈ બીજા સાથે વાત નહી કરતો હતો. એમ કરતાં જે-
વારે પાદશાહ ફરેદુનને ખબરથઈ કે પેહેલવાન નરીમાન ચીનનાં પાદશાહને
તાહરી દરગાહમાં લેઇ આવેછે એ વધાઈ સાંભલી તેથી પાદશાહ ઘણો ખુશી
થયો અને તેજવખત એક હજાર ઘોડા જરી જીનનાં ઘણાં ખાશ તઈયાર
કરાવીને ઘણાંક લશકર સાથે નરીમાંનને એશતેકબાલ મોકલ્યા તથા છશો

હાથી દરીઆવની મીશાલ જોશ ભરેલા પાખરો સાથે તઇયાર કરી બાજે હાથીઓ ઉપર શુનાંનાં નગારાં તથા જરી જુહુનડાઓ ચડાવી આગલ ચાલતા કીધા, તેનાં માવતોનેબી રંગ બેરંગ દેબાનાં પોશાકો પેહેડાવીને જરી કમરબંધો બંધાવ્યા અને તેઓનાં શરની જરી કોહોલાઓ ઉપર જરબફતરનાં પેચો લપેટેલા હતા તથા શુનાંની શાંકલોએ કરી મહશત ચીતાઓને બાંધીને દબદબાને વાસતે લશકરની સાથે ચાલતા કીધા અને પોતાની દરગાહનાં દરવાજાથી ત્રણ મંજેલ લગી બન્ને બાજુએ ઇરાની લશકર શફ શમારીને ઉભું તાંહાં નગારાના આવાજે કરી તમામ જેહાન શોર ભરેલી થઈ અને તમામ શેહેરનાં લોકો જાબજા ઊંચા ચઢીને ફગફુરચીનને જોવા ઉભા અને બેશુમાર ખુશી શેહેરમાં થઇ હતી. એમ કરતાં ફગફુરચીનની શવારી આવી પોંહોંચી કે એક મહસત હાથી ઉપર પાદશાહી તખત બાંધેલું તેનાં જડાવનાં ગોહરોનાં રંગે કરી તમામ શેહેર રંગારંગ નજર આવતું તથા એક છતર તાઊશી રંગનું યાને મોરગને રંગનું ધરેલું અને શર ઉપર યાકુતનું તાજ મેલેલું હતું કે તેનાં જડાવની રોશની માહતાબની મીશાલ નજર આવતી હતી.

## જઈ પોંહોંચ્યો પાદશાહ ફગફુરચીની શાહનશાહ ફરેદુનની દરગાહમાં તે હકીકત.

જેવારે ફગફુરચીની પાદશાહ ફરેદુનની દરગ હની નજદીક આવી પોંહોંચ્યો અને દુરથી શાહનશાહ ફરેદુને તેને દીઠો તેવારે ગોસામાં આવી હોકમ કીધો તેથી તેજવખત ફરફુરચીનને હાથી ઉપરથી નીચો ઉતારીને તેજ જગે કેટલોક વાર પાંઉભર ઉભો રાખ્યો પછે શાહનશાહનાં હોકમથી તેનાં પાંઉમાં શુનાંની જંજીર પેહેડાવી. શાહનશાહ ફરેદુને તે ઉપર નેગાહબી નહી કીધી અને કાંઈ ખબરબી પુછી નહી. એક હફતા લગી તેની કાંઇ યાદબી કીધી નહી શાવાસતે કે તેણે શોખી ઘણી કીધી હતી. જેવારે એક હફતો તમાંમ થયો તેવારે નરીમાન પછવાડે આવી પોંહોંચ્યો. નરીમાંન પછવાડે શાવાસતે આવ્યો કે પાદશાહ ફરેદુનને વાસતે ચીનથી હદીઓ જે લાવ્યો હતો તેની સાથે પોતે રહેલો હતો જેવારે નરીમાન પાદશાહની દરગાહમાં આવી પોંહોંચ્યો તેવારે પાદશાહનાં તખતની નજદીક જમીન ઉપર શર મેલીને શેજદો કીધો. પછે દોઆ કરીને જેહાંપેહેલવાંન કેરશાસપનું નાંમુ આપ્યું પછે જેકાંઈ પાદશાહનાં શર ઉપર વધાવો કરવાનો હતો તે કીધો અને તમામ હદીઓ પાદશાહને નજર કીધો. તે શામન જોઈને પાદશાહની દરગાહનાં લોકો એમ

કરી કેહેવાલાગા કે ચીનનાં મોલકની મીશાલનો કોઈ બીજા મોલકમાં એવો શાંમાન તથા ખજાણો નહી હશે તેવી અજાએબ ચીજો નજર આવેછે. તેવાર પછે પાદશાહ ફરેદુને ખુશીથી તખત ઉપરથી ઉઠીને નામદાર નરીમાંનને બગલમાં પકડીને ખેરઆફીઅતની ખબર પુછી અને પોતાની જમણી બાજુની તરફ સુનાની કુરશી ઉપર બેસાડયો તેવારે નરીમાંને ઉઠી ઉભો થઈને પોતાનાં હાથ બક્ષથી જોબાન ખોલી પાદશાહ ઉપર દોઆ કરીને ફગપુરચીનની તથા તેનાં મોલકની આરાએશતની તથા તેનાં બેસુમાર ખજાનાની તારીફ કીધી અને પછે અરજ કરી કહ્યું કે એ પાક દીનનાં પાદશાહ મેં આજ લગી ફગપુરચીન જેવો બોજરગી તથા દબદબા ભરેલો પાદશાહ કોઈ બીજાને દીઠો નથી અગરજે એણે બેહુનદાપણાંથી પોતા ઉપર મગરૂરી કીધી તેથી એનાં હાથમાંહેથી કેટલોક ખજાંનો જતો રહ્યો અને નાહક લડાઈને જેહમત બરબાદ ગઈ પણ એમાં એનોબી ગુનાહ નથી. જેવી નશીબત આશમાનની ચાલથી બનનાર હશે તે બની તે કરતાં તું બોજરગ બુનીઆદનો પાદશાહછે તેથી પોતાની બોજરગી ઉપર નેગાહ રાખીને એનો ગુનાહ માફ કરી એને શરફરાજ કરી આબરૂ આપી એનાં દેલને ખુશી કરી એને તખત તથા તાજ આપીને પાછો ચીનની પાદશાહી ઉપર કાયમ કરી રવાના કર. સારૂં થયું કે આપણે આપણાં ખોદાની બખશેશ ને તારાં બખતની મદદે કરી એ ઉપર ગાલેબ આવ્યા તોપણ એબી મોટો પાદશાહછે અને એની પાદશાહીને તાબે ત્રણશો પાદશાહ તાજ અને તખતનાં રાખનાર છે. એવો એ ફગપુર પાદશાહ બોજરગીનો રાખનારછે. અગર એ આપણું બખત કોઈ ઉપર ગાલેબ આવેતો તે ઉપર નચીંત નહી રેહેવું જોઈયે દુનીઆઈ દોલતછે તે એક જગે હમેશ કાએમ રેહેતી નથી વાસતે આપણ શું જાણ્યેકે હવે પછે આશમાંન શી રવેશ ફરશે ને શો બનાવ બનશે ? દુનીઆં દરમેઆંનમાં હર એક હોનર કરતાં નેકનાંમી ઘણી બેહેતરછે કે નેકીની દોલત જેછે તે બેહુ જેહાંનમાં કાંમ આવવાની. નેકનાંમી કરવી તે ગોયા જેહેરના મીશાલ કડવીછે પણ જેવાર તું તે જેહેરને ચાખે તેવાર શાકર તથા મધ કરતાં મીઠી લાગે. એ વગેરે નરીમાંને ઘણાંક શખુન પાદશાહ ફરેદુનની નજદીક ફગપુરની શેફરશમાં કહ્યા અને તેનો ગુનાહ માંગી લીધો તેથી પાદશાહ ફરેદુને ફગપુરની તકસીર માફ કીધી અને નરીમાંનને કહ્યું કે મેં ફગપુરની તકસીર માફ કીધી ફરી પાદશાહ બોલ્યો કે ફગપુરની બોજરગી છુપી રેહેતી નથી પણ એણે એની મોટાઇએ ગુમરાહ કીધો તેણે કરી એણે આપણી સાથે શોખી કીધી પણ એ કરતાં એને બીજી શીક્ષા શું કરયે કે એક હફતો

ગુજરી ગયોછે તાંહાં લગી મેં એને માહરી નજદીક બોલાવ્યો નથી એ-ટલી તોહેશ એને ઘણીછે, વાસતે એ પેહેલવાન તું તેની નજદીક શરોપાવ લેઈને જાય અને તેનાં પાંઊમાંથી બેડી તોડ અને માહરી તરફથી તેને દે-લાશો દઈ તેનાં દેલ ઉપરથી ગંમ ધોઈ નાખ અને માહરી તરફથી તેને એોજરખાહીથી કેહેજે કે એમાં અવલ તકશીર તાહરીછે કે તેં માહરો હોકમ માન્યો નહી અને શરકશીનો જવાબ દીધો. તું નાપાક જોહાકનાં તાબામાં રહ્યો હતો અને જેવારે માહરી પાદશાહી થઈ તેવારે તું બેફર-માન થઇને મને નાલાયેક શખુન બોલ્યો પણ હવેતો જે બનાવ હતો તે બન્યો વાસતે તું કસી વાતે અંદેશો ના કર હવે પછે ભલાઈની ઉમેદ રાખીને રાંમશની ભરેલો રેહે. એ નરીમાન તું જઈને તેને દેલાશો દેઇ એ રવેશ માહરી તરફથી સમજાવીને કેહેજે. અગર એ વખત તાહરી ઉપર ઘણીક ખોહારી આવી પડીછે તો એ દુનીઆં હમેશ એજ રવેશ ઉંચી નીચી ચાલેછે અને એ ફરતો આશમાંન કોઇનો ખેશ નથી. એ પાસ આ-પણી નેકી તથા બદીનો કશો ગંમ છેજ નહી આદમી જાદનું બખતછે તે ગોયા એક ઉડતા મોરગની મીશાલછે. એ જેહાનછે તે ગોયા બખતનાં મો-રગની મીશાલછે અને આપણ લોકો તેમાંનાં જાહાડ છેયે. તે બખતનું મો-રગ બાગનાં જાહાડો ઉપર ફ્રીને જે જગો પસંદ આવે તે જાહાડ ઉપર બેસેછે વાસતે તું કસી વાતે દેલમાં ગમ ના રાખ હવે તું ખાતેરજમે રાખ કે કાલ રોજે આપણે એ પાદશાહો મજલેશમાં સાથે બેસીને ખુશીથી શરા-બની જામ ઉઠાવશું. એ મીશાલે પાદશાહની જોબાંથી નેક શખુન સાંભ-ળીને નરીમાંને પાદશાહ ઉપર ઘણીક દુઆ કીધી. પછે બાંમદાદને વખત શરપાવ લેઈને પેહેલવાન નરીમાન ફ્ગફુરચીનની નજદીક ગયો અને તેને તમાંમ હકીકત પાદશાહ ફરેદુને કેહેવાડી હતી, તે કહી તે સાંભળ્યાથી ફગફુરચીન ઘણો ખુશીમાં આવ્યો તેથી તેનાં રોખશારાએ અનારનાં ફુલની મીશાલની શોરખી પકડી અને તેજ વખત પાદશાહ ફરેદુનનો શરપાવ પેહેરીને પેહેલવાન નરીમાંનની નજદીક પોતાનું શર નીચું કરી શલાંમ કીધી. તે નામદાર પેહેલવાન ઉપર ઘણીક દોઆ કરવા લાગો અને પોતાનાં દેલમાં નાંમોરાદ હતો તે પાછો મોરાદને પોંહોંચ્યો તેથી ઘણો ખુશી થયો. એમકરતાં જેવારે આફતાબ બાહેર નીકલ્યો તે વખત પાદશાહ ફરેદુને ખુ-શીનો એરાદો કીધો કે આજ રોજે ફગફુરચીનનો ચેહેરો નેક રવેશે જોઉં પણ હમો બેહુ પાદશાહ બરાબરીનાં છેયે તેથી જેવારે ફગફુરચીન મજલે-શમાં આવશે તેવારે મને મજલેશમાં ઉઠવું પડશે તેથી માહરો દબદબો રેહેશે નહી, એવો અંદેશો કરી પોતાનાં એવાનની પછવાડે એક બાગ હતો તેને બે

દરવાજા આવવા જવાના હતા તે બાગમાં જઈ પાદશાહ ફરેદુન ઉભો રહીને બાગનો તમાશો જોવા લાગો. એવામાં ફગફુરચીન તે બાગમાં આવી પોંહોંચ્યો તેથી તે બાગમાં બન્ને પાદશાહ ઉભા ઉભા એક એક સાથે મળ્યા એવો હોનર પાદશાહ ફરેદુને પોતાની દાંનાઈથી કીધો કે બે પાદશાહોનો બોજ રહ્યો અને કોઈને જાુમુન લાગું નહી. તેવાર પછે પાદશાહ ફરેદુને ફગફુરચીનને ખેર આફીઅતની ખબર પુછી અને ઘણીક મેહેરબાંનીથી તેનો હાથ પકડી ચાલ્યો. બન્ને પાદશાહ શોફરા ઉપર નેઆમત ખાંણું ખાવા બેઠા અને રંગીન શરાબની જાંમ ઉઠાવા લાગા.

---

## તારીફ કીધી ફગફુરચીને પાદશાહ ફરોખ ફરેદુનનાં એવાંનની તે હકીકત.

પાદશાહ ફરેદુનને બેસાની જગા ઉપર ચાર એવાંન હતાં તે એવાંનો બેકીમત ગોહરોએ કરી રોશનબેહેશતની મીશાલ સમારેલાં તે અંદર એક ઘરરંગારંગનું હતું. તેની દીવાર ખાલેશ રૂપાની મીટીની તથા કેરબાની ઈંટની હતી તેની જમીન તમાંમ સંઘેમરમરનાં પથરની હતી, તે ઘરમાં સુનાંનાં ગોરજ ત્રણુશે દીવારની મેખો શાથે લટકાવેલા તથા તે ઘરનાં ચારશો કંગુરા હતા તે તમાંમ ગોહરનાં તથા બીલોરનાં બનાવેલા તથા તેનાં પરદા તમાંમ પરવાલાંનાં જડાવદાર હતા. તેનું બીછાંનું જરી દેબાનું હતું દરવાજા સુનાંનાં તથા તે ઉપર ગોહરનો જડાવ હતો. તે ઘરનાં આગલા ચમનમાં એક તખત લાજવરદી રંગનાં ગોહરનું તે ઉપર લાલા તથા જવાહેરનો જડાવ જડેલો હતો અને તે એક એકનાં અંકોડામાં મેલવેલાં હતા. તે તખતની નજદીક બશો થાલ કશતુરી તથા અંબબરની ભરેલી અને તેને અંદર એકેક જાહાડ પરવાલાંનું ઘણું બોલંદ બનાવેલું અને તે જાહાડને બેસુમાર ગોહરનાં ફુલ અનાર તથા આરંજની મીશાલનાં લટકાવેલાં તથા લાલાનાં ફુલ બનાવેલાં હતાં, તેના પાતરાં લીલાં પાંણુંનાં ગોહરોનાં બનાવેલાં હતાં તેનાં ફુલ અંદર દાંણુંની જગો મોતી ભરેલાં અને ફુલમાં કશતુરી તથા કપુર ભરીને ખુશબોદાર કીધેલાં હતાં તેની શાખોઉપર સુનાંનાં મોરગ બનાવીને બેશાડેલા હતા. તે મોરગ ઉપરથી ગોહરોનો જડાવ જડેલો હતો. તેની ચાંચ તથા ચુંગાલ અકીકની બનાવેલી હતી, પણુ તેમાંહે એવો સાંચો બનાવેલો કે જેવારે પવન આવતો તેવાર તે તમાંમ શાખો ઉપરનાં મોરગો પોતાનાં પર ખંખેરીને ખુશ હલકે શરોદ લલકારતાં હતાં. પછે ઉડીને એક બીજાની શાખ ઉપર બદલાઈ બેસતાં તેવગેરે તે તખત આસપાસ કેટલાક પંખા

હોમાએ જાનવરનાં પરનાં બનાવીને લટકાવેલા તથા તે આસપાસ બેશુમાર શુનાનાં ધુપડાંનાં તમામ ખાલેશ ગોહોરોનાં જડાવ સાથે જડેલાં જેમાં અગર તથા અગરબતી, ઉંચો કપુર તથા કશતુરી, સરસ અંમબર તથા લોબાન વગેરે ખુશબો બેશુમાર બલતી હતી. હરેક જગો રૂપાંનાં ખુમોમાં જુનો શરાબ ભરી મેલેલો અને બેશુમાર શુનાંની જાંમો ગોહરનાં જડાવ સાથની મેલેલી હતી. હરેક ખુણામાં પાણીનાં ચશમાં હતા તેમાં પાણીની જગો ખુશબોદાર ગોલાબ ભરેલો અને રેતીની જગે બેશુમાર મોતી નાંખેલાં હતાં. તેનાં કેનારા ઉપર શુનાનાં ચીતા તથા હરણો તથા પરંદા જાનવરો બનાવીને નીરંગને જોરે તલેશમ કરી ફરતાં કીધેલાં હતાં. જેવારે પાદશાહ ફરેદુનનો શોખ ચોગાંન દડી ખેલવાનો થતો તેવાર પોતાનાં તખતની નજદીક ખેલતો કે તે જગો બાગ કરતાંબી ઘણી ખુશ હવાની બનાવેલી હતી. તેમાં એક હજાર શરદારો તેનાં હાથમાં ગોહરનાં જડાવની દડી આપવાને વાસતે દોડતા હતા ! તે વગેરે પરીને ચેહેરેનાં ખાશ ગોલામો જરી કમરબંધો બાંધેલા શરાબની જાંમો તથા નાશતો તઇઆર હાથમાં પકડી ઉભા રેહેતા. હેવી પાકીજે જગો ઉપર પાદશાહ ફરેદુન મજલેશ સમારીને ફગફુરચીન વગેરે તમામ અમીરો સાથે ખુશીમાં બેઠો. તાંહાં રૂપાંને બદનનાં શાકી લોકો તનમાં જરી કમરબંધ સાથે હાથમાં યાકુત રેગની શરાબની જાંમો પકડીને મજલેશના બોજરગોનાં હાથમાં આપી કેહેતા હતા કે હાં નોશ કરો. તાંહાં શરોદની ગાનારી રાંમશગરોએ પરીની મીશાલ પોતાના જોલફ ખોલલાં મેલીને ખુશ હલકે શરોદ ગાવા માંડયો. તાંહાં કલાવંત લોકોએ તમબોરાનાં તાર ઉપર ચુંગાલ નાખી અને નફરદાઈ લોકોનાં હાથથી દફ તથા ચંગ પોકારવાલાગા. તે મજલેશનાં બેસનાર લોકો પેદરપે શરાબની જાંમ માગીને નોશ કરતા હતા. એમીશાલે પાદશાહ ફરેદુન ફગફુરચીનને આબરૂ આપવા ખાતર એક મહીના લગી હરરોજ નવી નવી તરેહની મજલેશો સમારતો અને હરવખત શરાબની જાંમ ઉહાવતો તેવાર બાંગેબોલંદ સરવે કોઈને કેહેતો કે પાદશાહ ફગફુરની યાદમાં એ શરાબની જાંમ નોશ કરો ! એ રવેશ ફગફુરને આબરૂ આપીને તેનું દેલ ખુશી કીધું. તેવાર પછે પાદશાહ ફરેદુને ફગફુરચીનને એક હદીઓ ઘણો નાદેર નજર કીધો કે તે હદીઓ જોઈને પાદશાહ ફગફુરચીન પોતાનાં દીલસાથે કેહેવા લાગો કે અગર માહરા ચીનનાં દરીઆવમાંની રેતીનો શુમાર કરવા ચાહુ તો કેટલીક મુદતે કરી શકાય પણ એ બેશુમાર હદીઆનો શુમાર કોઈથી નહી થાય એટલો હદીઓ ફરેદુને ફગફુરને આપ્યો. તેવાર પછે પેહેલવાન નરીમાનને ઘણોક નવાજ્યો. તે નામદાર વાસતે એક પાદશાહી હદીઓ તૈયાર કીધો.

તેમાં શુનાંની અશરફીની ઠેલીઓ તથા દેબાનાં જરબફતરનાં કપડાંનાં બાચકા તથા પોતાના ખાશ ગોલાંમોમાંથી બશેં ગોલાંમ તેઓને શુનેરી શાજનાં ઘોડા ઉપર શવાર કરી તમામ જરીશાજ સાથે સમારેલા તથા એકસો બાંદી પરી મીશાલની તથા ત્રણશો ઉંઠ શાહેબાંન બીછાંનાંનાં તથા ચાલીસ દેહેડા ઘણું બેકીમત જરી કપડાંનાં તથા એકસો બખતરો તથા કોહલાઓ. તે વગેરે તલવાર તથા ખંજર તથા બીજાં હથ્યારોનો તો કશો શુમાર હતોજ નહી. પછે પાંચ શેહેરનું ફરમાંન કરી આપ્યું તેમાં ગોર શેહેર તથા જેરંજ તથા જાબુલ તથા કાબુલ તથા બલખ હેવાં પાંચ શેહેર નરીમાનને બખસ્યાં. પછે જે કોઈ પેહેલવાનો નરીમાનની સાથે લડાઈમાં ગયા હતા તેઓને સરવ કોઈનાં અંદાજા પરમાંણે શરોપાવ આપ્યો અને તે મજલેશમાં જે કોઈ ગોલાંમ તથા બાંદીઓ તથા તખત તથા તાજ ફરશ બીછાંનાં કુરશીઓ વગેરે પેલો જરીબાગ તથા પેલો શુનાંનો મોરગ શરવકાંઇ પાદશાહ ફગફુરચીનને બખસ્યો તે વગેરે એક કુરશી ઘણી પાકીજે તે કુરશી ઉપર એક શાકી શુનાંનો બનાવી તેનાં હાથમાં પાદશાહી ગોહરનાં જડાવની જાંમ તથા શરાબની શોરાહી આપીને બેશાડેલો હતો. જેવારે પાદશાહ મજલેશમાં બેસતો તેવાર તે કુરશીને લાવીને પાદશાહની પીઠ તરફ મેલતા હતા. જેવારે પાદશાહને શરાબ પીવાનો શોક થતો હતો તેવારે તે કુરશીની તરફ પછવાડે હાથ કરતો તેજ વખત કુરશી ઉપરનો શાકી પેલી જામ આપતો! તે તથા એક બખતર શીમોરગનાં પરનું, એક ઘણું બેકીમત યાકુતનાં, જડાવનું તાજ કે રાતને વખત તેની નજદીક ચરાગની હાજેત રેહેતીજ નહી તેવું એક તખત કેરબાનું તેની પીઠ ઉપર એક શેર શુનાંનો બનાવેલો તે શેર હરએક શાએત જગો ઉપરથી કુદીને પોકાર મારી પાછો જગોઉપર બેસતો હતો. તેનાં મોહોમાંથી આતશની રોશની દુરથી નજર આવતી હતી તથા અનાર રંગનાં બે યાકુત તથા તે સીવાય જેકાંઈ ચીનથી પાદશાહ ફરેદુનની ખેદમતમાં હદીઓ નજર આવ્યો હતો તે તમામ હદીઓ ફરેદુને ફગફુરની નજદીક ચીની લશકરને બખશીનદા કીધો અને પોતાના ગંજમાંથી બેશુમાર બીજો હદીઓ ઘણો નાદેર તૈયાર કીધેલો હતો તે ફગફુરને નજર કીધો. પછે પાદશાહ ફરેદુને જેહાંપેહેલવાન કેરશાસપને વાસતે ઘણોક નાદેર હદીઓ તૈયાર કરાવ્યો તેમાં શુનાનાં નગાર તથા શુનેરી કરનાયયો તે ઉપર તમામ ગોહરોનો જડાવ જડેલો હતો એલમાશનાં લોહોડાંની તલવાર તથા પોલાડનાં નેજા તથા પાદશાહ તેમુરશપનો ગોરજ તથા જહલકાટ ભરેલા પાદશાહ જમશેદનો કમરબંધ તથા પોતાની કોબાહ તથા કોહોલાહ વગેરે બીજો શાંમાંન દશ પાદશાહી

ખજાનાં કરતાંબી જ્યાદે તૈયાર કીધો અને ૭ મોલકનું બખશેશનામું લખ્યું કે એ ૭ મોલક મેં તુને બખસ્યા તેમાં મેહાંનનો મોલક તથા માહાંન તથા કોહેશતાંન તથા ઈશિફહાંન તથા કોજનીન તથા રેએ શેહેર એટલા મોલક કેરશાસપને બખશેશ દાખલ આપ્યા. એ રવેશનું ફરમાન તથા પેલો હદીઓ જેહાંપેહેલવાન કેરશાસપ વાસતે તૈયાર કરાવ્યા પછે જે કોઈ શપેહશાલારો કેરશાસપ સાથે ચીનની લડાઈ ઉપર ગયા હતા તે સરવે કોઈને અંદાજે તેઓ વાસતેબી શરોપાવ તૈયાર કીધો.

## નાંમું લખ્યું પાદશાહ ફરેદુને જેહાંપેહેલવાન કેરશાસ્પ ઉપર અને ફગફુરચીનને પાછો ચીન તરફ રવાના કીધો તે હકીકત.

પછે નવીશંનદાને હોકમ કીધો કે જેહાંપેહેલવાનનાં નામાનો જવાબ ઘણાક પ્યારથી લખ કે તાહરૂં નાંમુ જંગી નરીમાન સાથે આવ્યું તે ઘણું શીરીન જુબાંનનું હતું કે તેનાં શખુનો સાંભલ્યાથી નેશાંનનાં વરશાદનાં કતરાએ મોતી બંધાય તે મીશાલ હમારા કાંનમાં એક એક શખુન પાદશાહી મોતીની મીશાલ પ્યારો લાગો અને નામદાર નરીમાને કેટલીક હકીકત જોબાંની કહી તેબી ઘણી નેક હતી તેનાં દાંનાઈ ભરેલા શખુન હમારી અકલનો શીનગાર થાય એવા શખુન હતા. તેની જોબાંથી વાજે નશીહતનાં શખુન હમોએ શાંભલ્યા તેથી હમારા દેલ ઉપર હરએક તરફથી બેહેશતનાં દરવાજા ખૂલ્યા અને હમારી પાદશાહીએ ઓસતવારી પકડી. એ જેહાંપેલવાન જાંહાંલગી તાહરો હાથ ખોલોછે તાંહાં લગી હમો ખાતેર જમેથી જાણેછૈયે કે હમારા દુશમન લોકોનાં પાંઉ બંધમાં રેહેવાનાં. તું તો ગોયા એક બબર જાનવર છે અને તાહરી શમશેર ગોયા એલમાશનું વાદલછે અને આશમાનની હવા તાહરી લડાઈ વગર શીહા થતી નથી અને જમીનબી તાહરા ઘોડાનાં પાઉ વગર હાલતી નથી. એ વાત તુંથકી કોઈ અજબ કરી ગણે નહી કે તાહરાં કાંમ હમેશાં મરદાંનગીનાંજછે તેથી તાહારા હોનરને કોઈ અજાએબ કરી જાણતું નથી; બલકે એમકરી કેહેછે કે શેરનર ગોરખરને શેતાબ શેકાર કરી મારેછે તેની અજાએબ નથી—તે મીશાલ જેહાંપેહેલવાન કેરશાસપ તમામ જેહાંનનાં પાદશાહો ઉપર શરફરાજી પાંમે તેની અજબ નહી ગણાય. એ શરફરાજ પેહેલવાન તું ખુદાયાનાં વખતમાં માહરે વાસતે મેહેનત તથા રંજ ખેંચેછે તેથી હું તાહરી

નજદીક ઘણો શરમીનદોછું તું ગોયા મ્હારો જમનો હાથછે અને હું મોહોડું છું યાને હાથ મેહેનત કરી નવાલો તૈયાર કરી મોહોડાંને ખવાડેછે તે મીશાલ તું મેહનત કરીને મને પરવરશ કરેછે. એ જેહાંપેહેલવાન તેં જેકાંઈ હકીકત ગરદનફરાજ નરીમાન સાથે કેહેવાડી તે તેણે તમામ મને જાહેર કીધી. અગરજો કે ફગફુરચીન પોતાની મગરૂરીથી ઉલટી રાહે ચાલ્યો અને ઘણીક શરકશી કીધી પણ આપણી બુન્યાદથી નેકી તથા ખુબી થતી આવી તેથી આપણેબી એ સાથે ખુબીજ કીધી; તે કરતાં પેહેલવાન નરીમાનની જબાંનથી હમોએ બાજે હકીકત સાંભલી તેથી હમારી ખાતેરજમાંથી હમોએ જાણ્યુંકે તાહરી મેહેરબાંની ફગફુરચીન ઉપર ઘણીછે. તાહરી મરજીની ખુશી રાખવાને વાસતે હમોએ ફગફુરને બાઆબરૂસાથે કેટલાંક હદીઓ આપ્યાસાથ નવાજ્યોછે. બીજો શામાન અને વદેઆગીરીને વાસતે કેટલુંક ઈરાની લશકર સાથે આપીને પાછો ચીનની તરફ રવાના કીધોછે કે પોતાની કદીમ જગો ઉપર જઈને પાદશાહી કરે. જેવાર એ ફગફુરચીન તાહરી નજદીક આવી પોંહોંચે તેજ વખત હેને હવાલે તમામ ચીનનાં મોલકની પાદશાહી કરજે અને હેનાં આગલા ગુનાહથી ગુજરી જજે, શાવાસતે કે એણે આપણી ફરમાંબરદારી કબુલ કરીને શલાંમી લખી આપીછે. એ રવેશ નાંમુ લખ્યું, પછે પાદશાહ ફરેદુને પોતાના ઈરાનને તાબેનાં બીજા હરેક પાદશાહો ઉપર હોકમનામાં લખીને ફરમાવ્યું કે જે રસતે ફગફુરચીન આવે તે શેહેરનો પાદશાહ શેતાબ ઘાસ કાડી વગેરે બીજો શાંમાંન ફગફુરને પોંહોંચાડે અને તમામ પાદશાહો આપણી દરગાહમાં ફગફુરની ખેદમતમાં મોલાકાતને વાસતે આવી પોંહોંચે. એ રવેશ નામાં લખીને તમામ શેહેરે શેહર એલચી દોડાવ્યા. જેવારે પાદશાહ ફરેદુનનો એવો હોકમ સાંભલ્યો તેવારે તમામ પાદશાહો શેતાબ ફરેદુનની દરગાહમાં આવી પોંહોંચ્યા. તેથી ઈરાંન સર જમીનમાં એટલુંતો લશકર જમાવ થયું કે તેનાં જુંડાઓએ તમામ આશમાનને ઢાંકી લીધો. પાદશાહ ફરેદુનની દરગાહથી શકોશ લગી ફરતું લશકર પડયું. તાંહાં રાત દંન હરતરફથી રાંમશગરેનાં ને તંમઓરાનાં આવાજ નીકલતા હતા. પછે પાદશાહ ફરેદુનની ઈચ્છા થયાથી કુચ કરીને પાદશાહ ફરેદુન તમામ લશકર સાથે બે મંજેલ લગી ફગફુરને વદેઆ કરવા સાથે ગયો. એપછે કેટલાએક અમીરોને સાથે આપીને ફગફુરને ચીનની તરફ રવાના કરી પોતે પાછો ઈરાનની તરફ આવ્યો. પાદશાહ ફગફુર ખુશી સાથે આગલ ચાલ્યો અને પાદશાહ ફરેદુનનાં હોકમથી દરેક શેહેરનાં પાદશાહો ફગફુરની એવીતો ખેદમત કરવા લાગા કે તેવી જોક ફગફુરે પોતાની પાદશાહીમાં હરગેજ કીધી હતી નહી. એવી

જોક રાહ દરમ્યાનમાં કરતો જતો હતો અને દેલમાં પાદશાહ ફરેદુનની બુનીઆદ ઉપર આફ્રીન કરતો કે હેવી નેક ખશલતનો પાદશાહ કોઈ બીજો થશે નહી. જેવારે એ ખબર ચીનમાં થઇકે પાદશાહ ફગફુરને ફરોખ ફરેદુને ઘણીક આબરૂ આપીને પાછો તેને ચીનનો મોલક બખશ્યો તેથી ફગફુર ઘણી ખુશી સાથે પાછો ફરશેછે તેજ વખત ચીનમાં તમામ શેહેરે શેહેર ખુશાલી મચી અને ઘેરેઘેરથી રામશનીના તથા રાંમશગરોનાં શરોદ ઉઠવા લાગા.

## જઇ પોંહોંચ્યો પાદશાહ ફગફુરચીન શ્રીચીન સરજમીનમાં ઇરાંની લશકરસાથે અને ઘણીક ખુશીથી પોતાનાં પાદશાહી તખત ઉપર બેઠો તે હકીકત.

જેવારે ફગફુરચીન શેહેરમાં દાખલ થયો તેવારે તેને ચાલવાની જગો-ઉપર ચીની દેહબાનાં બીછાંનાં બીછાવ્યાં તેથી તમાંમ ચીનની જમીન રંગ ભરેલી થઈ હતી અને તમાંમ શેહેરનાં અદનાં તથા આલા લોકો ફગફુરનાં શર ઉપર વધાવો કરતા તેથી ગોયા આશમાંન ઉપરથી જમીન ઉપર શેતારા ખરે તે મીશાલ ગોહર તથા મોતી વરશતાં હતાં. બેસુમાર ગોલાબ સરવે કોઈ ઉપર છણકાતો તેથી ગોયા તે જગો ગોલાબનો વરશાત વરશતો હતો. પેલી તરફ જેવારે જેહાંપેહેલવાંન કેરશાસપને ખબર થઈ કે ફગફુર બાઆબરૂથી આવેછે તેજ વખત કેટલાએક ચીનનાં બોજોરગ આદમી શાથે બે મંજલ તેને એશતેકબાલ જઈને શેહેરમાં દાખલ કીધો જેવારે પાદશાહી દરગાહમાં આવી પોહોચ્યો તેવારે જેહાંપેહેલવાને ફગફુરચીનનો હાથ પકડી પાદશાહી તખત ઉપર બેસાડયો અને તેનાં શર ઉપર પાદશાહી તાજ મેલીને પેહલાં પોતે અદબથી પાદશાહ ફગફુરને શેજદો કીધો તેને જોઈ તમાંમ ઇરાંની તથા ચીની લશકરના શેરદારોએબી ફગફુરનાં પાંઊને બોશા દીધા તેથી બેસુમાર ખુશીનો એક મોટો પોકાર પાદશાહની દરગાહમાં ઉઠયો બેરવેશ ફગફુર પાછો પાદશાહી તખતપર બેઠો તેની ખુશીમાં હતો એવામાં ફગફુરનાં કબીલાનો વડો ખોજો પાદશાહ ફગફુરની નજદીક આવીને ઘણીએક તારીફ કેરશાસપની કરવા લાગો એવામાં પાદશાહ ફગફુરની બોરતે પરદામાં આવી બાંગેબોલંદ આવાજ મારીને કહ્યું કે એ ફગફુર પાદશાહ જેવારે તુંને જેહાંપેહેલવાન કેરશાસપે ઈરાંન જમીન મોકલ્યો તેવાર પછે એણે એક જુદા મરદે આદમીને માહરી નજદીક મોકલી કેહેવાડયું તમો કસી વાતે દલગીર થશો નહી મેં તમારા પાદશાહને માહારા

નરીમાંનને શોંશીને ઈરાંન જમીન પાદશાહ ફરેદુનનો મેહેમાંન કરી મોકલ્યો છેતેથી ફરોખ ફરેદુન તમારા પાદશાહને ઘણીક આબરૂ આપી પાછો રવાના કરશે તમો પોતાનાં દેલમાં હરગેજ કાંઈ જમુન લાવશો ના, જે કાંઈ મારેથી તમારી ખેદમત થશે તે હું એ જમો કરીશ. એ રવેશ હમોને દેલાશો દેવા-ડીને એ નેકબખત પેહેલવાંને તાહરા કરતાં હમોઉપર ઘણો પ્યાર રાખ્યો હતો. એક દંન પણ પોતે હમારા એવાંનમાં આવ્યો નહી અને હરરોજ દાહડામાં બે ત્રણ વખત પોતે પોતાની જાતે હમારા એવાંનની નજદીક આવી બાહાર ઉભો રહીને વડા ખોજા પાસે હમોને ખેર આફીઅતની ખબર પુછાવતો હતો અને જે કાંઈ હમોને જોઈતું તે હરવખત પોતાના ખાશ ખજાનામાંથી એકની જગોએ ચાર ઘણું મોકલી દેતો વલી તેસાથે મીનત તથા આજેજીના શખુન કેહેવાડતો તે તમામ હમોએ દફતરમાં લખાવી રાખ્યુંછે. એ રવેશ ફગફુરનાં કબીલાની તમામ ઓરતો પરદામાં આવી જેહાંપેહેલવાન કેરશાસપની ખુબી કેહેવા લાગી તે વધાઈ સાંભલી-આથી પાદશાહ ઘણો ખુશી થયો અને કેહેવા લાગોકે એવાં કામ એ નેક-બખત લોકોથીજ થાયછે અને એજ લોકોથી હેવી ખુબી પણ બનેછે તેની અજબ નહી ગણવી. જેની જેહેવી બુનીઆદ હોય તેથી તેવાં કાંમ થાય અને જે જાહડનાં જેવાં બીજ હોય તેવાંજ તેનાં ફલ લાગે વાસતે એ નેકબખત લો-કોથી ખુબી સીવાય કાંઇ બીજું થતું નથી એ રવેશે કેરશાસપની ખુબીની તારીફ કીધી. એમ કરતાં જેવારે બીજે દંન પાદશાહ ફગફુર પોતાના ત-ખત ઉપર આવી બેઠો તેવારે જેહાંપેહેલવાંન કેરશાસપે પાદશાહ ફગફુર ઉપર વધાવો કીધો અને ચીનની તરફ લડાઈને વાસતે આવ્યો હતો તેવારે રાહામાંથી જેકાંઈ નાદેર ચીજો વીગરે ખજાનો તથા અશબાબ લાવ્યો હતો તેબી તમામ ફગફુરને બખશી દીધો તે તમામ હદીઓ લેઈ ફગફુરે પોતાની તરફથી તેટલો બમણો બીજો શાંમાંન વધારીને જેહાંપેહેલવાંનની નજદીક નજર ધરયો. તેવારપછે પોતાનાં ગંજનો દરવાજો ખોલીને ફગફુરે તમાંમ ઇરાંની લશકરને એટલોતો શરપાવ તથા ઇનાંમ આપ્યું કે તમાંમ લશકર તવંગર થઈ ગયું. તે હદીઓ તથા ફગફુરનું શલુક જોઇને જેહાંપેહેલવાંને એક નામું ફગફુરની તારીફનું પાદશાહ ફરેદુન ઉપર લખ્યું તેવારપછે એક હફતાલગી ચીનમાં મજલેશ શમારી અને શરાબ નોશ કરી રામશગરોના શરોદ સાંભલવા લાંગો. જેવારે હફતો તમાંમ થયો તેવારે ફગફુરચીન પોતાનાં લશકરસાથે ચીનના બોજરગોને લેઈ જેહાંપેહેલવાંનને વદેઆ કરા વાને કેટલીક મજેલ લગી સાથે ગયો અને રાહમાં જે જગો શેકાર મારતો તાંહાંજ મજલેશ શમારતો જ્યારે રાહમાંથી જેહાંપેહેલવાને ફગફુરને ઘણી બોહસ કરી વદેઆ કીધો ત્યારેજ ફગફુર પાછો ફરયો.

હવે પેલીતરફ જેવારે પાદશાહ ફગફુરચીન પાદશાહ ફરેદુનની નજદીકથી વદેઆ થયો અને પોતાની રાજધાણીમાં આવી પહોંચ્યાને ત્રણ હફતા ગુજરયા તેવારે એક દંન પેહેલવાંન નરીમાન રાતને વખત પાદશાહ ફરેદુનની નજદીક જઈ ઉભો અને હાથબકશ કરી પોતે શફર જવાની રજા માંગવા લાગો તે નામદારે કહ્યું કે, એ પાદશાહ જેવારે હું પાદશાહ ફગફુરને તાહરી એદમતમાં લાવવા તૈયાર થયો તેવારે માહરા કાકા જેહાંપેહેલવાન કેરશાસપે મને નશીહત કીધી કે જેવાર તું આપણાં વતનમાં શલાંમત જઈ પોંહોંચે તેવારે એક ઓરત પાકજાત શાહેસતે બુનીઆદની હોય તેને તું પોતાનું જોડું કરજે કે તેણે કરી જેહાંનમાં તાહરી બુન્યાદનું તોખમ થાય અને તે ફરજંદથી આપણાં ઓજરગોનાં નામની મશહુરી કેઆમત લગીરેહે, તેની તલવારે કરી દુનીઆં સીધી રાહે બરાબર ચાલે અને તે જાહાડ તાહરા તોખમથી શર ઉઠાવે તેની શાખ આશમાંન સાથે પોંહોંચે. તમામ પેહેલવાનો તેના જેરદશત થાય અને હફતેકેશવર જમીનનાં પાદશાહો તેની પનાહ માંગે. વાસતે એ પાદશાહ શું આદમીજાદકે શું જાનવરોને પોતાના જોડાં વગર ચાલતું નથી. એક વગર જોડાંનો પોતે હકતાલા એકોછે અને તેણે તમામ પેદાએશને યાર તથા જોડાં પેદા કીધાંછે. અવલતો તું જોકે હકતાલાએ દુનીઆં પેદા કીધી તેવારે બે તરફથી તમામ પેદાએશ થાઈછે તથા આદમીઓનાં શખુનમાં બે આદમીઓની જોબાંનથી શાંભલ્યે તે વાત દરોશત પડેછે તથા કલમનાં શર બે થાય છે યાને કલમનો કત ચીરયેછે તેવારે તેનાં દશખત ઘણાં શાફ અને ખુશ ખત આવેછે તથા હરએક મોરગ હવાઉપર ઉંચું ઉડેછે તેનેબી બે પાંખછે તેથી તે ઉડી શખેછે. એક મોતી ઘણુંબી એમુંલું અને જેબદારં હોય પણ જેવારે તેનો જોડો પેદાથાય તેવાર તેની કીમત એકશો ઘણી વધેછે—તે કરતાં હકતાલાએબી બે જેહાન પેદા કીધી તેમાં એક મીનો છે ને બીજી ફરતી તે શરવ જાહેર થયું. એ પાદશાહ માહરા કાકાએ મને ઓરત કરવાની ઘણી તાકીદ કીધીછે વાસતે બલખબાંમીમાં એક પાદશાહછે તે પાદશાહ હમારા ખાનદાનનો કેહેવાયછે તેની એક બેટીછે તે બેટી સીવાય મને બીજી જગોની ઓરત પસંદ આવતી નથી તેથી તું પાદશાહ તે ઉપર લખીને માહરો જીવ ખુશી કરતો માહરી પીઠથી હકતાલા એક નવો બંદો તાહરી ખેદમતમાં પેદા કરે તે બંદો તું પાદશાહની રેકાબ પકડીને ચાલે. એ મીશાલનાં શખુન પાદશાહ ફરેદુને સાંભલ્યા તેથી નરીમાંનની દાંનાઈ ઘણી પસંદ કીધી તેણે તેજ વખત નાંમુ લખીને એક શવાર મોકલીને તે પાદશાહને પોતાની નજદીક બોલાવ્યો જેવારે તે પાદશાહે ફરેદુનનો હોકમ સાંભલ્યો

તેથી શેતાબ પોતાના લશકર સાથે આવી પાદશાહની ખીદમતમાં હાજેર થયો. તેને પાદશાહ ફ્રેરેદુને ઘણીએક બોજરેગી આપીને બેસાડ્યો અને હરએક વાતો કરતાં તેની બેટીની જેકર કીધી અને તેને પેહેલવાન નરીમાનની સાથે નેકા કરવાને વાસતે કહ્યું તેથી તે પાદશાહે જેહાંનનાં પાદશાહ ફ્રેરેદુનનો શખુન કબુલ કીધો અને કહ્યુંકે એ પાદશાહ માહરૂં ખુબ તાલેછે કે હું એવો નામદાર દામદ પામું ! એવો શખુન સાંભલીને પાદશાહ ફ્રેરેદુન ઘણો ખુશી થયો અને પોતાના ગંજમાંથી તે પાદશાહને ઘણોક હદીઓ આપ્યો અને બલખબાંમીની પાદશાહી તેને બખશી અને કહ્યુંજે આજપછે એ પાદશાહી તાહરે હવાલે કીધી અને એનો ખજાંનો તું પોતાપાસે રાખજે. એ રવેશ નવાજીને ઘણીક આબરૂ સાથે પાછો બલખની તરફ વદેઆ કીધો અને કહીયુંકે શેતાબ જઈ પોતાની બેટીની શેઆદીનો શામાંન તૈયાર કર. પછે નરીમાંનને ઘણોક ભારી હદીઓ આપીને પાદશાહે શીશતાંનની તરફ રવાંનાં કીધો તેને કહ્યુંકે તું પોતાની ઓરત સાથે દેલની મોરાદ મોઆફેક એશ અશરત કરતો રેહેજે પણ હમણાં કાબુલ શેહેરમાં જે પાદશાહછે તે નાપાક જોહાકનાં બેશમાંનોછે તેથી તે નાપાક દેલમાં આપણી સાથે દુશમની ઘણી રાખેછે અને વખત બેવખત શરાબની મસતીમાં પોતાની મજલેશમાં બાંગેબોલંદ બોલી જાયછે કે કોઈ વખત ફેરશત પાંમુતો પાદશાહ જોહાકનાં કીનામાં આથવીયનનાં બેટા ફ્રેરેદુનનું શર તનથી દુર કરૂં ! એવો નાપાક કીના ભરેલોછે તેથી તે નાપાક દુશમનથી હોશ્યાર રેહેજે અને પોતાના મોલકને નેગાહ રાખજે.

---

## ગયો નામદાર નરીમાંન શીશતાનમાં અને તેણે ખુશ ચેહેરેની ઓરત સાથે શાદી કીધી તે હકીકત.

જેવારે પેહેલવાન નરીમાન બલખબામીનાં પાદશાહનો દામાદ થયો તેવારે પાદશાહ ફ્રેરેદુનની નજદીકથી શીતાબ પવનની મીશાલ ખુશી થતો શીશતાંનની તરફ ગયો અને શેતાબ ઓરતને લાવવાને શારૂ કેટલાક દાનાવો હતા તે લોકોની સાથે કેટલીક નાદેર ચીજો આપીને બલખની તરફ મોકલ્યા તે ખબર બલખનાં પાદશાહને થઈ કે કેટલાક દાંના અમીરો શીસતાંનથી આવી પોહોંચ્યાછે તે લોકોને જોઈ બલખનાં પાદશાહે ઘણોક ગંજ ખજાનો પોતાની બેટીની સાથે આપવા કહાડયો તેમાં ફરશ તમામ જરીનાં તથા બીજા આલાતો તમામ શુનાનાં તથા રૂપાનાં તથા ગોહર તથા મોતી તથા શુનાંની અશરફી તથા ખુશબોદાર કશતુરી અને

તે વગેરે બીજા એકશો વીશ હાથી શુનાની અંબાદી શાથેનાં તથા બહસો બાંદી ઘણી ખુબશુરત તમામ જર જેવર સાથે શમારેલી તથા ચારસો ગોલામ પરીને ચેહેરેનાં તથા ચાલીશ નોકરો જરી કોલાહનાં રખનારા બતી તથા કંદીલનાં રોશન કરનારા અને એ વગેરે એક ગંજ પોતાની બેટી "જાસા" ને આપીને વદાઆં કીધી. એ ખબર જેવારે શીસતાનમાં નામદાર નરીમાનને થઈ તેથી નરીમાંન પોતાનાં તમાંમ રેશાલા સાથે જાસાના એશતેકબાલ ગયો તેથી ગોયા તમામ જેહાંન એશ તથા ખુશી ભરેલી થઈ. શીસતાનની તમામ ગલી તથા એવાંનો ઉપર આયના બાંધ્યા હર તરફ અગર તથા કપુર તથા કશતુરી બેશુમાર બલવા લાગી તથા શેહેર બાહેર નરીમાન લશકર સાથે નીકલ્યા તેનાં જુંડાનાં રંગેકરી તમામ જંગલ મોરનાં પરની મીશાલ રંગીન નજર આવવા લાગું તથા ચંગના આવાજ નીકલવા લાગા. દેલાવર લોકો તમામ રાહમાં શાદીનાં નકારાં વજાડતા તથા શુનેરી ગુલાબદાનીમાં હરતરેહના પાણી કશતુરી ભરયાં ભરીને સરવકોઈ એક બીજા ઉપર છાંટતા હતા. એરવેશ સરવ કોઈ ખુશી કરતા શીસતાનમાં આવી પોંહોંચ્યા. પેહેલવાન નરીમાન પોતાનાં એવાંનમાં પોતાની મેહબુબ સાથે જરી તખત ઉપર આશાએશ પકડીને ખુશીથી બેઠો અને નરીમાનનાં શર ઉપર તમામ ગોહરનાં જડાવનું તાજ ખુશબો ભરેલું હતું. પીરોજાનું તાજ મોતીનાં જડાવ સાથેનું માહારોએનાં શર ઉપર હતું એ મીશાલે તે ઓરત તથા મરદ ખુશીથી એશમાં બેઠાં હતાં. અંતે તેઓએ પોતાનાં દેલનો આરામ શોકથી તમામ કીધો યાને શાદીનો ગાંઠ બાંધ્યો.

જેવારે અકલનો કતરો ગોહરનાં વાદલમાંથી વજુદની શીપમાં પડયો તેથી પાદશાહી મોતી પેદા થયું. તેનેથી શાહાજાદીનો ચેહેરો અનારનાં ફુલની મીશાલનો હતો તેણે જરદ રંગ પકડવા માંડયો યાને ગાહારોએનાં પેટમાં હમેલ રોજબરોજ વધતો જતો તેથી તેનું તનબી જરદી પકડવા લાગું. એમ કરતાં તેને જણવાનો વખત નજદીક પોંહોંચ્યો તેવાર તે ઓરતે બીમારી પકડી એકતો તેનાં પેટમાં હમેલનો બોજો હતો, તેમાં બીજો બીમારીનો બોજો જીઆદે થયો. હમેલથી તે શાહાજાદી ઉપર હેવીતો શખતી પકડીક તેથી તેની હઈયાતીએ પાયદારી નહી કરવા ચાહી. તેવારે પેહેલવાન નરીમાન વગેરે તેનાં કબીલાનાં લોકો તમામ જારી કરવા લાગા. એક હકીમ ઘણો ખબરદાર જેહાંપેહેલવાન કેરશાસપ હિંદુસતાંન ગયો હતો તેવારે શરનદીપથી પોતાની સાથે લાવીને પોતાનાં શેહેરમાં રાખ્યો હતો કે શેહેરનાં લોકોનું તબીબપણું કરે, તેણે એક દવાઈ મેકતાંનમાં મેલવીને આપી તેણે કરી તે માહાતાબને ચેહેરેની ઓરતને આરામ થયો અને

તેથી એક મોતી ઘણું બેકીમત આશકારા થયું. ગોયા શીહા વાદલમાંથી આફ્તાબ બાહેર નીકલ્યોજ. તે ઓરત ખુબીમાં એક ચરાગ મીશાલની હતી તેમાંથી ગોયા એક મશાલ રોશન થઈ હોય એવું એક ફરજંદ પેદા થયું તે બચ્યું જોવામાં રૂબરૂ ગોયા જેહાંપેહેલવાન કેરશાસપ મીશાલનું હતું. જેવારે નરીમાને તે ફરજંદને ઘણીક ખુબી ભરેલું દીઠું તેજ વખત એક શવાર પાદશાહ ફરેદુનની નજદીક વધાઈને વાસતે મોકલ્યો પણ અવલ ચીતારા લોકોને બોલાવીને તે બેટાની તશવીર કાગજ ઉપર ઉતરાવીને પેહેલવાન લોકોની મીશાલ તેને ઘોડા ઉપર શવાર કીધો અને હાથમાં ગોરજ આપીને બાજુ ઉપર કમાન લટકાવી અને હમેલમાં કીનાંની તલવાર ખોશી તથા કેતરાક ઉપર કમાન લપેટીને હાથમાં નેજો આપ્યો તેની પીઠ ઉપર બોરશેદનાં ગેરદાની મીશાલ રોશન ઢાલ બાંધી. એ રવેશની તે બેટાની શુરત ચીનારા લોકો પાસે ચીતરાવી, પછે એક નામું લખીને તે શુરત જેહાંપેહેલવાન કેરશાસપની નજદીક મોકલી, એક બીજું નામું પાદશાહ ફરેદુન ઉપર લખાવીને તે નામામાં પેલા બેટાનાં હાથનો પંજો કેશર તથા કશતુરી તથા ગોલાબે કરી છાપીને તે નીશાન પાદશાહ ફરેદુન ઉપર મોકલી. તે શવાર વધાઈની ઉમેદ ઉપર ગોયા પરદાર મોરગ ઉડે તે મીશાલ દોડતો જતો હતો તે સવારને જેહાંપેહેલવાન કેરશાસપનું રાહમાં મલવું થયું તેજ વખત શેતાબ પેલું નાંમુ આપીને વધાઈ દીધી. તેનાં સાંભલ્યાથી ગોયા જેહાંપેહેલવાન કેરશાસપ પાછો જવાન થયો અને તે શેરને ચેહેરેનાં બચાંની તશવીર જોઈને ઘણો અજબ રહ્યો તે એવોતો ખુશીમાં આવ્યો કે તેને પોતાનાં તનની ખબર રહી નહી પછે શેતાબ તે શવારી ઉપરથી નીચે ઉતરીને પોતાનું શર ખાકમાં મેલી હકતાલાની શેતાએશ કરી કેહેવા લાગો કે એ પાકદાદાર તેં એ બેટો માહરા ખાનદાનમાં પેદા કીધો તો એવું કરકે હું જીવુંછું તેટલામાં એ બેટાને લડાઇનાં મેદાનમાં દલેર પેહેલવાંનોની મીશાલ દલેરી કરતો જોઉં એટલી માહરી ઉમેદ તું શાહેબ બર લાવ. એ રવેસ હકતાલા પાસે મોરાદ માંગ્યા પછે પેલા શવારને પોતાની નજદીક બોલાવીને તે ઉપર ઘણીક દોઆ કીધી; પછે પોતાનો જામો તથા કોલાહ તથા કમરબંધ તે સવારને બખશ્યો પછે પોતાનાં ખાશ ઘોડા ઉપર જરી જીન મંડાવીને તે ઘોડા ઉપર શવાર કીધો; તે સાથ ઘણીક નાદેર ચીજો જે પોતે ચીનથી લાવ્યો હતો તે તેને બખશી તેને કેટલીક ફોજનો શપેહશાલાર કીધો. તાંહાં જેહાંપેહેલવાન પાદશાહ ફરેદુનની તરફ ચાલ્યો જેવારે પાદશાહને ખબર થઈ કે જેહાંપેહેલવાન કેરશાસપ આવી પોંહોંચ્યો તેજ વખત પોતાનાં તમામ લશકર તથા શપેહશાલારોને શુનાનાં નગારાં તથા કરનાએ સાથે

જેહાંપેહેલવાંનને એશતેકબાલ લેવા મોકલ્યા જેવારે નામદાર જેહાંપેહેલવાનનું આવવું પાદશાહ ફ્રેદુનની નજદીક થયું કે શેતાબ પાદશાહ પોતાનાં તખત ઉપરથી ઉઠીને એકશો કદમ પાંઉએ ચાલીને જેહાંપેહેલવાનને એશતેકબાલ આવીને પોતાની શીધા તીરની મીશાલની પીઠ કમાનની મીશાલ વાંકી ક-રીને શલામ કીધી પછે બેહુ જણે એક સાથે બગલગીરી કીધી. પાદશાહ જેહાંપેહેલવાનનો હાથ પકડીને પોતાનાં તખત ઉપર પોતાની સાથે લેઈ બેઠો અને પછે ખેરઆશીઅતની ખબર પુછી. જેહાંપેહેલવાનને એક મહીના લગી ઈરાંનમાં રાખીને હરરોજ રોશન બેહેશત મીશાલની મજલેશ શમા-રીને પાદશાહ ફ્રેદુન જેહાંપેહેલવાન કેરશાસપની મદારત કરતો હતો. જે વારે એક મહીનો તમામ થયો તેવાર પછે પાદશાહે બેશુમાર હદાઓ જેહાં પેહેલવાનને આપ્યો તેવાર પછે જેહાંપેહેલવાંન પાદશાહ પાસેથી રજા માંગીને પોતાનાં શેહેરની તરફ ચાલ્યો જેવારે જંગી કેરશાસપ શીસતાનની તરફ કેટ-લીક મંજેલ લગી ગયો તેવાર પછે ગાવે આહગરનો બેટો કોબાદ નાંમનો હતો તેણે પાદશાહ ફ્રેદુનની દરગાહનાં અમીરોની નજદીક એમ કરી કહીયું કે એ આપણો પાદશાહ ફ્રેદુન આગલા બુજરોગ પાદશાહોની બુનીઆદનો નથી. મારા બાપે મરદાંનગી કરી એકાએક એને ઉભો કરીને નાહેક પા-દશાહ જોહાકને પાદશાહીથી ઉઠાડીને તેનું તખત તાજ આપ્યું, તેથી એ પોતાને પાદશાહ કેહેવાડેછે. તમો સરવ કોઈ નેગાહ કરીને જોવો કે કેરશા-સપ કરતાં આપણે ઘણી રંજ ખેંચી, ને મેહેનત કીધી પણ એ પાદશાહે આપણાં કરતાં કેરશાસપને ગંજ તથા મોલક, આબરૂ તથા બોજરગી ઘણી આપી અગરજો એ ફ્રેદુન બોજરગ બુનીઆદનો હતે તો અવલ આપણને બોજરગી તથા આબરૂ આંપતે એ વીગેરે ઘણાંક શખુન નાલાયક બોલ્યો. એ ખબર કોઇએ છુપી રીતે જઈને પાદશાહ ફ્રેદુનને કહી કે કોબાદ ફલાંણું ફલાંણુંની નજદીક એ રવેશથી બોલ્યો સાંભલીને પાદશાહ ફ્રેદુન ખામોશ રહ્યો. જેવારે એક દંન પાદશાહની મજલેશમાં કોબાદ વગેરે તમાંમ અમીરો શલાંમને વાસતે આવી પોત પોતાની જગો ઉપર બેઠા હતા તેવારે પાદશાહ ફ્રેદુન બાંગેબોલંદ અવાજ કાહાડીને એક ભાખણુ કરવા લાગોકે.—" એ નાંમદાર અનજુમન તમો સરવ કોઈ માહરી નશીહત શાંભલો કે અવલ આદમીજાદને લાજેમછે કે પાક યજદાંની પનાહમાં રેહે તો તેને હકતાલા બંને જેહાનમાં બખતાવર કરે. જે ખુશી કે જેની પછવાડે દરદ તથા શખતી પોહોચે તે ખુશીને ખુશી કરી નહી ગણ્યે. જે શખુનકે બોલ્યા પછે પશેમાંન થઈ અંદેશો ખેંચીને તે શખુન હરગેજ બોલ્યે નહી, તે કાંમને કાંમ કરી નહી ગણ્યેકે તેનાં કીધા પછે ખમીઆજો ખેંચવો પડે.

હરએક કાંમ કરયે તેમાં અવલ પોતાનો અંદાજો જોઈ તથા તેની આગલ પછવાડેનો અંદેશો જોઈ કરયે. લોભ તથા અદેખાઈ હરગેજ કરયે નહી. અદેખાઈછે તે ગંમની વધારનારછે અને લોભછે તે જીવનું લેણુછે. જે કોઇ બેઅકલ આદમી હોય તેથી અકલની ઉમેદ રાખ્યે નહી. નાદાન લોકોમાં દાનાઈની બો હોયજ નહી. જેકાંઈ અજમાએશમાં આવે તેમાં અવલ અકલ દોડાવીને પછે કાંમ કરવું. અકલછે તે આદમીજાદનાં જીવની આરશીછે. પોતાનો પાદશાહ જે દીન રશમ ચલાવતો હોય તે પાદશાહથી હમેશા દેલ ખુશી રાખવું જોઈયે. અગરજો તમોને તે પાદશાહ મોહબતે કરી નવાજતો તે ઉપર નાજ કરજો. જેવાર પાદશાહ ગોસામાં આવે તેવારે તેથી ડરતા રહેજો, પોતાનાં પાદશાહની પછવાડે નાશેપાશીથી નાલાયક શખુન ના બોલતા જેવારે તેને તમારા બદ બોલવાથી ખબર થાય તેવારે તે બદી તમોનેજ પોહોંચશે. પોતાનો પાદશાહ જે કોઈ હોય તેનાં હકમાં શોકરાનાં કીધા જોઇયે પોતાનાં પાદશાહની વાત હર જગોએ નેકીનીજ કરયે. અગર આપણો પોતાનો પાદશાહ કોઈ બીજા શપેહશાલારને બોજરગી આપે તેનો મરતબો જોઇને બલાપો તથા દરદ નહી કરયે. આપણું દેલ છે તે વજીરની મીશાલછે, અકલછે તે પાદશાહછે, જોઆં છે તે શપેહશાલાર મીશાલનીછે, શખુનછે તે લશકર મીશાલછે અને કાએદોછે તે ગોયા તમાંમ લશકરનો અમીરછે, જે લશકરને શમારેલું રાખે કે કોઇ શખસ અંદાજાથી બેઅંદાજે પાંઉ નહી મેલે. શખુન બોલ્યા પછે તેહેને ખમીઆજો ખેંચવો પડે તે શખુન નહી બોલવો બેહતરછે. પાદશાહીને તરંણુ ચીજ ખરાબ કરેછે અને તે તરણુ ચીજથી પાદશાહનું બખત આંધલું થાયછે. "પેહેલું પાદશાહ પોતે ઓરત લોકોનાં ફરમાંનમાં રેહે" બીજું "પાદશાહને બખીલી હોય" ત્રીજું "પાદશાહ થઇને ખોદાની ખલક ઉપર જુલમ ગુજારે" એ ત્રણુ ચીજ પાદશાહી પાયમાલ કરે. જે કોઇ નેક પાદશાહ હોય તેની મોરાદ હમેશા બર આવે. જેવારે તેની નૈયતબી ઘટે તેજ વખત તેની પાદશાહીની આખેર આવે. પાદશાહ પોતાનાં દીલની ખાહેશ ઉપર જોક કરે તેને પાદશાહી કરવી લાયકછે. તે કરતાં દુનીઆ દરમ્યાંનમાં અગરચે કોઈ શખશ લાખોબી હોનરવંતો હોય તોપણુ તેમાંબી હરએક એબ હોય. જે પાદશાહને અકલ તથા દાંનાઈ તથા હોનર હોય અને બુનીઆદ હોય તે પાદશાહને તખત ઉપર બેસાડવું શજાવારછે, પોતાનો ગંજ ખજાંનો ભરવા વાસતે કોઈ ઉપર સેતમ નહી કરે અગર કોઈ વખત તેથી બદી થાય તો પરવરદેગારની નજદીક પનાહ માંગે તે બુન્યાદમંદ પાદશાહ સરવે કોઇને અંદાજે તેની હોરમતને નેગાહ રાખે. એ અનજુમનનાં લોકો જે મીશાલની મેં

હકીકત તમોને કહી તે તમામ માહરામાંછે અને હું દેલથી ખાલેશ છું. બીજું એકે જેવારથી હું પાદશાહીપર આવ્યોછું ત્યારથી મારેથી બદી થઈનથી જે કોઈયે માહરે વાસતે રંજ ખેંચ્યો તેનો બદલો મેં ખાલી જવા દીધો નથી. મેં એકાએક કોઈ બેગુનાહ આદમી ઉપર શેતંમબી કીધો નથી. આદમીને પાદશાહીનો આપનારોતો જેહાંનનો પેદાકરનાર પરવરદેગારછે, આદમીજાદનાં જોર ને હોનર કીધાથી પાદશાહી પોંહોંચતી નથી પણ આદમીજાદનાં બખતથીછે નેકી બદી એ બે ચીજતો બખતથી પોંહોંચેછે, વાસતે તમો માહરા શપેહશાલારોને લાજેમ નથી કે માહરી પછવાડે એઅંદાજે બદગોઇનાં શખુન બોલો" એટલું કહીને ગોસાથી નજર ફેરવીને કોબાદ તરફ મોહો કરીને કહ્યું "કોબાદ, મેં તાહરી સાથે શી બદી કીધી કે તું બીજા સરદારો નજદીક બેસીને માહરી બદગોઈ કરેછે ? તું શાવાસતે મને બદ શખુન બોલે છે ? હું જાંણું છું કે એ અદેખાઈમાં તું પોતાનું મગજ ઘટાડશે. તાહરી જુબાન તાહરી દુશમંન થઈ લાગીછે. તેં જેહાંપેહેલવાંન કેરશાસપની તથા ગાવેઆહંગરની હકીકતનાં શખુન બાજે લોકોની નજદીક કહ્યા તે તમામ હકીકત મને માલમ થઈ છે. તું અદેખો શાવાસતે પડેછે ? તું નથી જાંણતોકે રૂમ તથા ખાવર તથા હીંદોસતાંન તથા ચીન વીગેરે બીજા જે ઘણાં ભારી તથા શખત રાહ ભરેલા મોલક હતા તે તમાંમ જેહાંપેહેલવાન કેરશાસપે પોતાની તલવારને જોરે જેર કીધા. એ જેહાંપેહેલવાન જેવારે લડાઈની શફમાં નેજો મારે છે ત્યારે તેનાં દબદબાથી આશમાનબી અજબ રેહેછે. એ જેહાનના દીલાવરનાં ગોરજને એક જગોથી બીજી જગો લેઈ જવો પડેછે ત્યારે એક ગાડાંને ચાર હાથી જોડી મેલે છે તોબી ખેંચાઈ શકાતો નથી એવોતો તેહેનો ગોરજ ભારીછે એની પોતાની કમંદના પેચે કરી પાહડને જગોથી ઉખાડી નાખેછે એની શમશેહેરથી શેરનાં દેલ દરદભરેલાં રેહેછે તે કરતાં એ જેહાંપેહેલવાંન કેરશાસપની બુન્યાદ માહરા બોજરગ ન્યાગાન પાદશાહ જમશેદ તથા હોશંગથીછે તું હમારી બરાબર પોતાનાં બાપ ગાવેઆહંગરને કરવા ચાહેછે તે કેમ બનશે ? તાહરો બાપ ગાવે એશફહાંન શેહેરનો એક લોહાર છે તારો બાપ ગાવેની બુનીઆદ પાદશાહથી નથી તે પોતાની નેકદીલીથી હમારી ખીદમતમાં આવ્યો તેથી નેકનાંમ થયો તેનાં હાથમાં લોહોડાંની ભારી હથોડીની જગો ગોહર જડાવવાલી શરાબની જાંમ રેહેવા લાગી તે લોહારપણાંથી છુટીને પાદશાહોનાં અમીરોની શફમાં બેસવા લાગો. તાહરો બાપ તો એક હલકા પેશાના કરનાર દુકાંનદાર હતો પણ એને શપેહશાલારીનો ખેતાબ હમોએ આપ્યો અને ગરમ કોએલામાંથી ઉઠાડીને પાદશાહી

બીછાંનાં ઉપર બેસાડયો હવે તું જોકે એથી બીજી બોજરગી તેને શું જોઈયે છે ? એથી તે દરજજે કેટલોક વધારવો જોઇયે ? પ્રથમ ગાવેઆહંગાર પોતાની દુકાંનમાં બેસી ધમણ ખેંચીને પોતાનું ગુજરાણ કરતો હતો તેને મેં દશ શેહેરનો હવાલો આપી પાદશાહી મનશફ્ કીધો. હવે તું એથી પોતાનાં બાપને કેટલી બોજરગી આપવા ચાહેછે ? લોહાર હતો તેનો શપેહશાલારતો થયો. જેહાંપેહેલવાંને જેવો રંજ ખેંચ્યો તેવો કોઈ બીજાએ ખેંચ્યો નહી તેનાં બદલામાં તેને ગંજ પોંહોંચ્યો અગર તુંનેબી ગંજની ખાહેશછેતો તુંબી રંજ ખેંચ. પાદશાહ એક શખશનો યાર નથી પણ સરવ કોઈનાં શર ઉપર શરદારી રાખેછે ને શરવ કોઈની મેહેનત જોઈ તે ઉપરથી તેનું તોલ કરી તે રંજ મોઆફેક નવાજીને બોજરગી આપેછે. એ કોબાદ અગર તુને માહરી ખેદમતમાં રેહેવું હોય તો એવા બેહુદા શખુન ના બોલ અને જે જંગલમાં તું ભુલો પડે તે જંગલમાં તું ના જા. જે ચીજથી પોતાને નુકશાંન પોંહોંચે તે ચીજ ઉપર પ્યાર ના કર પોતાનો અંદાજો જોઈને બીછાંનું ખેંચ. તું પોતે નીચે ઉભો રહીને ઉપરની તરફ પથર ના માર નહીતો તે પથર ઉંચેથી પાછો નીચે ગગરસે, તે તાહરા સર ઉપર આવી પડશે. અગરજો તાહરી જોબાં તેવા શખુનો કરતાં માહરા બોજરગોને કમબેશ બોલતેતો, નેક ખાંનદાનનાં પેહેલવાંન નરીમાને એક શાહાજાદા સાથે ચીનનાં મોલકમાં ઇનશાફની રાહે જેમ કામ કીધું હતું તે મીશાલ હું તાહરી સાથે તેમજ ઇનશાફની રાહે કરતે. મેં જે કાંઈ નશીહતનાં શખુન કહ્યા તેને અકલની આંખે જોઇ સમજજે અને એનો નકશ પોતાનાં દેલમાં નગીનાંની મીશાલ જડેલો રાખજે." એ રવેશનો પાદશાહનો ગોસો જોઈને કોબાદનો ચેહેરો જરદ થઈ ગયો અને ધ્રુજવા લાગો. તે પેહેલવાનની આંખમાંથી બાહારનાં વાદલમાંથી પાણી વરશે તે મીશાલ આંસુ ગરવા લાગાં. તે પાદશાહની દેહશતે કરી બેહોશ થઈને કુરશી ઉપરથી ખાકમાં પડયો. જેવારે કેટલીક શાએતે પાછો હોશમાં આવ્યો તેવાર આજેજી કરી જીનહાર માંગવા લાગો. જેવારે તેને પાદશાહે એ રવેશ દીઠો તેવારે તેનો ગુનાહ માફ કીધો. એ ખબર જેવારે ગાવેઆહંગરને થઇ કે તાહરા બેટાએ એ રવેશ બેવકુફી કીધી તેથી એ રવેશે પાદશાહે ગોસો કીધો પણ તાહરી મરૂઅતને વાસતે તેનો ગુનાહ બખશ્યો એ ખબર સાંભળ્યાથી પોતાનાં બેટા ઉપર તે ઘણોક ગોસામાં આવ્યો તેણે ચાહ્યું કે તલવારે કરી પોતાને હાથે બેટાનું શર કાપી નાખે. એ ખબર પાદશાહ ફરેદુનને થઈ કે કોબાદને મારવાનો કશદ ગાવેઆહંગરે કીધોછે. તેજ વખત પાદશાહે પોતાની મજલેશમાંથી દાના મરદોને મોકલીને કોબાદની તકશીર માફ કરાવી.

હવે પેલી તરફ જેહાંપેહેલવાન કેરશાસ્પ ખુશી ખુરમી સાથે શીસતાનમાં શાંમનાં દીદાર જોઈને ખુશી થતો એમ કેહેતો હતો કે એ બેટો જેવારે લાયકનો થશે તેવારે માહરા કરતાં પણ તલવાર તથા ગોરજનો મારનાર જબરદસ્ત થશે. તે ખુશીમાં એક વરશ લગી જેહાંપેહેલવાનનાં હાથમાંથી એકદમ શરાબની જામ દુર રહી નહી. જેવારે એક વરશ તમામ થયું તેવારે એક શવારને કાબુલના પાદશાહ ઉપર શલામી લેવા વાસતે મોકલ્યો તેથી કાબુલનાં પાદશાહે પેગાંમ મોકલ્યો કે એ જેહાંપેહેલવાંન પાદશાહ ફરેદુનનો બેદાદી કરવાનો હોકમ નથી તું હમણાં શલામી માંગેછે અને વરશ તમામ થયા પછે પાદશાહ ફરેદુનબી મંગાવે, વાસતે એક વરશમાં બેવાર શલામી હું આપતો નથી. એ રવેશનું પેગામ સાંભલીને જેહાંપેહેલવાન કેરશાસપે આબરૂને વાસતે પાદશાહ ફરેદુન ઉપર શલામીની ખાહેશનું પેગામ કરાવ્યું તેજ વખત પાદશાહે કાબુલ તથા જાબુલની શલાંમીની માફીનું ફરમાંન લખાવી મોકલ્યું તે ફરમાંન લેઈને જેહાંપેહેલવાનને હદીઆ તરીકે તે બે શેહેરની શલાંમી શાંમને બખશી, કે એ બે મોલકની શલાંમીનો હદીઓ આવે તે તું પોતાના કબજામાં રાખજે એ રવેશ બન્ને શેહેરની શલામી શાંમને બખશીને પોતે આશાએશથી શીશતાંનમાં રહી બીજી જગો જવાની ખાહેશ કીધી નહી.

તે ઉપર એ નાંમાંનો બનાવનાર શાએર અજદી એમ કરીને કેહેછે કે એ જેહાંન હમેશા ગુજરી જવાની, અને એ રવેશની તરેહવાર યાદગારી સરવે કોઇથી રેહેવાની. એ દુનીઆ ગોયા બદસુરત દેવનાં જુનાં ઘરની મીશાલછે તેથી એ દુનીઆંનું ઘર દુખ દરદ ફેશાદ ભરેલું છે. જે કોઈ દાંના આદમી હોયછે તેઓની નજદીક એ દુનીઆ ગોયા બુરાં બંદીખાના મીશાલનીછે અને જે કોઈ નાદાંન તથા બેવકુફછે તેની નજરમાં એ દુનીઆ ગોયા બેહેશત મીશાલ ખુશ લાગેછે !! એ દુનીઆ એકાએક તુને ઉઠાવી લેશે વાસતે બેહતર કે તે કરતાં કે તે આગલ તું પોતાનો નશીબો ઉઠાવી લે.

---

## જેહાંપેહેલવાન કેરશાસ્પને તનજે શેહેરનાં પાદશાહ સાથે નવો મીનાંકેશો થયો તે વીશેની હકાએત.

જેવારે પાદશાહ જોહાકનાં વખતમાં જેહાંપેહેલવાન કેરશાસ્પ જોહાકની નજદીકથી તનજે શેહેરની તરફ જઈ પોંહોંચ્યો હતો તેવારે રાહમાં જતાં ઘણી એક નાદેર ચીજો મોટા દરીઆવ તથા ખુશકીમાંથી જેહાંપેહેલવાનનાં હાથમાં આવી હતી, તે તમામ બેશુમાર ગંજ ખજાંનો તનજે શેહેરનાં

પાદશાહને હવાલે કરીને કહ્યું હતું કે એ માહરી તમામ મતા તાહરી પાસે અનામત મેલુંછું તે તું રાખજે જેવારે માહરી ખાએશ થશે તેવારે હું મંગાવીશ. એ રવેશ ગોફતેગોહ કરી એક એક સાથે લખત કીધાં અને પોતાનો ખજાંનો તે પાદશાહને શોંપીને આગલ ચાલ્યો. એમ કરતાં તે પાદશાહની ઉ-મરે વફાદારી નહી કીધી યાને તે પાદશાહતો ગુજર્યો તેથી તેનો બેટો બાપની જગો ઉપર પાદશાહી ઉપર બેઠો. તે બેટાનોબી વાકો થયો. તેવારે તેનો બેટો હતો તે પોતાનાં બપાવાનાં તખત ઉપર પાદશાહીએ બેઠો હતો. જેવારે જેહાંપેહેલવાંન કેરશાસ્પ બુઢો થયો અને તમાંમ મોલકે મોલકની શલામતી લેઈ પોતાનાં શેહેરમાં આશાએશથી બેઠો તેવારે એક દંન અં-દેશો કરવા લાગો કે હવે હું તમાંમ લડાઈઓથી ફારેગ થયોછું તેથી હવે તનજેનાં પાદશાહ પાસેથી માહરો તમામ ખજાંનો મંગાવી લેઉં. એ અં-દેશો કરી તેણે પાદશાહ ફરેદુનની રજા મંગાવી પછે, એક દાંનાવ મરદને તનજે શેહેરનાં પાદશાહની નજદીક પોતાનો ખજાનો લેવા મોકલ્યો જેવાર તે દાનાવ મરદનું તનજે શેહેરમાં જવું કે તનજેનાં પાદશાહે લોભથી અં-દેશો કીધો કે ત્રણ પેહેડી માહરા બાપ દાદાની ગુજરી ગઈ તેથી હવે એ ખજાનો આપવો નહી એવો બદ અંદેશો કરીને કેરશાસપનાં એલચીને જવાબ દીધો કે તાહરા કેરશાસપને જઈને કેહકે તું ખજાનો મંગાવેછે પણ મનેતો એ વાતની કશી ખબર નથી એ વાત ઉપર બશો વરશ ગુજરી ગયાં અને હું તે ચાલીશ વરશની ઉમરનો જવાન બચું છું. હું કાંઈ જા-ણતો નથી. એવાં જુઠાં બાંહનાં કરીને તું મારી ઉપર શાવાસતે જુલમ ક-રવા ચાહે છે અગર માહરા ગંજ ખજાના ઉપર તાહરી નજર થઈછે તો નાહેક જુઠું બાંહનું શાવાસતે કરેછે ? તુને જે જોઈયે તે પોતાની જોબાંએ માંગી લે ! તાહરો મરતબો ઘણો ભારીછે પણ હવે બુઢાપાનાં વખતમાં તેં બદ કાંમ કરવા માડયાં? તું ફરતા આશમાંનથી તો ડર ને હવે જઈફીનાં દા-હડામાં તો દેઆંનત સાબુત રાખ! એ રવેશ જવાબ કહેવાડયો તે એલચી-એ આવીને જેહાંપેહેલવાંનને તમાંમ હકીકતથી બયાનવાર કહ્યો તે સાં-ભળ્યાથી જેહાંપેહેલવાંન કેરશાસપે અંદેશો કીધો કે એ પાદશાહ પોતાનાં બાપ દાદાનાં લખ્યાનેબી કબુલ કરતો નથી અને એવાં ગલાંતલાં તથા દ-ગાબાજીના જવાબ દેછે વાસતે એ ખજાનો લડાઈ કીધા વગર માહરા હા-થમાં આવનાર નથી એવો અંદેશો કરી તેજ વખત બાર હજાર સવાર તૈયાર કરાવીને તે લશકર સાથે તે શીસતાનથી બાહેર નીકળ્યો. તેણે પેહેલ-વાંન નરીમાનને ફરમાવ્યું કે તું એ જગો રહી હોસ્યારીથી રહી પોતાનું કાંમ કરજે યા કાંઇ મોટું કામ કરેતો અવલ પાદશાહ ફરેદુનને જાહેર કરીને તેનો

હોકમ લેઈને કરજે. એટલું કહી તે લશકર સાથે આગલ ચાલ્યો એ ખબર તનજેના પાદશાહને થઈ કે જેહાંપેહેલવાન કેરશાસપ લશકર સાથે આવી પોંહોંચ્યો તેજ વખત તે પાદશાહે પોતાનાં ગંજનો દરવાજો ખોલીને બેસુમાર લશકર તૈયાર કીધું. જેવારે કેરશાસપ તનજે શેહેરની તરફ જઈ પોંહોંચ્યો તેવારે તેનાં લશકરની ગીરદે કરી તનજેનાં મોલક ઉપર વાદલની મીશાલ ધુંધ બંધાઈ ગઈ. જેહાંપેહેલવાન તનજે શેહેરથી બે મંજેલ દૂર દેહેરા મારીને એક ગામ તનજેનું હતું તેમાં મકાંન કરી રહ્યો તે ગાંમનો પટેલ ઘણો દાંના તથા બુઢો હતો, તે બુઢા મરદે આકેબત દુર અંદેશી કરીને કેરશાસપનાં લશકરને ઘાસ કાડી વગેરે તમામ શામાન પોંહોંચાડયો અને પોતે જેહાંપેહેલવાનની ખેદમતમાં આવી ઉભો રહીને કેહેવા લાગો કે એ જેહાંપેહેલવાન કેરશાસપ આશમાનની ચાલથી માહરા સર ઉપર ઘણાંક વરશ ગુજર્યાં છે અને હું બુઢો છું. તેં તાહરો ખજાંનો જેકાંઇ તનજેનાં પાદશાહને અનામત રાખવા આપ્યોછે તેની તમાંમ હકીકતથી હું વાકેફછું અને તેનો શાહેદ માહરો એક ભાઇ માહરેથી વડોછે તે જાણેછે ને દાહડા ઉપર માહરા ભાઈબાજે કાંમને વાસતે તનજે શેહેરમાં ગયો હતો તેથી તે તખત ઉપર તેની શાહેદીછે; એવા શખુન તે બુઢા દેકાંનાની જુબાંનથી સાંભલીને જેહાંપેહેલવાન ઘણો ખુશી થયો પછે તેણે એક નાંમું તનજેનાં પાદશાહ ઉપર લખ્યું.

## નાંમુ લખ્યું જેહાંપેહેલવાન કેરશાસ્પે તનજેનાં પાદશાહ ઉપર તે હકીકત.

તે નામાનાં શર ઉપર અવલ હકતાલાનું નામ લખ્યું કે તેણે દીન અને દાદની રાહા આપણને જાહેર કરાવીને સાત આશમાંનો ફરતાં કીધાં તથા જમીનને બરપા કીધી, પછે આપણ આદમીજાદને પેદા કરીને પોતાની બંદગીની ફરજ શોંપી. રાસતી તથા ઈનશાફનો કરનારથી તે શાહેબ પોતેજછે હકતાલાની રાહથી ગુમ થએલા ઓ કમબખત તાહરા દેલમાં લોભનાં દેવે મુકામ કીધોછે તેથી તુને લાલચ ઘણીછે તે લાલચ શી તરેહનીછે ? તું નથી જાણતો કે અગર કોઈ શખશ બીજા શખસનાં માલ ઉપર જુઠો દાવો કરે તે શખસ જેવો બે જેહાંનમાં લેઆનતી કોઈ બીજો નહી. તું કેહેછે " તું તો માહરી ઉપર જુઠું બોલેછે" તો તું જેવા પાજી ઉપર જુઠું બોલીને માહરી તમામ ઉમરની આબરૂ બરબાદ કરવામાં મને હાંશલ નહી. અને તું એ મીશાલનાં નાલાયક શખુન મને કહેવાડેછે તેથી માલુમ પડેછેકે તું

પોતાની રોશન આંખમાં ખાક ભરવા ચાહેછે. જે કોઇનો ચેહેરો તથા રંગ હબશીની મીશાલનો શીહા હોય તેની પેશાની ઉપર શીહા બાલ હોય તે માલુમ પડે નહી એ નાતવાન દગાબાજ અગર જો હું જમીન ઉપર એક પોકાર મારૂંતો જમીનમાંનાં મુરદાં રશતાખેજ વગર ઉઠી ઉભાં થાય! અગર હીનદોસતાનમાં કોઈ નાંધલું બચું પાલનામાં બેઅખતીઆર રડતું હોય અને તેની નજદીક અગર કોઈ માહરૂં નામ લેતો તે તરત ખામોશ રેહે! એમ કરતાં મેં ઘણીક મેહેનત તથા રંજ ખેંચીને દોલત મેલવી અને તાહરા બોજરગોનાં એતેબાર ઉપર તાહરા શેહેરમાં અમાનત મેલી તો હવડાં તું કેહેછેકે હુંતો કાંઈ જાણતો નથી તો જે કોઈ જાણેછે તે તાહરીજ નજદીકછે તે કરતાં તાહરાંજ લશકરના કેટલાક અમીરો એ વાતનાં માહરા ગવાહછે તેમાંનાં બે શખસને મેં તાહરી નજદીક મોકલ્યાછે અગરચે આપણાં દેલમાં ઘણુંબી સાચું હોય પણ દાવરલોકો બે શખસની ગવાહી માંગે તો તાહરી નજદીક બે શાહેદને મોકલ્યાછે તેથી વાકેફ થઈને માહરો ખજાનો તમાંમ સરવે મોહોરબંધ મોકલી દે. અગરજો તું શલુકથી માહરો ખજાનો મોકલી દેશેતો તું મારેથી પાદશાહ ફરેદુનની નજદીક મરતબો જીઆદે પામશે તે યજદી પાદશાહ ફરેદુન તાહારી બોજરગી તથા આબરૂ વધારશે. અગરજો તું માહરા નામાનો જવાબ શોખીથી લખશેતો હું તાંહરાં શેહેર તથા તાજને પાઉં નીચે લાવશ. એ રવેશનું નામું લખીને પેલા બે ભાઈઓને શાહેદી દેવા બોલાવીને પાક યજદાનાં કશમ દીધા કે તમો જે કાંઈ જાણતા હોય તે વાજબી કેહેજો એટલું કહીને એક એલચીને નામું આપી પેલા બે શાહેદી હવાલે કીધા તેથી ત્રણ શખસ તનજે શેહેરની તરફ ચાલ્યા. જેવારે જેહાંપેહેલવાનનું નામું તનજેના પાદશાહે વાંચ્યું અને પેલા બે શખશોએ તમામ મજલેશ હજુર બાંગેબોલંદ ગોવાહી દીધી તેવારે તેની મજલેશમાં બીજા બુઢા લોકો બેઠેલા હતા તેઓએબી શાહેદી આપી કે હા, જેવારે જેહાંપેહેલવાંન પાદશાહ જોહાકનાં વખતમાં એ તરફ આવ્યો હતો તેવાર ઘણોક ખજાનો તાહરા બપાવાને અમાનત રાખવા આપી ગયો હતો તેનાં લખ્યાં લખત બે જણ પાસેછે તે લખત ઉપર હમારી પોતાની શાહેદીશાખબીછે. એ રવેશ સાક્ષી આપી પણ તે પાદશાહ કોઈ સાથે બોલ્યો નહી તેણે પોતાનાં દેલ સાથે અંદેશો કર્યા પછે જેહાંપેહેલવાંનનાં એલચીને કહ્યું કે તાહરા કેરશાસપને કેહે કે તું બરફનાં કતરાની દીવાર બાંધેછે! પણ એ દીવારનો પાયો શાબેત નથી તેથી જેવારે એ દેવાર ઉપર આફતાબ તલુ થશે તેવારે શેતાબ પીગલી જશે. હું મરદી તથા લશકર તથા ગંજ ખજાનામાં તુંથી કમજોર

નથી. તું એટલી દમર શુ કરેછે? તું પોતાની જવાંનીમાં જોરેમંદ હતો તે કરતાં અગર દશ ઘણો જોરાવર હવડાં બુઢાપામાં કાંય નહી હોય પણ જેવારે હું હાથમાં નેજો પકડું તેવારે તું જેવા એકસો કેરશાસપનાં સીનાં ચાક કરી નાંખુ! હવડાંતો તું બુઢો થયોછે તેનાં સબબથી તાહરા હાથ પાંઉએ શીસતી પકડીછે તેથી તુમાં પોતાનાં તન ઉપરનાં કપડાંનો બોજો ઉઠાવ્યાની તાકાત રહી નથી તો તું લડાઈનાં હથીઆર શી રવેશ ઉઠાવશે? તું બુઢો થયોછે તો હવે હું તુંથી શાવાસતે ડરૂં? એટલું કહીને તે એલચીને તથા પેલા શાહેદોને તમાચા તથા છકડો મરાવીને ખોહારીથી દરવાજા બાહેર કઢાવી મેલ્યા અને તેજ વખત શેતાબ લશકર તઈયાર કીધું. તેણે એક હજાર હાથી લોહોડાંની પાખર શાથેનાં શમાર્યા અને લડાઈને વાસતે શેહેરમાંથી બાહેર નીકલીને એ ફરશંગ દુર જઈ દેહેરા માર્યા તેનાં લશકરમાં એક પેહેલવાંન ઘણો ભારી શપેહશાલાર હતો જનું નામ તમુજ હતું, તેને જંગી કેરશાસપની શાંમને મોકલ્યો.

---

## લડાઈ કીધી જેહાંપેહેલવાન કેરશાસ્પે તમુજ શપેહશાલાર સાથે તે હકીકત.

શપેહશાલાર તમુજ ઘણો જંગી હતો તેને તનજેનાં પાદશાહે એક લાખ સવાર આપીને જેહાંપેહેલવાન કેરશાસપ શાંમણે મોકલ્યો. તેનાં લશકરની ગીરદેકરી તમામ જેહાંન શીહા થઈ. જેવારે પેલો એલચી તથા પેલા શાહેદો જેહાંપેહેલવાનની નજદીક આવી પોંહોંચ્યા અને તમામ બીનાં જે બની હતી તે જાહેર કરીને કહી, તે સાંભલ્યાથી કેરશાસપે ગોસામાં આવીને શેતાબ લડાઇનું નગારૂં કરાવ્યું તેણે લશકરને આગલ ચલાવ્યું તે તનજેનો શપેહશાલાર લશકર લેઈને આવતો હતો તે રૂબરૂ પોંહોંચી જતાંવાર તલાયા લોકોસાથે લડાઈ કીધી તે તલાયા તમામ લોહીમાં ગરક થયા. પછે દેલાવરોએ જેહાંપેહેલવાનનાં હોકમથી તમુજનાં લશકરની તરફ લગાંમ ફેરવી તેથી લડાઈએકરી જમીન ઉપર લોહીનો દરીઆવ જારી થયો. એ રવેશની શખત લડાઈ કરતાં રાતનો વખત નજદીક પોંહોંચ્યો તેટલામાં જાબુલી લશકર તનજેનાં લશકર ઉપર ગાલેબ આવ્યું તેથી તેની બઈબુનગાહા લુટી લીધી અને તમુજનું લશકર નાસવાલાગું તાંહાં જાબુલી લશકરે આવીને મૂકાંમ કીધો. રાતે પોતાના શીહા લેબાશે કરી જેહાંનને પરદો કીધો જેવારે રાતની પુરી શીહાઈ વીખરાઈ, તે વખત તમુજ શપેહશાલારે પોતાના લશકરને હોકંમ કીધો કે હવે લડાઈનું મકાંન જાબુલી

લોકોથી ખાલી થયું અને શરવ કોઈએ જઇને રાહ તથા લડાઈની થાકથી આશાએશ કીધીછે વાસતે આપણે કેરશાસપના લશકર ઉપર શબેખુન કરયે એવો હોકમ સાંભલીને તનજેનાં લશકરનાં લોકોએ ઉંચે નીચે કમીગાહ પકડી ને શબેખુન મારવાની તૈયારી કીધી.

પેલીતરફ જેવારે જાબુલી લશકર મેદાનમાંથી પાછુ ફરીને મૂકાંમ ઉપર ગયું તેવારે જેહાંપેહેલવાને પોતાના લશકરમાં ખબરદારી રખાવી કે તમુજનું લશકર આપણી લડાઇથી આજેજ આવેલુંછે તેથી મબાદા આપણુ ઉપર શબેખુન કરે, વાસતે જાબજા ચોકી પેહેરા હોશ્યારીથી રાખજો અને કોઈ શખસ પોતાનાં તન ઉપરથી હથ્યાર છોડતા ના, સારી રાત કમર બાંધેલી ને હથ્યારબંધ તૈયાર રેહેજો. એ રવેશ કેરશાસપે દુરઅંદેશો કરીને પોતાના લશકરમાં હોસ્યારી રાખી હતી. એવામાં અરધી રાતનો વખત થયો તે વખત તનજેનું લશકર છુપ્યું ચોરની મીશાલ આવી પોંહોંચ્યું તે જોઈ શેતાબ જાબુલી લશકરનાં દલેરો મસત શેર મીશાલે મેદાનમાં કુદીને પોકાર મારવાલાગા. તાંહાં બેહુ તરફથી ધરપકરનો પોકાર ઉઠયો અને તલવારોનાં ચમકારા વીજલી મીશાલે થવા લાગા. દલેરોના લોહી તથા રાહની ગેરદ એકથઈ ગઈ તેના કીચડમાં ઘોડાનાં પાંઉં ધસડાવા લાગા, તેવખત જેહાંપેહેલવાને બખતર પેહેડી હાથમાં ભારી ગોરજ પકડયો ગોયા નોજવાંન પેહેલવાન મીશાલ તે જંગમાં ફરવાલાગો તેવખત કેરશાસપની ઉમર સાતશો વરશની થઈ હતી. તે જંગી એ ફરતા આશમાંનની ચાલથી ઘણો જઇફ થયલો હતો. તેવો બુઢો કેરશાસપ એક પોકાર બાહારનાં વાદલની મીશાલનો મારી કેહેવાલાગો કે એ દુશમનો તમો માહરી ઉપર તાંનાં મારોછો કે હવેતો તું બુઢો થયો તો હવડાં જોવોકે તમારી નજદીક જોવાંન શેરની મીશાલનું કાંમ કરી દેખાડુંછું તેકરતાં તમો જાણુતા નથી કે જુનું બબર જાનવર થાયછે તેના બાલ ગોયા નેજા તથા ખંજર કરતાં ઘણુંકાંમ કરેછે. અજદાહ જુનો થાય તેનું તમામ તન જેહેર ભરેલું હોય. જુનો શરાબ શી રવેશનો ઉમદા ફાયદો રાખેછે. એટલું કહીને ગોરજ ઉઠાવી ડાબી તથા જમણી તરફ લડાઈ કરવા લાગો તેથી જમીન ઉપર લોહીની મોજ મારવાલાગી. તમામ જંગલ કમંદોના પેચે કરી ગોયા અજદાહ ભરેલું નજર આવતું તથા રાત વખતે આકાશના આફતાબે કરી વાદલ રંગીન થાય તે મીશાલ હર એક જંગલના પાહાડો લોહીનાં આકારે કરી રંગીન થયા હતા. એવી શખત લડાઈમાં જેહાંપેહેલવાન કેરશાસપ હાથમાં ગોરજ તથા નેજો પકડીને હરતરફ પાંઉપીઆદો દોડતો હતો અને એક એક હોમલામાં શીતેર કદમ આગલ છલાંગ મારતો અને દુશમંન લોકોનાં શર ઉપર ગોરજ

કુદતો તથા કોઈવાર નેજાએ કરી મસત હાથીની શુંઢને તેનાંજ સીનાં સાથે સીવી લેતો હતો. બાજે વખત ગોરજે કરી હાથીનાં મગજ શુરમાની મીશાલનાં કરીનાખતો હતો. એમકરતાં ઘણુંક શવારો તથા પીઆદાને ખાકમાં નાખ્યા. આ જંગમેદાનમાં મારેલા આદમી તથા ઘોડા તથા હાથીઓની લોઠનાં ટેકરા થયા પણુ બીજે દન રાતનો વખત થયો તાંહાંલગી કોઈ આશુદે થયું નહી અને આશાએશથી જગો ઉપર ઉભો નહી. જેવારે બીજી રાતે પોતાના શીહા ઘોડા ઉપર શીહા પાખડ નાંખી તેવારે બેહુ તરફનાં લશકર પાછાં ફર્યાં. પછે જેહાંપેહેલવાનની નજદીક સરવ કોઈ કેહેવાલાગાકે એ પેહેલવાન કાલ રોજે અગર તમુજ શપેહશાલાર તાહરી નજદીક આવેતો તેજ વખત તું તે ઉપર ફીનો લેજે. એવું નહી થાય કે તે પોતાનો જાન શલાંમત લેઇને પાછો જાય. તેની નીશાન હમો તુંને બતાવ્યે છૈયે. તેનો જુનડો શીહા બબરપેકરછે તથા તેનાં શર ઉપર ફુલાદનાં લોહોડાંની ટોપ શુનામાં મઢેલી અને તે ઉપર ગોહરનો જડાવછે. તેનાં તનમાં બબર જાનવરનાં ચાંમડાંનું જરદ રંગનું બખતરછે. તેનો ઘોડો ગુલદાર અબલખછે તથા તે ઉપર લાલ પાખડછે. અમોએ એવો પેહેલવાન તનજેનાં શેહેરમાં એકુ મરદને દીઠો નથી. પછે જેહાંપેહેલવાન કેહેવાલાગો કે આજ રોજે મેં તેને લડાઈનાં મેદાંનમાં ઘણોબી જોયો અને તેની નીશાંન ઘણીબી હુંડી પણુ તે મને નજરે પડયો નહી. જેવારે કાલ રોજે આફતાબ પોતાની રોશન તલવાર મ્યાનમાંથી કહાડે તેવારે તમો મને તે પેહેલવાન દેખાડજો કે તેજ વખત હું તેને પકડીને એક દમ જીવતો રેહેવા દેઉં નહી. હવે પેલીતરફ તમુજ શપેહશાલાર પોતાનાં લશકરનાં લોકો સાથે જેહાંપેહેલવાન કેરશાસપનાં બાબમાં વાત કરતો હતો તેને તમામ લશકરનાં લોકો કેહેવાલાગા કે એ તમુજ શપેહશાલાર, કોણુ કેહેછે કે કેરશાસપ બુઢો અને સોસત થયોછે? એ વખતમાં કોઈથી તેની મીશાલ લડાઇમાં જવાંમરદી થાય નહી. આજની લડાઇમાં હમોએ તેને કુદતો જોયો તો જાણે એક જવાંન ચીતો તનમાં બખતર પેહેરીને કુદતો હોય તેવો હતો તેની દોડાદોડ જોવામાં વાદલનાં કરતાંબી જીઆદે હતી. તે એક એક જખમે એકએક હાથીને ખાકમાં નાખતો અને એક હોમલામાં એકસો તનને જીવથી મારતો હતો તે ઘોડાઓની દુમ પકડીને શર ઉપર ગોફણુની મીશાલ ફેરવીને એક સવાર શાથે બીજા સવાર ઉપર મારતો તેથી તે ચારજણુનાં જીવ જતા હતા. તેમાં બે ઘોડા તથા બે પેહેલવાન જીવથી મરતા. એ રવેશની લડાઈ આજ લગી હમોએ દીઠી નથી એ તમામ વાત સાંભલીને તમુજ પેહેલવાન કેહેવા લાગો કે હવેતો જેવારે કાલ રોજે બામદાદને વખત આફતાબ પોતાનો

ચેહેરો જેહાનને દેખાડે તેવારે હું લડાઇનું બખતર પેહેડીને મેદાનમાં જાઉં અને તે કેરશાસપના તનને ખાકમાં નાંખી તેનાં સરને નેજા ઉપર ચહડાવીને આપણાં પાદશાહની નજદીક લેઈ જાઉં.

---

## લડાઈ કીધી જેહાંપેહેલવાન કેરશાસ્પે તનજેનાં સપેહશાલાર તમુજ સાથે અને મારચો ગયો તમુજ જેહાંપેહેલવાન કેરશાસ્પનાં હાથ ઉપર તે હેકાએત.

જેવારે બાંમદાદ વખતે આફ્તાબ બાહેર નીકલ્યો તે વખત હરેક તરફથી લશકરના શવારો મેદાંનમાં દોડવા લાગા, કરનાએ તથા ઘાંટનાં આવાજ નીકલ્યા તેણે કરીને લશકરનાં શવારોએ તૈયાર થઇને મેદાંનમાં આવી લડાઇશીરૂ કીધી અને નેજ તથા તલવારનાં ચલકાટે કરી ગોયા મેદાનમાં માહતાબ નીકલ્યો હોય તે મીશાલ રોશની થઈ હતી તે પેહેલવાંનોના હાથની ચુગાલ લોહીમાં ગરક થઈ હતી. કીનો તથા મેહેર સાથે સાથે દોડતાં હતાં. યાને તલવાર કીનાંથી આદમીઓનાં જાંન લેતી અને ઢાલ આદમીઓનાં તન બચાવતી હતી. મસત હાથીઓ પેહેલવાંનોની ગરદનમાં કમંદની મીશાલ શુંઢ નાખતા અને પેહેલવાંન લોકો ભારી ગોરજ હાર્થીઓનાં મગજમાં મારતા હતા, એક શવાર બીજા ઉપર કીનો લેતો તેની ખુશીનો પોકાર મારતો તેમ બીજો મરદ જખમ ખાઇને જમીન ઉપર પડતો તેનાં દરદથી પોકારમારતો ! એકનો તીર બીજાનાં દેલમાં આવી મૂકાંમ કરતો અને એકની તલવાર બીજાની ગરદન ઉપર લાગતી તેથી તેનું શર ચોગાન દડી મીશાલે જમીન ઉપર પડતું હતું, મરદાને મરદોના ખંદગી તીરો ઉડતા આવીને સવારોનાં સીના દરમ્યાન લાગતા; એ રવેશની ભારી લડાઇમાં એકાએક જાબુલી લશકર ઉપર ડાહાબી બાજુની તરફ શેકશતે આવી પોંહોંચી, તે લશકરમાં એક શરદાર કેરશાસપનો પીતરાઈ ભાઈ હતો તેને શેતાબ લશકરની મદદ કીધી અને લશકરને હીમત આપીને પોતે તનજેનાં લશકર ઉપર જઈ પડયો અને તનજેનાં લશકરનાં નવ શરદાર જુંડા તથા નોબતના ખાવંદ હતા તેઓને માર્યા અને તે સરવેનાં હાથીઓનાં હોધા ખાલી કીધા પણ આકેબત તે જાબુલી શરદારબી મારયો ગયો. તે ખબર જંગી કેરશાસપને થઈ તેથી જેહાંપેહેલવાન ઘણો દરદમંદ થઇને શેતાબ હાથીની શવારી ઉપરથી નીચે ઉતરીને હાથમાં ગોરજ પકડી પાંઉપેઆદો દોડવા લાગો અને ડાબી તથા જમણી તરફ પોતાના બે હાથે ગોરજ મારવાલાગો તેથી તેનાં જખમની નજદીક કોઈથી તાબેસ થઈ નહી, એવામાં તનજેનાં લશકરની

શત્રુમાંથી એક પેહેલવાન બાહેર નીકલ્યો તેણે મેદાનમાં આવી પોતાનાં હાથમાં એક નેજો પેચદાર શાંપ મીશાલનો હતો તે નેજો જોશથી કેરશાસપ ઉપર મારયો તેજ વખત કેરશાસપે પોતાની ચુંગાલ લાંબી કરી તેનાં હાથમાંથી નેજો છીણવી લીધો તેથી તે શરદાર દેહેશત ખાઈને શેતાબ ઘોડાની લગામ ફેરવીને પાછો નાશવા લાગો તેજ વખત જેહાંપેહેલવાને તેની પછવાડે તેનોજ નેજો એવો તો જોરથી છુટભાલડીની મીશાલ મારયો કે તે પેહેલવાનને તેનાં ઘોડાની ગરદન સાથે સીવી મેલ્યો તેથી તે પેહેલવાન તથા ઘોડા બેહુ સાથ જમીન ઉપર પડયા એવામાં તમુજ શપેહશાલાર કમીગાહમાંથી પોતાનો ઘોડો આજરગોશસ્પની મીશાલ દોડાવતો આવ્યો તે પોતાનો નેજો ઉઠાવીને જાબુલી લશકરમાં જમણી તથા ડાબી તરફ મારવા લાગો પણ જેવારે તેણે જેહાંપેહેલવાંન કેરશાસપને પાઉપેઆદો લડાઇ કરતો દીઠોકે તે પાછો ફરીને નાસેછે તેજ વખત જેહાંપેહેલવાન કેરશાસપ તેની પછવાડે દોડયો અને એક પોકાર મસત હાથીની મીશાલ મારી તેને કહેવાલાગો કે એ બદગુમાન તુરકી હવે તું શેરની ચુગાલમાંથી કાંહાં જવાનોછે ? એટલું કહીને એક ગોરજ તેના શર ઉપર એવાંતો શકત જોરથી મારયો કે તે તમુજ શપેહશાલારને તેનાં ઘોડા સાથે ખાક બરોબર કીધો. તમુજ ઉપર જેહાંન તંગ થઇ તેવારે પછે જાબુલી લશકરે શેતાબ આવી પોહોંચીને તનજેનાં લશકર ઉપર રાહબંધ કીધી અને શખત લડાઈ કરવા લાગા તેથી તે લડાઇમાં તનજેનું પચાશ હજાર લશકર મારયું ગયું. જેવારે રાતનો વખત થયો તેથી તમામ લશકર મેદાંનમાંથી પાછું ફરયું પણ રાત એક પોહોર ગુજરી તેવારે તમામ તનજેનું લશકર. દેહેરા તથા જુંડા વીગરે શામાન પડતો મેલીને પોતાના પાદશાહ તરફ નાહાસી તમામ હકીકત કહી તે સાંભલ્યાથી તનજેનો પાદશાહ પોતાનાં દેલમાં ડરયો તેથી પોતાનું મુકામ તાંહાંથી ઉઠાવીને શેહેર નજદીક જઈ દેરા માર્યા તે લશકરને નવેશરથી હીમત આપીને કેહેવાલાગોકે ફતેમંદી જોર તથા ઘણાં લશકરથી નથી. એતો બખતના જોરથીછે વાસતે કાલ રોજે એક લડાઈ દલેરીથી કરો અગરજો બખત મદદગાર હશેતો આપણે ફતેમંદી પામશું પણ લડાઈની વખત સરવ કોઇ એખઠા થઈને એક હોમલે કેરશાસપ ઉપર જઈ પડીને તેની ઉપર એદેરગ તલવાર તથા નેજા મારીને તેની બાજુને જખમી કરો જેમ રાણમાંથી ગોવાલીઓ બાહેર જાય તેવારે તે ગોવાળાં ઉપર વગર બચાવના થાય તેમ કોશેશ કરી કેરશાસપને જીવથી મારો પછે તેનાં લશકરને મારવું કશા હિસાબમાં નથી. એટલું કહીને લશકર સાથે દરીઆવનાં કેનારા ઉપર મુકામ કરીને પડયો કે મબાદા જાબુલી લોકો ગાલેબ આવેતો શેતાબ શામન

સાથે કીસતી ઉપર સવાર થઈ આગલ નીકલી જાય—એરવેશ તમામ રાત મશગુલીમાં કહાડી. જેવારે રોશન રોજ જાહેર થયો તેવારે જાબુલી લશકર જોય શું કે તનજેના લશકરનો એક શવાર તે જગો મલે નહી તેથી તેનો તમામ અશબાબ લુટી લેઈને તનજે તરફ આગલ કુચ કીધી, અને તનજેનાં પાદશાહની મોકાબેલ આવી લાગા, તેજવખત લડાઈની શફ સમારી.

---

## લડાઈ કીધી જેહાંપેહેલવાન કેરશાસ્પે તનજેના પાદશાહ સાથે અને ફતેહ પાંમ્યો જેહાંપેહેલવાંન પાદશાહ ઉપર તે હકીકત.

એ તરફનું લશકર કીનાં ભરેલું થઇને મેદાંનમાં આવ્યું તાંહાં કીનાનાં નગારાનાં આવાજ ઉઠવા લાગા તથા શીપાહી લોકોએ તલવાર ખેંચી તેથી એક લડાઈ રાશતાખેજ મીશાલની થવા લાગી તેમાં જેહાંપેહેલવાંન કેરશાસપ મસત હાથી ઉપર શવાર થઇને હાથમાં કમાંન પકડીને એક એક તીરે કરી એક એક હાથીને જમીન ઉપર નાખતો હતો! એમકરતાં કેટલાક હાથી તે ઉપરનાં શરદારો સાથે માર્યા. પછે હાથી ઉપરથી નીચે ઉતરીને પાંઉપેઆદો થઈ હાથમાં નેજો તથા તલવાર પકડી શવારોનાં કમરબંધ ઉપર મારતો અને એક એક હોમલામાં એકસો શવારોને જમીન દોસ્ત કરતો હતો, જેહાંપેહેલવાન કોઇવાર નેજાએ કરી શવારોને સીવી નાંખતો અને કોઇવાર તલવારે કરી કમરમાંથી બે ટુકડા કરતો જેવારે ગોરજ પકડીને હોમલો કરતો તેવારે શવારોને ઘોડાસાથે ખાક બરાબર કરતો! તેની એવી લડાઇ જોઈને આશમાંનબી જાંણે જીનહાર માંગતો હતો. એવામાં તનજેનાં લશકરનાં દશ હજાર દલેરો આવીને એકાએક જેહાંપેહેલવાંનની આસપાસ ફરી વલ્યા અને તેને વચમાં ઘેરી લઈ તે ઉપર હરતરફથી હોમલો કરવા લાગા, તેઓની તલવારનાં ચકાચકનો આવાજ આશમાન ઉપર જવા લાગો તે સવારો દુરથી કેરશાસ્પ ઉપર નેજા તથા છુટભાલડીઓ નાખતા હતા. એવામાં તનજેનો પાદશાહ એક તરફથી તુંદ અજદાહની મીશાલ હાથમાં નેજો પકડીને પાહાડની મીશાલનાં ઘોડા ઉપર સવાર થયો હતો તેણે આવીને એક નેજો જેહાંપેહેલવાન ઉપર મારયો તેને આવતો જોઈને જેહાંપેહેલવાને શતાબ કુદીને તે પાદશાહનાં ઘોડાનું દુમ પકડીને પોતાની તરફ ખેંચીને એકશો કદમ દુર ફેંકી દીધો અને એક પોકાર એવોતો મારયો કે તેની દેહેસતે કરી તમામ જંગલ ધુંજવા લાગું. પછે પેલા દશ હજાર સવાર કેરશાસ્પ ઉપર હોમલો કરી આવ્યા હતા તેઓ

ઉપર જઈ પડયો, તેને જોઈને કેટલાએક જાબુલી પેહેલવાનોબી સેતાબ પછવાડે જઈ પોંહોંચ્યા. તાંહાં એક લડાઈ એવીતો શખત કીધીકે લશકરનાં આદમીઓનાં હાથ ગેરેબાંન સાથે વલગી ગયા. જાણે આશમાન પોતે જોશમાં આવીને લોહીનો વરશાત વરશાવતો હોય એવો મામલો ધીકતો હતો, અને જમીને લાલ જામો પેહેડયો હતો. એવી શખત લડાઈ જોઈને તનજેના પાદશાહે નામોરાદ થઈને લડાઈથી મોહો ફેરવ્યું અને દરીઆવના કેનારા ઉપર કેટલીક કીશતી તૈયાર રખાવેલી હતી તે ઉપર સવાર થઈને નાઠો. તેવારે તેના લશકરેબી ઉંચે નીચે નાસવા માડયું. જેવારે શીહા રાતનો વખત થયો તેવારે તમામ લશકરે શેહેરમાં જઈ પનાહ પકડી. જેવારે કેરશાસ્પને ખબર થઈ કે તનજેનો પાદશાહ પોતાની ખાશ અશબાબની કીશતી ભરીને તે ઉપર મેદાન મેલી ભરાયોછે તેથી કેટલાક પેહેલવાનોને કેરશાસ્પે દોડાવ્યા તેઓને દુરથી આવતા જોઈને તનજેના પાદશાહનું દેલ ચાક થયું તેથી શેતાબ કીશતીઓનાં દોરડાં કાપી નખાવ્યાં અને પોતે પોતાના બે અમીરો સાથે દરીઆવમાં નાઠો. જેવારે તનજેનાં લશકરમાં ખબર થઈ કે આપણો પાદશાહ કીશતી ઉપર શવાર થઈને નાઠો તેથી સરવ કોઈ હથ્યાર નાંખીને જીનહાર માંગવા લાગા. જેહાંપેહેલવાનનાં હોકમથી જાબુલી લશકર તનજે શેહેર તરફ ગયું કે ફરી લડાઈ જારી કરે, પણ તે શેહેરનાં દરવાજા બંધ દીઠા તેથી બાજે તરફથી કોટ ખણી નાખીને જાબુલી લશકર શેહેરમાં દાખલ થયું અને શેહેરમાં કતલ ચલાવા લાગા. બે હીસ્સા આદમી મારી નાખીને તે શેહેરને વેરાંન કરી નાખ્યું. તનજેનાં પાદશાહની બદબખતીએ જોર કીધેલો હતો તેથી દરીઆવમાં તેની કીશતીને તોફાંન લાગું તેથી શેતાબ કીસતીને કીનારે લગાડીને પોતે કીનારા ઉપર ઉતરીઓ હતો તેવામાં કેટલાક જાબુલી શવારો શેકાર મારતા જંગલમાંથી તે જગો જઈ પોંહોંચ્યા શેતાબ તે પાદશાહને પકડી લીધો અને તેનાં બેહુ હાથ બાંધી તેને ખોહારીથી ખેંચતા તનજે શેહેરમાં જેહાંપેહેલવાન નજદીક લાવ્યા. જેવારે કેરશાસપે તેને જોયો તેવારે કહ્યું કે એ નાપાક બદ હેઆંનતના, જે આદમીની બદ ખશલત હોય તે આદમી એ રવેશ ખરાબી પામે તું નથી જાણુતો કે બોજરગ લોકો ફરમાવી ગયાછે કે નેક ખશલત છે તે ફરેશતા મીશાલનીછે અને બદ ખશલત છે તે નાપાક બદસુરત દેવ મીશાલની છે ? તું પોતાની બદ ખશલતીએ કરી પોતાની પાદશાહી તથા ગંજથી તથા ઓરત તથા ફરજંદ તથા ખેશ કબીલાથી નાઉમેદ થયો એટલું કહીને હોકમ કીધો કે તેનાં તનઉપરથી ચીમટાએ કરી ગોશ તોડી ટુંપી કાહાડે અને તેનીસાથે પેલા બે અમીરોછે તેનાં તન ઉપ-

રથી ચાંમડી ઉખાડી નાંખે! તેજવખત તે પાદશાહનાં તન ઉપરથી શાંણુશીએ કરી ગોસ ઉખાડી નાંખ્યું અને પેલા બે અમીરોનાં તનઉપરથી ખોલ કહાડી નાંખી તેથી તે નાંપાક બદખશલતનાં ત્રણે જણ જીવથી મુવા.

તે ઉપર એ નામાનાં બનાવનાર શાએર એમ કરી કેહેછે કે લોભનાં કરનારનો અશબાબ એ રવેશનો છે. ઘણાંક આદમીઓએ લોભ લાલચ કરી પોતાનાં શર બરબાદ કીધાંછે, જે કોઈ આદમી લાલચ તથા લોભ કરે તે શખશની જુબાં કોતા હોય જેને લાલચ લોભ નહી હોય તે શખશની જોબાં દરાજ હોય અગર તું ચાહેકે હું સરવે કોઈનાં મોહો ઉપર શખુન બોલું તો અવલ લાલચ લોભને દુર કર, પછે જે ચાહે તે બોલ.

જેવારે તે તનજેનાં પાદશાહને એ રવેશ શખતીથી માર્યો તેવાર પછે જેહાંપેહેલવાન તે પાદશાહની દરગાહમાં દાખલ થઈને હર તરફ ફરવા લાગો તાંહાં એક ઘરમાં શીહા પથરનું એક ભાંએરૂં બાંધેલું દીઠું તેની અંદર બેસુમાર ખજાંનો દીઠો તે ભાંએરાંની દીવાર ઉપર તે તમાંમ ખજાંનાની ઇઆદદાસત નામ બનામ વીગતવારે લખેલી હતી અને તેના દરવાજાનાં સર ઉપર એક તખતી યાકુતની જડેલી હતી તે તખતી ઉપર સુનાંનાં હરફે લખેલુંહતુંકે, "એ તમામ ગંજ જેહાંપેહેલવાન કેરશાસપનો આપણુ પાસે અમાંનત મેલેલોછે" તે લખનાર પાદશાહના રાસત દેલ ઉપર ઘણી આફ્રીન કીધી. તેવાર પછે તે શેહેરનાં બાજે લોકોને બોલાવીને તે તમાંમ હકીકત વંચાવી તેથી સરવકોઈની ખાતરજમાં થઇ કે એ ખજાંનો જેહાંપેહેલવાન કેરશાસપનો અનાંમત મેલેલોછે. એવામાં એક શંદુકમાં ચીનાઈ કાગજ મેલેલું હતું તે કાગજ કહાડીને જોયશું કે તનજેનાં પાદશાહે પોતાનાં હાથ દસતખતે કરી કેરશાસપને લખત કરી આપેલું હતું કે "આ ખજાંનો તાહરો મારી પાસે અમાંનતછે તે તું જે વખત મંગાવે તે વખત પોહોંચતો કરૂં." તે લખત ઉપર પોતાની મોહોર કરીને પોતાનાં તમામ અમીરો તથા શેહરનાં બોજરગ આદમીઓની શાહેદી કરાવેલી હતી અને તે ઉપર પેલા બુઢા દેકાંનીનીબી શાહેદી હતી! તે લખત જેહાંપેહેલવાંન કેરશાસપે શેતાબ બાજે શાહેદી આપીને પાદશાહ ફરેદુન પાસે મોકલ્યું કે તે પાદશાહની ખાતેરજમાં થાએ! પછે તે તમાંમ ગંજ ખજાનો ઉંટો ઉપર ભરીને શીસતાન તરફ રવાના કીધો. તેવાર પછે તે શેહેરનાં લોકોને કસી વાતે મોજાહેમ થયો નહી. જેહાંપેહેલવાન તે જગો કેટલાક મહીનાં રહીને તે શેહેરને પાદશાહ ફરેદુનને નાંમે પાછું આબાદ કીધું અને તે શેહેરની પાદશાહી પેલા બુઢા શપેહશલારને આપીને ઘણી

તાકીદ કીધી કે એ ખોદાની ખલકતને પોતાની પાસે અમાંનત જાણજે. એ રવેશ તાકીદ કરીને પછે પોતે તાંહાંથી કુચ કીધી.

તે ઉપર એ નામાનો બનાવનાર શાએર એમ કરીને કેહેછે કે તું જોકે પેહેલવાંન કેરશાસપને ખજાનાની કસી હાજત હતી નહી પણ એ દુનીઆંનો લોભ કોઈને મેલતો નથી. એ દુનીઆની દોલત શી મીશાલ છે કે જે કોઈ પાસે દુનીઆમાં દોલત ઘણી હોય તે દોલતજ તેની દુશમનછે-શી રવેશે કે તે શખશ રાતદંન તે દોલતને જાલવ્યામાં શરગરદાંન હોય અને એમ કરતાં તે દોલત એકાએક જતી રેહે તો તે શખશ જીવે તાંહાંલગી ગમ તથા શખતી ભરેલો રહે. વાસતે એ દાંના મરદ તું લોભનાં ફાંદામાં શાવાસતે પોતાની ગરદનને નાંખેછે! જે કોઈને દુનીઆમાં લોભ ઘણો હોય તે શખસને દોલતમંદ નહી કેહેવો! તેહેને ફકીર લોકોનો ફકીર કરી જાણવો! અગર એક શખશનાં સરઉપર રોશન બખતનાં ચલકાટથી પાદ-શાહી તાજ હોય અને તે શખશ લોભ કરેતો તેનું શર ખાક બરાબર જાણવું. અગર તું પોતાની હયાતીમાં લોભનો બંદો થાયને તું એમ કરી ચાહે કે હવે હું એથી દુર થાઉં તો તું હરગેજ એનાં બંધથી છુટે નહી. એ લોભછે તે ગોયા એક અરઘો કુઓછે અને તેનું તળ્યું નથી અને શર ખોલ્લુંછે અને તે કુઆ ઉપર એક ઘર બેશુમાર દરવાજાનું છે. જેવાર તેમાંનો એક દરવાજો બંધ થયો કે શેતાબ બીજો દરવાજો ખોલાયછે વાસતે તુંથી થઈ આવે તો એ લોભનો ફાંઘો પોતાની ગરદનમાંથી કાહાડી નાંખ એ લોભની રાહ ઘણી બુરીછે તથા આદમીઝાદની ઉપરનો ખજાનો હરરોજ ખાલી થતો જાયછે આદમી તો ગફલતમાં રહીને દુનીઆંનો ખજાનો એકઠો કરવામાં પોતાની ઉમરનો ખજાનો ખરચ કરેછે; વાસતે એ દાંના મરદ લોભથી પાછો ફર અને હકતાલાએ તુંને દોલત આપીતો ખાઈ પીને જોક કર અને મીશકીન લોકોની ખબર લે. તું નાહેક પોતાનાં તન ઉપર રંજ ખેંચીને ગંજ શાવાસતે એકઠો કરેછે? તનેતો આખેર એ દુનીઆથી ગુજરવુંછે અને એ દોલતતો જમીન ઉપરનાં પાહાડની મીશાલ એ જગોઉપર રહી જવાનીછે. તું જેમ પોતાની માદરનાં પેટમાંથી ખાલી-હાથે એ દુનીઆંમાં આવ્યો હતો તેજ રવેશ એ જેહાનથી ખાલી હાથે પાછો જવાનોછે. દોલત એકઠી કરવા ઉપર નાહેક મેહેનત ના કર તે કરતાં તું કેહેછે કે હું મેહનત કરીને માહરાં ફરજંદો વાસ્તે દોલત મેલવું છું, તો તેનો કશો ગંમ ના ખા. તાહરાં ફરજંદને પેદા કરનાર શાહેબે તેની રોજી પેદા કીધેલીછે. તું પોતાની નજરે જોકે પાદશાહ ફરેદુનનાં બાપે કેહી દોલત પોતાનાં બેટા ફરેદુનને વાસતે જમે કીધી હતી કે તે ફરેદુન

હક્તેકેશવર જમીનનો પાદશાહ થયો ! જે મીશાલ તુંને હકતાલાએ રોજી પોંહોંચાડી તે મીશાલ તારા ફરજંદનેબી પોંહોંચાડશે.

## તનજેનાં મોલકની અજાયબ સરીખી હકીકત.

જેવારે જેહાંપેહેલવાંન કેરશાસપે તનજે શેહેરમાંથી કુચ કરીને આગલ ચાલ્યો પણ તે તેજ મોલકની શરહદમાં ફરતો હતો કે તે તમામ મોલકનો રાહરવૈયો જોયે. એમ કરતાં એક હફ્તાલગી કુચદરકુચ આગલ ચાલ્યો તાંહાં એક શીહા પથરનો પાહાડ દીઠો તે પાહાડ ઉપર પાંણીની નદી બે ફરશંગ પોહોલી હતી તે નદીની બે તરફ ઝાડો ઉગેલાં હતાં તે ઝાડનાં ઠડ તમામ લાલ રંગનાં હતાં. તેની ડાલ તમામ આશમાંની રંગની હતી. તેનાં પાંખડાં તમાંમ વાંશ મીશાલ લીલાં હતાં તે ઉપર આતશ તથા લોહોડું કાંઈ કારગત થતું નહી એવાં તે ઝાડ હતાં, તે જોઈ આગલ ચાલ્યા તાંહાં એક જંગલમાં જઈ પોંહોંચ્યા તે જંગલ તમામ પોશનાં ફુલે ભરેલું હતું અને તે પોશનાં ફુલ એવાંતો મોટાં હતાં કે તેમાંનું એક ફુલ તોડે તેણે કરીને એક ટોપલી ભરાય ! પછે તે જગો એક મોરગ રંગીન અને ઘણું જેબદાર દીઠું તેની શુરત કોલંગ જાનવર મીશાલની હતી એક બીજું નાહનું મોરગ જે તજર જાનવર કરતાંનેબી નાધલું હતું તે નાહનું મોરગ પેલાં મોટાં મોરગની તરફ હમેશે દોડતું તેથી તે મોટું મોરગ આગલ નાહસતું હતું. જેવારે તે મોટું મોરગ પછવાડે છેડ નાખતું તે છેડને પેલું નાધલું મોરગ ખાતું હતું એ મીશાલ પેલું નાધલું મોરગ પેલાં મોરગનાં છેડની લાલચ વાસતે તે પછવાડે ફરતું તે અજાએબ જોઇને જેહાંપેહેલવાંન અજબ રહી કેહેવાલાગો કે હકતાલાની બખશેશ કેવીછેકે એ જાનવરની રોજી કેઈ પરકારથી પેદા કીધીછે. પછે એક શખસ કેરશાસપને કેહેવાલાગો કે એ જગો એક જંગલ નેત તથા શરવનાં ઝાડનુંછે તેમાં એક જાનવર તજરવની મીશાલનુંછે તે જાનવર દાણા ખાઈ જાણતું નથી અને આંખેબી દેખતું નથી તે તમામ રોશન રોજ પોકારેછે અને રાતને વખત ખાંમોશ બેસેછે તેવારે એક જાનવર તે કરતાંને નાંધલું કેટલીક કોશેશ કરીને આંધલાં મોરગની નજદીક હરેક ખોરાક લઈ જઈને કબુતર પોતાનાં બચાંને પોતાની ચાંચે કરી ગાલો આપે તે મીશાલ પેલું નાંધલું મોરગ પેલાં આંધલાં મોરગને ખોરાક ખવાડેછે ! જેવારે તે મોરગ ખાંણુ ખાધાથી તંનદોરસ્ત થાયછે તેજવખત પોકાર મારીને પેલું નાંધલું મોરગ કે જે તેને વાસતે મેહેનત કરીને ખોરાક લાવી ખવાડેછે તેને શેતાબ ચુગાલ મારીને પોતાની ચાંચે કરી ફાડી નાંખેછે ! તેથી એ મુલકનાં દાંનાવ લોકો તે

આંધલાં મોરગને બેવફા કરી કહેછે. એ અજાએબ વાત સાંભલીને જેહાંપેહેલવાન કેહેવા લાગો કે એ બેવફા દુનીઆમાં વફાદારી છેજ નહી. એમ કરતાં આગલ ચાલ્યા અને ઈરાન જમીનનાં મોલકની શરહદમાં જઈ પોંહોંચ્યા તાંહાં બોલંદ પાહાડ દીઠો અને તે પાહાડ નીચે એક ગાંમડું રોશન બેહેશત મીશાલનું દીઠું તે આસપાસ તમામ બાગો તથા બગીચા હતા તેમાં એક બુતખાંનું હતું તેનું સર બુલંદીમાં ઘણું ઉંચું હતું. તેની દીવાર શંઘેમરમરની તથા દરવાજો માહી દંનદાંનનો તથા તમામ ફરશ દેબાનાં કપડાંનાં હતા, તેની અગાશી રૂપાંની તથા તમામ એમારત રંગબેરંગી હતી. તે બુતખાનાંમાં એક શેર યાને એક વાઘ સુનાંનો બનાવેલો હતો. તે વાઘની પીઠ ઉપર એક યાકુતનું તખત મેલીને તે ઉપર એક પુતલી ગોહરનાં જડાવની બેસાડેલી હતી. તે પુતલીનાં હાથમાં એક આરશી આપેલી તે આરશીમાં પોતાનો ચેહેરો જોતી હતી. તે આરશીએ કરી તે બુતખાનામાં રાતને વખત આતશની મીશાલ રોશની થતી. તે બુતખાનામાં ઘણાંક બુતપરશત લોકો બુઢા તથા જવાન હતા તે લોકો શેતાબ ઘણોક હદીઓ એકઠો કરીને જેહાંપેહેલવાંનની નજદીક લઈ ગયા તેવારે જેહાંપેહેલવાને તે લોકોને પુછ્યું કે એ રવેશનું ગાંમડું આબો હવા ભરેલું છે અને એમાં એવા બેહેશતની મીશાલનાં બાગબગીચા છે અને તમો લોકો સીવાય એ જગો કોઈ બીજા આદમીની વસતી છેજ નહી ? તેવારે તે લોકો દલેરીથી ફેરશાસપને કેહેવા લાગાકે એ ફરેસતાની ખશલતનાં પેહેલવાંન, એ ગાંમથી એક મંજેલ દુર એક જંગલ છે તેમાં એક દરંદુ જાનવર મહસત હાથી કરતાંબી તનમાં મોટુંછે. તેનાં મોહોમાંથી જેહેરી શાંપની મીશાલની ફુંક નીકલેછે તેની ચુંગાલ શેર મીશાલની છે તે જોર સીંહ મીશાલનો રાખેછે. તે જાનવર જેવારે શેકારનો કશદ કરેછે, તેવારે જંગલ તથા પાહાડ ઉપરથી બબર જાનવરને ખેંચી લેછે. તે પોતાનાં દમે કરી હવા ઉપરથી ગીદ જાનવરને ખેંચી પાડેછે. તે જાનવર હર વખત કમીગાહ કરી હમારા ગાંમની તરફ આવેછે અને એ ગાંમમાંથી જેકોઈ આદમીને દેખેછે તેને શેતાબ ખાઈ જાયછે તેથી એ બેહેશતની મીશાલનું ગાંમ વેરાંન થઈ ગયુંછે. હમો સીવાય કોઈ આદમીજાદ એ જગો રહ્યું નથી. હમો એ જગો રહ્યા છીયે તે એવી રવેશેકે હમો એ બુતખાનામાંથી બાહેર નીકલતા નથી અને એ ઘરનાં દરવાજા બંધ કરીને એ બુતખાનાંની આગાશી ઉપરથી નેગાહ કરી તે જાનવરને દુરથી આવતું જોઈયેછે તેવાર શેતાબ એ બુતખાનામાં એક છુપ્યું ભોએરૂંછે તેમાં છુપા થઈ બેસ્યે છીયે. ઓ ફેરશાસ્પ તું કેહેશેકે તમોને એ જગો સીવાય બીજી જગો રેહેવાની મલતી નથી કે એવી ડરાંમણી

જગોએ મકાંન કરી રહ્યાછો પણ એ જગો અશલથી હમારા બાપ દાદાનું વતનછે તેથી એ જગોને પકડી રહ્યા છિએ. એ શખુન સાંભલીને જેહાંપેહેલવાન કેરશાસપે તે લોકોને કેહયું કે આજ રોજ યજદાંના હોકમથી તમોને તે હેરેમનનાં હાથથી છોડવું. એટલું કહીને તે જંગલમાં જઇ લશકરની શફ ખેંચી અને લશકરને હોશ્યારીથી ઉભું રાખ્યું. તે જંગલ હેરેમનના દોજખ જેવું દરાંમનું હતું કે તે જંગલમાં જવાનો અંદેશો કરતાંબી આદમીને દેહેશત લાગતી હતી તે જંગલ આસપાસ પાણીની એક નદી હતી તે નજદીક તે નાપાક દરંદુ બોલંદ પાહાડની મીશાલ શુતેલું હતું તે દરંદાને જોઇને જેહાંપેહેલવાંને પોતાનું બખતર સમાર્યું અને હાથી ઉપર પાખડ નાખીને એક સંનદુકમાં હથીઆર મેલીને પોતે છુપાઈ રહ્યો. તે શનદુક હાથી ઉપર મેલીને હાથીને આગલ ચલાવ્યો જેવારે તે દરનદાંની નજદીક જઈ પોંહોંચ્યો તેવારે પાક યજદાંનું નામ જુબાંન ઉપર યાદ કીધું ફતેહ ચાહી. પછે તે શનદુક ઉગાડીને ગોઠણ મરડીને બેઠો અને કમાનને ચીલે ચહડાવી, એવામાં તે દરંદુ જાનવર ખોઆબમાંથી જાગી ઉઠયું તેજ વખત તેજીથી હાથી ઉપર દોડતું આવીને એક ચુંગાલ હાથી ઉપર મારી તેથી હાથીની શુંઢ તોડી નાંખી પછે પોતાના દાંતે કરી હાથીનું શર દડીની મીશાલ તનથી દુર કરી નાંખ્યું તેથી હાથી જમીન ઉપર પડયો તેવાર જેહાંપેહેલવાંને જાણ્યુંકે હવે એ નાપાક મારી ઉપર ચુંગાલ નાખશે તેથી શેતાબ તે સંદુકમાંથી બાહેર નીકલીને એક નેજો તે દરનદાંનાં શીનાંમાં જોરથી માર્યો, તે નેજો તેનાં શીનાંમાં કારી લાગો તેજ વખત નામદાર કેરશાસપે એક ગોરજનો જખમ તે ઉપર હેવોતો જોરથી શખત માર્યો કે તેનાં જરબના ધમકારાએ કરી તે જંગલનાં ઝાડોનાં પાતરાં તથા ફુલ ખરી પડયાં. એ રવેશનાં દમબદમ ગોરજના જખમ તેનાં શર ઉપર માર્યા તોપણ તે નાપાક દરંદુ પોતાના નખે કરી જમીન ખોદતું હતું. એમ કરતાં જેહાંપેહેલવાંને પેદરપે શાહાઠ જખમ ગોરજનાં તેનાં શર ઉપર માર્યા તેથી તેનું મગજ શરમાંથી બાહેર નીકલી પડયું ! તેનું તમામ તન લોહી ભરેલું થયું. તે બેઅખત્યાર જમીન ઉપર પડયું. પછે કેરશાસપ પોતાનું શર ખાકમાં મેલી પાક યજદાંની નજદીક ઘણીક આજેજીથી કેહેવા લાગોકે એ પાક દાવર તેં મને એવાં નાપાક જીઆંગાર જાનવર ઉપર ગાલેબ કીધોકે એ નાપાક જાનવરમાં ત્રણ તરાંહની ખોહ હતી એની ચુંગાલ તથા જોર શીંહ જાનવર મીશાલનો હતો, જેહેર તથા ફુક અજદાહ મીશાલની હતી, તથા તન હાથીની મીશાલનું હતું. એવાં ડરામણા જાનવર ઉપર તારી મદદે કરી હું ફતેહ પામ્યો. એ રવેશ બંદગી

કરી પછે હોકમ કરીને તે નાપાક જાનવરનું ચામડું તથા નખ તથા દાંત ઉખડાવીને હાથી ઉપર નાખ્યું. તાંહાંથી આગલ રાહ માપી તાંહાં એક બીઆબાન ઘણું અજાએબ દીઠું તેમાં શેતાબ ગુજર કીધી અને હરરોજ કુચ દરકુચ ચાલતાં એક જંગલમાં જઇ પોંહોંચ્યા. તાંહાં એક કોટ ઘણો બોલંદ દીઠો તેહેની દીવાર તથા બોરજ શીહા પથરના હતા તે આસપાસ પાણી મીશાલ વેહેળો જારી હતો પણ તેમાં બોરડીના કાંટા બે-શુમાર હતા. તેની શીડીબી શખત પથરનીજ હતી તે ઉપર ચહડવાનો એકજ રસ્તો હતો તેબી ઘણો તંગ હતો. તે શીડીનાં શર ઉપર એક દરવાજો લોહોડાંનો હતો. તે દરવાજાની નજદીક એક મરદ ચોકીદાર લાકડાંનો બનાવીને ઉભો રાખેલો હતો, તેનાં હાથમાં તીર કમાન આપેલી હતી કે અગર કોઇ શખસ તે કોટની પેહેલી શીડી ઉપર પગ મુકતો તો તેજ વખત તે લાંકડાંનો મરદ પોકાર મારીને એક તીરે કરી તે શખશને જીવથી મારનો હતો ! તે લોખંડી તીર શેતાબ પાછો જઈને પેલા લાકડાંના મરદનાં હાથમાં પકડાતો હતો ! પછે જેહાંપેહેલવાનનાં હોકમથી કેટલાક શવારો પોતાનાં શર ઉપર ઢાલ પકડીને બખતર સાથે તે શીડી ઉપર ચહડવા ગયા પણ પેલા લાકડાંનાં મરદનાં તીરે કરી માર્યા ગયા તેવાર પછે જેહાં-પેહેલવાંને ઉઠીને હાથમાં કમાંન પકડી અને તે શીડીથી દુર ઉભો રહીને એક ખદંગી તીર પેલા લાકડાંના મરદની આંખમાં નીશાણ કરી મારયો તે તીરને જોરે કરી પેલો લાકડાંનો મરદ એક નેજાને અંદાજે ઉંચો હવા ઉપર ઉડી ગયો. તેવાર પછે પેલી વેહેતી વેલુમાં પડયો પણ તેજ વખત શેતાબ ઉઠીને જેહાંપેહેલવાન સાથે લડવાનો કશદ કીધો. એવા-માંતો જેહાંપેહેલવાંન શેતાબ પેલી શીડી ઉપર ઉંચો ચહડી ગયો ને ગોરજે કરી તેનાં દરવાજાનું ટાલુ ભાંજ્યું તે ખોલીને જોયછે તો એક વાઘ તાંબાં તથા કાંશાંનો બનાવીને તે જગો ઉપર હીલતો ઉભો રાખેલો હતો ! તેવારે એક મરદ દાના આદમી હતો તેણે કહ્યું કે એ જગોનાં પથરમાં આતશછે અને તેની પાસે નફ્ તેલનો ચશમોછે તેમાંથી નફ્ તેલ નીકલેછે તેથી આતશ ઘણો જોશ કરેછે તેની ગરમીએ કરી એ શેર ગરમ થઇને હીલ્યા કરેછે તથા પેલો મરદ હાથમાં તીર કમાન પકડી બેઠેલો હતો તેબી એ તલેશમ-નાંજ શબબથી હતો. કોઈ દાના મરદે પોતાની જગો જબરદસ્ત તલેશ-મથી બાંધેલીછે. એ તલેશમ જાહાં લગી દુનીઆં રેહેશે તાંહાં લગી રેહેવાનોછે. પછે તે જગો ફરયા તાંહાંની તમામ જમીન તથા દીવાલ શખત પથરની હતી તથા તે કોટને ઉંચેની અગાશી ઉપર શંગેમરમરનાં આર મોટા થાંભ ચોહોડીને તે ઉપર એક જરી તખત માંડેલું હતું તે

ઉપર એક શખશ બોલંદ કદનો શુતેલો હતો તેનાં તન ઉપર કશતુરી તથા કપુર છાંટેલો હતો, પણ જેકોઈ શખસ અજમાએશને વાસતે તે મુરદાંની નજદીક જતો તેવારે અવલ તે શખશનાં મોહોડાંમાંથી એક પોકાર નીકલતો અને પછે તે શખશ બેહોશ થઈ પડતો હતો, તે દાના મરદે જેહાંપેહેલવાન વગેરે બીજા શરવ કોઇને કહયું કે એ મુરદું શુતેલુંછે તે અખનુખ પેગંબરની ઓલાદનોછે તે અખનુખ પેગંમબરને એદરીશ કરી કેહેછે એદરીશનો બનાવેલો એ તલેશમછે. એવા શખુન સાંભલીને જેહાંપેહેલવાને પોતાનો ગોરજ ઉઠાવ્યો અને ચાહેયું કે તે તલેશમને તોડે એવામાં એક પોકાર આવ્યોકે એ નેકબખત કેરશાસપ એથી હાથ ઉઠાવ એની હવદ હજુર તમામ થઈ નથી તેથી જેહાંપેહેલવાન અજબ રહી તે જગોથી પાછો બાહેર નીકલ્યો અને આગલ આવ્યો.

---

## જઈ પોંહોંચ્યો જેહાંપેહેલવાન કેરશાસ્પ ઇરાન સરજમીનમાં પાદશાહ ફરેદુનની નજદીક તે વગેરે બીજી હકાએત.

તેવાર પછે શેતાબ મંજલ કાપીને ઇરાન જમીનમાં પાદશાહ ફરેદુનની નજદીક જઇ પોંહોંચ્યો એ ખબર પાદશાહ ફરેદુનને થઇ કે જેહાંપેહેલવાન કેરશાસ્પ મોલોકોની શેર કરતો એ તરફ આવી પોંહોંચ્યો છે એ ખબર સાંભલતાંવાર પાદશાહે પોતાના અમીરોને બોલાવી શેતાબ લશકર સાથે પાદશાહ ફરેદુન ચાર ફરશંગ લગી જેહાંપેહેલવાનને અશતેકબાલ ગયો ને જેહાંપેહેલવાનને ઘણીએક આબરૂ સાથે લાવીને પોતાનાં તખત ઉપર લેઇને સાથે બેઠો. પાદશાહે જેહાંપેહેલવાનને તમામ હકીકત પુછી તેના જવાબમાં જેકાંઈ બન્યું હતું તે કહ્યું અને પછે પેલાં દરંદાંનું ચામડું તથા નખ તથા દાંત મંગાવીને પાદશાહને દેખાડયા. તે જોઇ સરવ કોઈ અજબ રેહેવા લાગા અને જેહાંપેહેલવાન કેરશાસ્પ ઉપર આફરીન કરવા લાગા કે એ પેહેલવાન હેવા બુઢાપાનાં વખતમાં એવો જોર રાખેછે. તેવાર પછે તે ચામડું પાદશાહની દરગાહનાં દરવાજા ઉપર નાંખ્યું તે જોવા વાસતે તમામ ખલક આવી અને જેહાંપેહેલવાનનાં જોર ઉપર દોઆ કરવા લાગી. પછે પાદશાહ ફરેદુને જેહાંપેહેલવાન કેરશાસ્પને પુછયું કે તારો ખજાંનો તંજેનાં પાદશાહ પાસે કાહાંથી અને તેનો મોલક વેરાંન કરી પાછો આબાદ કીધો તેનો શબબ શુંછે ? જેવારે કેરશાસ્પે પાદશાહને જવાબ દીધો કે પાદશાહ જોહાકનાં વખતમાં હું હીંદુસતાંનના રાજા મેરાજની મદદે ગયો

હતો તાંહાં હું જાબજા દરીઆ તથા ખુશકીમાં ફર્યો હતો અને તાંહાં ઘણીક અજાએબી મેં દીઠી અને ઘણાં તલેશમ મેં તોડયાં. તાંહાંથી મારા હાથમાં બેશુમાર ખજાંનો આવ્યો તે ખજાંનો મેં તનજે શેહેરનાં પાદશાહને તાંહાં અમાંનત મેલ્યો અને લખત કીધું ને તે ઉપર તે પાદશાહના અમીરોની તથા બાજે ઓજોરગ આદમીઓની શાહેદી કરાવી લીધી ને હવડાં તેના બેટાનો બેટો પાદશાહીપર બેઠો તેને મેં પેગામ કેહેવાડયો કે માહરો ખજાંનો મોકલે તેથી તે મને ઘણાંક નાલાએક શખુનો બોલ્યો તેથી માહરા જીવમાં મને ઘણી અચરતી લાગી કે કોઈ પાદશાહ મને એવો શખુન બોલ્યો નહી અને એણે મને એવા નાલાયક શખુન કેહેવાડયા તેથી મેં બીજી મરતબે બે મરદ દાના તથા બુઢા કે જેઓની તે લખત ઉપર શાહેદી હતી તેઓને તે પાસે મોકલ્યા અને ઘણીક નશીહતથી કેહેવાડયું તેવાર તે પાદશાહે તે માહરા એલચીને તથા પેલા બેહુ બુઢા આદમીઓને બેઅખતીઆર તમાચા તથા છકડ મરાવી બેઆબરૂ કરી દરવાજા બાહેર કાહાડી મેલ્યા. તેથી મને ગોસ્સો લાગો તેના શબબથી મેં તેનો મોલક વેરાંન કીધો તેવાર પછે હું તુંથી ડરયો કે પાદશાહ ફરેદુન મારે ઉપર ગોસો કરશેકે તંજેનો પાદશાહ માહરા તાબામાં હતો અને મને શલાંમી આપતો હતો અને તું તેને વેરાંન કરનાર કોણ? વાસતે તું પાદશાહથી ડરીને મેં પાછું તે શેહેર આબાદ કીધું છે. અને પેલા બે શાહેદ તથા પેલું લખત મેં તાહરી ખેદમતમાં મોકલીને તાહરી ખાતરી કરીછે. બાકી પાદશાહ ફરેદુન મેં તો માહરા નામ વાસતે બે શેહેર નવાં આબાદ કીધાંછે અને એ જેહાંન પેલી જેહાંનની નજદીક ફુલની મીશાલ છે તેમા આપણી ઉમરછે અને આપણુ આદમીજાદ છૈયે તે ખુશબોની મીશાલ છૈયે. એ વગેરે ઘણાંક શખુન તનજે શેહેરનાં બાબમાં ઓજરખાહીનાં કહેયા અને જે કાંઇ તે જગોથી ખજાંનો લાવ્યો હતો તે તમામ પાદશાહ ફરેદુનને નજર કીધો. પણ તે ગંજમાંથી એક પણ ચીજ પાદશાહે રાખી નહી અને તે ઉપર બીજો કેટલોક હદીઓ જીઆદે કરીને જેહાંપેહેલવાન કેરશાસપને નજર કીધો. તાંહાં મહીના લગી ખુશી કરવાથી પાદશાહ તથા શપેહશાલાર કેરશાસપ એક દન ફારગ નહી થયા.

જેવારે એક મહીનો તમામ થયો તેવારે બામદાદને વખત નરીમાંનનો એલચી બે નામાં લઈને પાદશાહની દરગાહમાં આવ્યો. તેમાં એક નામું પાદશાહ ફરેદુન ઉપર તથા બીજું નામું જેહાંપેહેલવાન કેરશાસપ ઉપર હતું. તે નામામાં ઘણીક દુવા પાદશાહ ફરેદુન ઉપર લખેલી તથા ઘણીક મીનત જેહાંપેહેલવાન કેરશાસપને બોલાવા વાસતે લખેલી હતી. જેવારે

કેરશાસપે પોતાના ફરજંદનું મોહબત ભરેલું નામું વાંચ્યું તેવાર તેનાં દીદામાંથી પાણીનાં કતરા નીકલ્યા તે જોઈને પાદશાહ ફરેદુન પોતે દાનાઇથી પાંમી ગયો કે જેહાંપેહેલવાનની મોહબત પોતાના ફરજંદ ઉપર દોડેછે તેથી બીજે દન જેહાંપેહેલવાન કેરશાસપને વદેઆ કરવાનો શામાન તૈયાર કરાવ્યો અને ઘણોક નાદેર હદીઓ કેરશાસપને નજર કીધો પછે ઘણીક ખુશી સાથે શ્રી શીશતાનની તરફ રાજી ખુશીથી વદેઆ કીધો.

જેવારે એ ખબર પેહેલવાન નરીમાનને થઈ કે જેહાંપેહેલવાન ઈરાનથી આવી પોંહોંચ્યાછે તેથી તમામ શેહેરમાં આએના બાંધ્યા અને પોતાનાં તમામ લશકર સાથે બે મંજેલ જેહાંપેહેલવાનને એશતેકબાલ લેવા ગયો તે લશકરની કલબગાહમાં શાંમની શવારીનો હાથી હતો તે ઉપર સુનાંની પાખડ નાખેલી અને એક તખત ગોહરનાં જડાવનું માંડીને તે ઉપર શાંમ પેહેલવાંની રશમ મોઆફેક ખાંધ ઉપર ગોરજ તથા ઢાલ તથા તલવાર સાથે દબદબાથી શવાર કીધેલો હતો, તેની આસપાસ જરી બખતરનાં શવારો હાથમાં નેજા પકડીને ચાલતા હતા. એ રવેશ નરીમાંન પોતાનાં બેટા શાંમને સાથે લેઈને કેરશાસપને એશતેકબાલ જઈ પોંહોંચ્યો. જેવારે જેહાંપેહેલવાન કેરશાસપના હાથીને દુરથી શાંમે દીઠો તેજ વખત શેતાબ પોતાના હાથી ઉપરથી નીચે ઉતરીને જમીન ઉપર શર મેલી અદબ બજા લાવ્યો. તેવાર જેહાંપેહેલવાન શેતાબ પોતાની શવારી ઉપરથી નીચે ઉતરીને ઘણાંક પેઆરથી શાંમને ગોદમાં પકડીને તેનાં રોખશારા ઉપર બોશા દીધા. પછે સરવ કોઈ સાથે બગલગીરી કીધી, પછે એક જામ શરાબની શાંમનાં દીદાર જોયાની ખુશીમાં નોશ કીધી અને સરવકોઈ પાછા પોતપોતાની શવારી ઉપર શવાર થયા અને શાંમને જેહાંપેહેલવાન પોતાનાં હાથી ઉપર સાથે લેઈ બેઠો તેથી ઘણીક ખુશીમાં આવ્યો અને તમામ લશકરને હોકમ કીધોકે સરવ કોઈ ચાલતી શવારીએ શરાબ પીતા ચાલે. એ રવેશ ખુશી કરતા પોતાનાં એવાનમાં આવી પોંહોંચ્યા તેજ વખત હોકમ કરી ખાણું મંગાવ્યું અને શોફરા ઉપર બેઠા તાંહાં એક હફતા લગી મજલેશ શમારીને હરદમ ખુશી કરતા હતા. એમ કરતાં હફતો તમામ થયા પછે તનજે શેહેરથી જેકાંઈ ખજાંનો લાવેલો હતો તેમાંથી બે હીસ્સા પોતાના નામને વાસતે પોતાનાં લશકરને બખશયા અને બે હીસ્સા શેહેરનાં આદમીઓને બખશયા. પછે જે કાંઈ ગંજ પાદશાહ ફરેદુને કેરશાસપને નજર કીધો હતો તે તમામ હદીઓ શાંમને બખશ્યો પછે યજદાંનાં શોકરાંના કીધા કે તેં મને એ બેટો આપ્યો તેથી માહરો જીવ ઘણો ખુશી થયો. પછે શાંમને પોતાની નજદીક રાખીને જે કાંઈ પોતાનાં પેહેલવાની હોનર હતા

તે તેને શીખવ્યા. જેવારે શાંમની ઉમર ચઉદ વરશની થઈ તેવારે સ-ફ્નો તોડનાર અને શેરનો પકડનાર દેલાવર પેહેલવાન થયો તે જે જગો જતો તાંહાં લડાઈમાં લશકરના લશકર બરહમ મારતો તે નેજાએ કરી પે-હેલવાન લોકોને ઘોડાની જીન ઉપરથી ઉઠાવી લેતો અને મસત હાથી તથા શેર તથા મગરમછની લડાઈનેતો બચાંનાં ખેલની મીશાલ ગણતો ! એવા નોજવાનફ્રરજંદનાં દીદા જોઈને જેહાંપેહેલવાન કેરશાસપ બુઢાપાનાં વખ-તમાં ખુશીથી પોતાની જીંદગાની ગુજારતો હતો. જેહાંપેહેલવાન કેર-શાસપની ઉમર જેવારે શાતશોને તેત્રીસ વરશની થઈ તેવારે તેનાં તનના મોરગે બાજુ તથા પર નાખવા માડયાં અને જમાનાએ તેહેની ઉમરનાં ઝાડની જડ જેહાનમાંથી ઉખાડી નાખી. તેની જીંદગીનો ઘોડો ચાલ્યાથી થાકો. ફ્રરતા આશમાને તે ઉપર કમીગાહ કીધી અને તેનાં શર ઉપરથી તાજ ઉઠાવીને તેના શરને ખાકમાં નાંખ્યું.

---

## પુછયું જેહાંપેહેલવાન કેરશાસ્પે નજુમીને પોતાના મોત વીશે પછે પોતાના સરવે કબીલાને નશીહત કીધી તે હકાયત.

એક દાહડે જેહાંપેહેલવાન કેરશાસપ શેકારગાહ ગયો તાંહાં એકાએક શોસતી થઈ આવી તેથી જમીન ઉપર પડયો. જેવારે પાછો હોશમાં આવ્યો તેવારે શેતાબ સવાર થઈને પોતાના એવાંનમાં આવ્યો કે નજુ-મીને બોલાવી કેહવા લાગો કે નજુમમાં જો કે માહરી ઉમરના દાહડા કે-ટલા બાકી રહ્યાછે ? તેવારે શેતારેશનાશે ઓશતલાબમાં જોઈ જેહાંપે-હેલવાનને કહયું કે એ નેકબખત કેરશાસપ તાહરી ઉમરના દશ દાહડા ગુજરી જાયતો તું હવે પછે કેઆમત તલગ દુનીઆમાં હએઆત રેહે. જે-વારે જેહાંપેહેલવાને એ શખુન સાંભલ્યા તેવારે પોતાના દેલસાથે અંદેશો કીધો કે હવે માહરી ઉમરે એ જેહાનમાંથી મોહબત તોડી. પછે અનદેશો કરી પોતાની મજલેશમાં તમામ અમીરો તથા નરીમાંન તથા શાંમને કેહે-વાલાગો કે નામદાર લોકો હવે મને યજદાંની દરગાહનો પેગામ બોલાવા આવ્યોછે તેથી મેં શેતાબ તે જેહાન જવાના ઘોડાઉપર જીન બાંધ્યુંછે હું તે પેહેલવાન છુંકે જેણે ઘણાક અજદા તથા શેર તથા દેવ તથા જાદુગરોને માર્યાછે તે વગેરે હરજગો હું મરદાનગીમાં ગાલેબ હતો પણ હમણાં તો એવા એક શખસ સાથે લડાઈ કરવી પડેછે કે હું જેવા લાખોલાખ પેહે-લવાન હોય તોબી તેની સાથે લડાઈ કરી શખાય નહી. બલકે તેની

મોકાબેલ ઉભું રેહેવાય નહી. યાને જેવારે મોત આવ્યું તેવારે માહરૂં કાંઈ ચાલતું નથી, વાસતે મેં તે જેહાનની રાહા ઉપર કમર બાંધીછે, તેથી તમો તમામ અનજુમનનાં લોકો માહરી નસીયત હોશીઆરીથી સાંભલો કે માહરા ગુજરયા પછી તમો સરવે કોઈ દાદ તથા ઈનશાફની રાહ ઉપર ચાલજો અને મહને વખતેવખત યાદ કરતા રેહેજો. તમો પોતાના દીલમાં પાક યજદાંની રાહા વગર બીજી ચીજને ગુજારતા ના. નેકીથી બેહેશત પામતુંછે અને બદીથી શીહા દોજખ પામતુંછે એ વાતને એ બેશક કરી જાણજો. જેવો હોકંમ પાકયજદાંનો તેવો હોકમ પોતાના પાદશાહનો જાણી રેહેવું. બદ લોકો સાથે દોસતી તથા બેસવું કરશો નહી તથા દાના આદમીની મશખરી કરશો નહી. જેકોઈ નાદાન શખસ આવીને એક વાત કેહે તે ઉપર એકાએક અમલ કરશો નહી. નેક આદમીસાથે તુંદીથી વાત કરશો નહી. બોજરગ આદમીની સાથે અદબ કરતા રેહેજો. જેકોઈ મસત તથા દીવાનો મરદ હોય તેને નશીયતનાં શખુન કેહેશો નહી. કોઈ દરદમંદ આદમી હોય તે ઉપર હશતા નહી. પોતાના ખેશ લોકોસાથે લડાઈ કરશો નહી. ફકીર લોકોને મોહડાંમાંથી ગાલ દેશો નહી. ઓરત કરોતો ચેહેરો જોઈને કરશો નહી પણ કોઈ નેક ખુનીઆદની હોય તેને ઓરત પસંદ કરજો. કોઈની મતા ઉપર અદેખાઈકરી અફશોશ કરશો ના. કોઈનો માલ હરામ ખાશો ના. પોતાના દોસત લોકોથી બેવફાઇ કરશો ના. જે વખત ગોસ્સો આવે તેવારે શેતાબ શબરનો પેશો પકડજો. એ ત્રણ પાંચ દાહડાની દુનીઆં ઉપર પોતાનું દેલ બાંધશો ના. એ દુનીઆમાં અવલ રંજ તથા મેહેનતછે પછવાડે મોત શીવાય કાંઈ બીજુ નથી. એ દુનીઆં દરમેઆંન કોઈ શખસ શલામત રહ્યો નથી. એ દુનીઆંનાં કામ બે રવેશનાંછે એકને રડાવેછે, બીજાને હશાવેછે. એ દુનીઆં, જાહેર જોવામાં આપણા દોસતની મીશાલ નજર આવેછે. બાતેનમાં પણ છુપી દુશમનછે. એ દુનીઆંના હાથમાં બે જામ પકડેલીછે તેમાંની એક જામમાં જેહેરછે; બીજીમાં શરબતછે. એકની દોલત છીનવી લેઈને બીજાને બખશવી એ એનો ખાસ રવઇઓછે. ઓ દાના લોકો જે કાંઈ નશીયતનાં શખુનો માહરા બોજોરગોથી યાદછે તે મેં તમોને કહ્યા વાસતે એ તમામ શખુનો તમો યાદ રાખજો. હવે હુંતો જાઉંછું તેથી એ માહરી નશીયત ઉપર ચાલજો. તમારી સાથે માહરેથી કમ જીઆદા ચલાયું હોય; જેકાંઈ તકશીર થઈ હોય તે હું તમોપાશે માફ માંગુંછું. એ મજલેશનાં લોકો, જેહાનમાં રવૈયોછે કે જેવારે બાપની આખેર આવે તેવારે તેના બેટાને બાપનાં તખતઉપર બેસાડેછે, વાશતે એ નામદાર અનજુમન, મ્હારા બેટાની જગોએ નામદાર નરીમાન

મ્હોટો બેટોછે તેથી માહરા ગુજરયા પછે માહરા તખત ઉપર નરીમાંનને બેસાડજો. જે મીશાલે તમો માહરી સાથે નેક દેલીથી ચાલીને માહરો હોકમ બજાવતા હતા તેજ રવેશ એ નરીમાન ઉપરબી પ્યાર તથા મોહબત રાખીને પોતાનો શરદાર કરી જાણજો. એ નરીમાનનો હોકમ ગોયા માહરોજ હોકમ કરી જાણજો. જેકાંઈ તમારી ખાહેશ હોય તે એ નરીમાન પાસેથી માંગી લેજો. તમે સરવેકોઈ એતેફાકથી ખુશી સાથે રેહેજો, કે તમારા એતેફાકથી હુંબી બેહેશતમાં ખુશી રેહીશ. એ રવેશ જેહાંપેહેલવાને સરવ કોઇને નશીયત કીધી તે સાંભલ્યાથી સરવકોઈ જારજાર રડતા પોતાના મકાન ઉપર ગયા.

પછે જેહાંપેહેલવાન નરીમાન તથા શામને પોતાની નજદીક બોલાવીને તેને નશીયત કરી કેહેવા લાગો કે, એ માહરા ખાનદાનની રોશન ચેરાગ નામદાર બેટા હવે તમો માહરી ઉમેદ રાખશો ના. માહરી આખેર આવીછે અને માહરી ઉમરનો આફતાબ ગોરબ થવા ચાહે છે. જેવારે મોત આવ્યું તેવારે હજાર દારૂ ને હજાર એલાજ કરીયે પણ કસો ફાયદો થતો નથી. મને હવે દુરદરાજ રાહ જવુંછે તેથી માહરૂં દીલ એકસો તરેહથી જખમી થાયછે. મેં માહરી હૈયાતીમાં જે રંજ નામનું શેહેર નવું આબાદ કીધું છે અને મેં ઘણોક રંજ બેંચીને ગંજ ખજાનો જમે કીધોછે તે તમામ ખજાનો તથા તે શેહેર મેં તમારે હવાલે કીધુંછે. તે શેહેરને નેક રવેશથી આબાદ રાખજો. જોલમ તથા બેદાદીથી દુર રહેજો. પોતાના દુશમન સાથે લડો તેબી ઈનશાફની રાહે લડજો. એ કામ કીધાથી આપણાં બોજરગોની યાદગારી રેહેશે. એ બેટા માહરા ગુજરયા પછે એ દુનીઆમાં એવાં કામ કરજો કે તેનાં બદલામાં માહરૂં રવાંન તે જેહાનમાં દાદારની નજદીક આબરૂ પામે. તમો પોતાની નજદીક કમીનાં તથા રજાલા લોકોને રાખતા ના. જે કામ કરો તે એવાં કરજો. કે જેથી આપણા ખાનદાનને શરમ નહી પોંહોંચે. જે શખસ લડતો હોય તે શખશથી ઘણો ડર રાખજો. અગરચે તે શખસ જાહેરમાં તમારે ઉપર જાફેશાની કરતો હોય તોબી તે મરદથી ડરજો જે કોઈ શખુનચીન આદમી હોય યાને આપણી વાત લઈ જઇને બીજાની નજદીક કહે એવાં આદમીની નજદીક પોતાનો ભેદ કેહેતા ના. હરેક કોઈ સાથે અંદાજાથી વાત કરજો યાને જેવો જેનો અંદાજો તેવી તેને આબરૂ આપજો. દુશમન લોકો આપણી સાથે શુલેહ કરવા ચાહેતો લડાઈ કરતા ના. કોઈ શખસે તમારી ચોરી કીધી તેનાં માથાં ઉપર જઈ લાગોતો શેતાબ તે જગોથી આગલ નીકલી જજો, શાવાસતે કે તે આજેજ આવેલું આદમી આપણો જાન લે યા પોતાનો જાન આપે. એક દાહડાની રાત તથા દીવશ મલીને ચાર

હીસ્સા ગણીને તેમાંથી એક હીસ્સો હકતાલાની બંદગી કરજો. બીજો હીસ્સો પોતાનાં દુનીઆઈ કારો કશબમાં મશગુલ રેહેજો. ત્રીજો હીસ્સો ખાવા-પીવામાં અને રાંમશનીમાં ગુજારજો. ચોથો હીસ્સો ખુશખોઆબ કરજો. એ રવેશ પોતાના દાહડા ગુજારજો. હકતાલા તમોને ફરજંદ આપે તો અ-વલ તેને અકલ શીખવીને તાકીદ કરીને તેને લખવાને હોનર શીખવજો. તું જાણતો નથી જે આદમીજાદની જોબાંનો કરતાં નવીશદા લોકોનાં હાથ ઘણાં કામ કરેછે તેનાં નેક તબીઅતનાં ફુલની ખુશબો આલમમાં મશહુર-થાયછે યાને તેનાં લખ્યાથી હજારો કોશ લગી તેનાં હરફ જઈને મશહુર રેહેછે. પરેઝગાર આદમીને ખાણું તથા પોશાગ પોંહાંચાડતા રેહેજો. રાત દીન પોતાનાં દીલને ગમગીન રાખતા ના. ગમથી આદમીની ઉમર કોતા થાયછે. હરવખત ખુશી કરીને પોતાનાં જીવને તાજો રાખજો. જેકોઈ નાવા-રેશ તથા મુફલેશ આદમી હોય તે ઉપર મેહેરબાન રેહેજો. ઉલટી ચાલના આદમીને એક મરતબે રાહ દેખાડી સારા મારગ ઉપર ચલાવજો અગર તે મારગ ઉપર નહી આવેતો શેતાબ તેને જીવથી મારજો, કે તેથી બીજા આદ-મીને નશીયત લાગે. સારે મારગે ચાલે તેવી હકતાલાની ખલક ઉપર શેતમ ના કરતા. તમો પણ ખલક મલતા બંદાછો. અગરચે તમોને બખતને જોરે પાદશાહી મલીતો તે ઉપર મગરૂરી પકડતા ના. મગરૂરી પાયામાલીનું મુલછે તેથી તમો શેતાબ ગેરેફતાર થશો. અદેખાઈ જેવી બદચીજ બીજીકાંઇ નથી અદેખાઈ પ્રથમ તો આપણા તનની દુશમન થાય અગર કોઈની અદેખાઈ કરયેતો તે શખસતો પોતાનાં એશમાં બેસીને જોક કરે પણ આપણે દુર ઉભા રહીને નાહેક પોતાનાં જીવને તથા કલેજાને બાલ્યે. અદે-ખાઈ છે તે મોટી એબછે. હકતાલાએ હાથ પકડયોતો તમારી મકદુર મોઆફેક થઈ આવે તાંહાં લગી પોતાનાં દોસતોની ખબર લેવા. પોતાના માલ ખજાના ઉપર મગરૂર રેહેતા ના. સરવેને સરવેના અનદાજાશરજ રાખજો જેકોઇ બોજરગ બુનીઆદનો હોય તેની એકાએક આબરૂ લેતા ના. અગરચે આશમાનની ચાલથી બેબુનીઆદ આદમી દોલત પામે તો તેને બોજરગી આપતા ના તે બેબુનીઆદ આદમીને બોજરગી આપશોતો દાના લોકો તમારી એબ કરશે અને તમારી બુનીઆદનેબી પેલાની બરાબર બેબુનીઆદ કરી ગણશે. એક આદમીજાદને બોલતાં નહી આવડે અને તેથી નાદરોશત શખુન બોલાઈ જાયતો તેની મશખરી કરતા ના. તમારો ચેહેરો ખુબસુરત હોય અને બીજાનો બદસુરત હોય તેથી તેની એબ કરતા ના. આદમી જોવામાં બદસુરત હોય અને પાક દીનનો રોશન દેલ હોય તે શ-ખસ બુરા કાંમનાં કરનાર ખુબસુરત આદમી કરતાં હકતાલાની નજદીક

બેહેતરછે. જે કોઇનો ગુનાહ આગલ માફ કીધો હોય તેની વાત બીજી મ-રતબે કોઈની આગલ કેહેતા ના, કે ફલાના ઉપર દેહશાન કીધુંછે. દુનીઆં દરમેઆંનમાં તમો જીવો તાંહાંલગી એવાં કામ કરજો કે કાંઇ શખતી આવી પોંહોંચેતો તમામ ખલક તમારી મદદે ઉઠી ઉભી થાય. જે કોઈની આંખમાં અદાવત હોય ને બેમરવત હોય તે આદમી સાથે દોશતી કરતા ના. જે કોઈ જુઠો મરદ હોય તેની ઉપર હરગેજ મેહેરબાન થતા ના. કોઈ આદમી પાસે મેહેનત મજુરી કરાવો તેનો એક દોકડો ભાંજતા ના. જે કોઈ આદમી તમારી દામાનને વલગ્યા યાને તમારા કેહેવાયા તેઓને કોઈ બીજાને દરવાજે માંગવા જવા દેતા ના. એ વાતની મોટી શરમ સમજજો. એક શ-ખસ બીજાસાથે લડીને તમારી નજદીક આવીને પેલા શખશની બદગોઇ કરેતો એકાએક તેનાં કહ્યા ઉપર અમલ કરતા ના. અવલ તે વાતને તજ-વીજ કરીને કામ કરજો નહીતો પછવાડે પશેમાન થવું પડશે. એક આદ-મીની મરૂઅતને વાસતે દુનીઆંમાં બદનાંમી આવે તે કામ હરગેજ કરતા ના એકની શાબાશીની લાલચ વાસતે ખોદાતાલાની ખલકને ઈજા દેઇને બદ-નામ થતા ના. હરએક કામ કરો તેમાં અવલ અંદેશો કરી પછે તે કામ કરજો તેથી કામ ઘણું આશતવારી પકડશે. હરએક વાતે પોતાનાં દેલ નેક બખશેશ કીધા ઉપર ખુશી રાખજો. જેહાન દરમેઆંન બખશેશ જેવું બીજું કામ મોટું નથી. તમારૂં રવાંન તવંગર થાય તે કામ ઉપર રાતદીન કોશેશ કરજો. ફરજંદને હોનર શીખવો તે જવાંનીમાંથી શીખવજો. એ બેટા આપણાં કબીલાનાં લોકો સીવાય આપણો ? તાલૈ જે કાંઈ મેં તમારે હવાલે કીધોછે તે લોકોને જે રવેશ હું હોરમતથી રાખતો હતો તે મીશાલ રાખજો. જેવાર માહારા તનના ચેરાગ બુજાય યાને માહરા તનમાંથી પાક જીવ બાહેર નીકલે તેની અગાઉ માહારા તનને ગોશલ કરાવીને માહરા તન ઉપર ખુશબો તથા કશતુરી માલેશ કરજો અને માહરા ગુજસ્યા પછે પાદ-શાહ જમશેદની રાહ રશમ મોઆફેક મને કફન પેહેરાવજો અને એક દોખમું સખત પથરનું બનાવીને તેનાં દરવાજાનાં શર ઉપર માહરૂં નામ લખજો અને તે દોખમાની આસપાસ હર જગો ધુપદાનાંમાં અગર તથા કપુર આતશ ઉપર મેલીને ખુશબો કરજો. તે દોખમાંનો દરવાજો બંધ કરીને ચીની લેજો. પછે માહરૂં મોહો જોવાથી પોતાનું દેલ ખાલી કરજો, માહરૂં દોખમું શમનદર શેહેરમાં કરજો કે તે દોખમાંની તરફ એકાએક કોઈ આવી શખે નહી. હવે પછે એ દુનીઆમાં ઘણાએક વરશ ગુજરી જશે તેવાર એ જમાનો બીજી દીનની તરફ રજુ થશે. તે વખ-તમાં એક પાદશાહ પેદા થશે. જેમાં અકલનાં જોહરની અશરફી નહી

હશે, તે પાદશાહ જમાનાંની ચાલથી એ તરફ આવી પોંહોંચશે. તે પાદશાહનું નામ બહમનછે. તે બહમન ખસુશ માહરા ખાનદાન ઉપર કીનો બાંધીને જાબુલના મુલક ઉપર આવશે અને માહરા ખાનદાનનાં લોકો ઉપર ઘણી સખતી કરશે. પછે તે પાદશાહ માહરા દોખમાની તરફ આવશે કે માહરા ગુજરેલા તનને ખરાબ કરશે. બહમન બુરી નઈઅતથી તે માહારા દોખમામાં આવીને માહરા મોહો ઉપરથી ચાદર ઉઠાવશે તેગોજ માહરો ચહેરો જોઈને રડી પડશે અને પોતાનાં એવાં નાલાયક કામ કીધાથી ઘણો પશેમાન થશે. તેમજ તાહરાં તથા શામનાં દોખમાં આગળ આવીને તે પાદશાહ બહમન તમોને જોશે અને તમો ઉપરથી જારી કરશે. પણ આપણું ખાનદાનમાંની તોખમનો એક પેહેલવાન શેરની ચુગાલનો, દેવોનો મારનારો, જબરદશત પેદા થશે તે દેલાવર દુનીઆંમાંથી પોતાની મોરાદ બર લાવશે, તેનું નામ રખશનો શાહેબ જેહાંપેહેલવાન રૂશતમ કરી કેહેવાશે, તે તમામ હફતેકેશવર જમીનનાં મોલક ઉપર પોતાની મોરાદ મોઆફેક કામ લેશે. મેદાન દરમેઆનમાં શેરની લડાઈ કરશે અને ઘણાએક બેદાદગર પાદશાહની આબરૂ લેશે. એવો એક બેટો આપણા ખાનદાનમાં પેદા થશે તેથી આપણાં બોજરગોનું નામ કેઆંમત લગી મશહુર રેહેશે. પણ જેવાર તે પેહેલવાન એ જેહાંનથી ગુજરશે તેવારે તેનું દોખમું શમનદર શેહેરમાં કરશે તેનું રૂવાન પાક યજદાંની નજદીક આબરૂ પામશે. તેવાર પછે જેવારે બહમન એ જેહાંનમાં પાદશાહી બેસશે તેવારે તે રૂસતમનું દોખમું ખરાબ-કરવા શમનદર શેહેરમાં આવી પોંહોંચશે. એ આશમાનનાં ભેદ છુપા ઘણાંછે, તેથી આદમીની નજદીક કોઈવાર કીનો લેવાડેછે અને કોઈવાર મોહબત કરેછે, એ બેટા તું પોતાનું દેલ એ જમાનાની વફાદારી ઉપર ના બાંધતો—અગરજો તું એનાં ભરોશા ઉપર નચીંત રેહેશેતો આકેબત પશેમાન થશે. તેકરતાં માહરા હાલ ઉપર નેગાહકરી જોકે હું એ દુનીઆમાં કોણ પેહેલવાન હતો અને આકેબત માહરા શર ઉપર શું આવી પોંહોંચ્યુંછે? એજ રવેશ માહરી પછવાડે તું નરીમાન ને નરીમાન પછવાડે તું શામને આવવું પડશે એવી નરીમાન તથા શામને નશીયત કરીને એક તખતી નરીમાનનાં હાથમાં આપીને કહ્યુંકે માહરા નાંમને રોશન કરનાર બેટા જેવારે તું માહરા તનને કફન પેહેડાવે તેવારે એ તખતી ઉપર એ માહરી તમામ નશીયત જરી હરફે લખાવજે કે એણે કરી શમનદરનો તલેશમ તુટશે. જેવારે તું મને દોખમામાં મેલે તેવારે એ તખતી તાહરા ફરજંદોને આપજે કે એ તખતી આપણાં ફરજંદાંનફરજંદ ઉપર ઉતરીને રૂસતમનાં હાથમાં જાય અને એ ભેદથી રૂસતમને વાકેફ

કરે કે તે નામવર બેટા સરવ વાત જાણે. મને એક નજુમી મરદે એમ કરી કહ્યુંછે કે જેહાંપેહેલવાન રૂશતમ પોતાનાં બપાવા શાંમેશવારનું નવું દોખમું બનાવશે તેવારે એ તખતી શાંમનાં જુનાં દોખમાંમાંથી રૂશતમને હાથ આવશે તેવાર પછે રૂસતમ એ તખતી પોતાનાં ફરજંદોને સોંફશે કે જેવારે નામદાર રૂશતમનો વાડો થાય તેવારે રૂશતમનો બેટો પોતાનાં બાપનાં દોખમાંનો ચારો કરશે. એ રવેશ તમામ નશીયત તથા નશીઅત કરી. નરીમાંનને ફરીથી પણ કહ્યું કે એ માહરા નામને રોશન રાખનારા બેટા, હું એ દુનીઆમાં હયાતછું તેટલાં માહરા ખજાનાની કુંચા મંગાવ અને તેમાંથી બે હીસ્સા ખજાનો શેહેરનાં લોકો ઉપર ખેરાત કર, માહરી હૈયાતીમાં જે કાંઇ આપણાં તાબાનો મોલકછે તે તમામ જગો નામાં લખીને શેતાબ એલચી દોડાવકે બે વરશ લગી કોઈ પાદશાહ રઈઅત પાસેથી મેહશુલ તથા દાણુ જગાત કાંઇ લે નહી જે કોઈનાં બંદીખાનામાં ગુનેહગાર લોકો બંદીવાન હોય તેના ગુનાહ માફ કરીને છુટા મેલે. જગો વેરાંનીઅતની હોય તે જગો એકાએક મકાન બનાવ અને તે જગો કેટલાંક આદમીઓને ચોકી મેલ અને તેઓને તાકીદ કરાવકે અગર કોઈ જંગલનાં દરમેઆંનમાં ભુખો પેઆશો આવી પોંહોંચેતો શેતાબ તેને ખાણું તથા પાણી હાજર કરે અને તેહેને જે જગો આબાદી હોય તાંહાં પોંહોંચાડે એવું હમેશ આપણાં ખાનદાનની પાદશાહી રેહે તાંહાંલગી ચલાવે, એ રવેશનાં શખુન નેકબખત કેરશાસપે ગુજરતી વખત નરીમાંનને કહ્યા તે તમામ શખુન નરીમાંને પેલી તખતી ઉપર લખાવી લીધા, પછે નરીમાંનને ફરીથી એમ કરીને કહ્યું કે મેં તુંને જે કાંઈ દીનની રાહ રશમ દેખાડીછે તેજ રાહ તું પોતાનાં ફરજંદોને દેખાડજે. એમ કરતાં જેવારે દસમો દાહડો થયો ત્યારે કાંઈ ખાણું નરીમાંન પાસે માગ્યું તે વખત નરીમાંને ખાણું લાવીને હાજર કીધું તેમાંથી કેરશાસપે એકુબે નવાલા ખાધા પણ તેને ભાવ્યું નહી તેથી હાથ પાછો ખેંચ્યો અને શાંમને તથા નરીમાંનને એમ કરી કહ્યુંકે હવે માહરા મોતનો વખત નજદીક આવી પોંહોંચ્યોછે તેથી તમો સરવે કોઈ માહરી નજદીક હાજેર રેહજો. હું જાણુંછું કે હવે કમાનમાંથી તીર છુટશે યાને માહરો જાન જશે, વાસતે તમો માહરા શેરાંનાં ઉપર હાજર રહીને મને પાક યજદાંનાં નામની યાદ દેવાડતા રેહેજો કે માહરો જીવ તેની મદદે કરી આશાંનીથી જાય. એટલું કહીને પોતાનાં દીદામાંથી આંજુ વરશાવવા લાગો. તેણે એક હાએ મારીને કહ્યું કે એ બેનેઆજ દાદાર તાહરો કોઈ યાર નથી. તું સરવ કોઈને યારીનો કરનારછે. એ જેહાનને પેદાનો કરનાર પાક યજદા તુંછે. એ આશમાંન તાહરા હોકમથી

વગર થાંબે ઉભો છે. એ જમીનને પાણી ઉપર તેં સ્થીર રાખીછે. સરવ કોઈ ઉપર પાદશાહ પણ તુંછે તમામ પાદશાહ તાહરા બંદાછે. એ વાત ઉપર હું બેશક બેગુમાંન ગવાહછું. એવો જે તું બોજરગ ખોદાછે કે હર રોજ વધતો તથા શકતોછે અને તાહરી પાદશાહીને જવાલ નથી તેવા ઓ તું શાહેબથી મેં રાત દીન ડરીને પોતાની ઉમર ગુજારીછે તે કરતાં આદમી જાદ ગુનાહ વગર ખાલી હોય નહી. મેં જેકાંઈ ગુનાહ કીધોછે તેની હું પશેમાંન થાઈને તાહરી પાસ માફ માંગુછું ઓ મેહેરબાની ભરેલા શાહેબ તું માહરી પર મેહેરબાન થઈને માહરો ગુનાહ બખશ. મને પોતાની હજુર આબરૂથી બોલાવ.

---

## ગુજરયો જેહાંપેહેલવાન કેરશાસ્પ એ જેહાનથી તેની નરીમાન તથા શામ વગેરે બીજા પેહેલવાનોએ જારી કીધી અને કેરશાસ્પનું તન દોખમાંમાં મેલ્યું તે હકીકત.

એ રવેશ હકતાલાની નજદીક મોનાજાત કરી પોતાના ગુનાહથી માફ માંગી નરીમાંન તથા શાંમના હાથ લઈને પોતના દીદા સાથે ધરયા અને કેટલીએક જારી તે બેટાઓનાં પ્યારથી કીધી અને પછે તેઓને દેલાશાથી કહ્યું કે—એ નામદાર ફરજંદો, માહરા ગુજર્યાથી તમો કસો ગમ ખાશો ના. દુનીઆંમાં રાસતીનો પેશો પકડીને પોતાના જીવને જોક દેખાડજો. એ જેહાંનથી આકેબત સરવકોઇને જવું છે, પણ પનોતો મરદ તે કે જે કોઈ સાથે નેકીનો ભલો તોશો લઈગયો હોય; વાસતે તમોથી થઈ આવે તાંહાં લગી નેકી કરજો. એટલું કહી પોતાની મજલેશનાં લોકોને સલામ કરી પોતાનો પાક જીવ હકતાલાને હવાલે કીધો. તેવારે અદનાં આલા શરવ કોઈ જારી કરવા લાગા. તેનાં એવાંનમાંથી ઓરતોએ શોર કીધો અને તમામ એવાંન બરહમ મલી ગયું. સરવ કોઈ ઉપર એ મીશાલનો ગંમ પડયો. જાબુલનાં મોલકમાં ઘેરેઘેરથી માહાતમનો પોકાર ઉઠયો. તમામ લશકરે માહાતમ પકડી અને સરવકોઈએ શીહા જામા પેહેડયા. નગારાં ને જુંડા ઉંધા નાખ્યા. હરએક મોહોલ્લા તથા ગલીમાં માહાતમનો પોકાર ઉઠતો હતો. સરવે કોઈની આંખમાંથી આંજુની જગો લોહી વરશતું હતું. સરવ કોઈના ચેહરા જરદ થઈ ગયા હતા. પરીને ચેહેરેની ઓરતોએ પોતાના શરનાં બાલ ઉખેડીને પોતાના ચેહેરા બેરોનક કરી નાખ્યા હતા, અને પોતાના બીલોરની મીશાલનાં શીનાં ઉપર ચુંગાલો મારીને લોહીથી તર કીધા

હતા. તે સઘલા પોતાના ગોલાબની મીશાલનાં રોખશારા ઉપર બેશુમાર તમાચા મારવા લાગીઓ. શાંમે પોતાના હાથમાં ખંજર પકડીને જેહાંપેહેલવાનની શવારીનાં ઘોડા હતા તેની ડુમ કાપી નાખી. તે ઘોડાઓનાં જીન ઉધાં બાંધ્યાં. તેનો જુંડો કાપી નાખ્યો. શુનાંનાં કુડાંનાં નગારાં ફાડી નાખ્યાં. બાજ જાંનવરો હતાં તેઓને ઉરાડી મેલ્યાં. જેહાંપેહેલવાનની મજલેશનો જેકાંઈ અશબાબ હતો તેમાં તમામ ખાક મેલવી. પછે જેહાંપેહેલવાન ફેરશારપનાં તનને ખાશ એવાંનમાંથી બાહેર કાહાડયું અને તેને ખુશબોદાર કપડાંનું કફન કીધું, પછે તેઉપર તેનું બખતર પેહેડાવ્યું તે ઉપર કમરબંધ બાંધ્યો તેની ખાંધ ઉપર ગોરજ મેલ્યો. તેના હાથમાં તલવાર આપી. તેના શર ઉપર કોલાહ મેલી તેના શર ઉપર એક જુંડો પકડાવ્યો, તેની ખાશ શવારીના ઘોડા ઉપર જરી જીન બંધાવીને પાખર નાંખી અને જેહાંપેહેલવાનની નજદીક લાવીને હાજેર કીધો—પછે શાંમ એમકરી કેહતો હતો જે તું હવે જાયછે !!! એવી રીતે તેનાં રવાંનને જોઈને રડવાલાગો. તેને જોઈને સરવે કોઈ જારી તથા પોકાર કરવાલાગા પછે શાંમ એમ કરી કેહતો હતો જે તું હવે જાયછે તેથી હમો તુને ફરીથી કાંહાં જોઈશું !!! તું એક રોશંન માહાતાબ હતો પણ જેવાર પુનમ થઈ તેથી ઘટી ગયો. હું તાહરી નજદીક હમેશાં ફરજંદની મીશાલ ગોદમાં હતો અને હવે તારી ને માહરી સાથે આશમાંન જમીનનો તફાવત પડ્યો. મજલેશ દરમેઆંનમાં સરવે કોઈ કરતાં હું તુથી ઘણો ખુશી હતો અને હમણાં માહરા જેવો ગંમગીનબી કોઈ નથી. પોતાની દબદબા ભંલીં દરગાહ મેલીને તું બોજરગ હકતાલાની દરગાહમાં ગયો. એ તરફ નરીમાંન એમ કરી કહેતો હતો જે અફશોસ એ દલેર તાહરો જોર તથા દેલગુરદો તથા બાજુ તથા મરદાંનગી સરવ કાંહાં ગયું ? તારી શવારી તથા શફ શમારવી એ સરવે કાંહાં ગયું ? હરએક મોલકની તરફ જવું તાહરૂં કાંહાં ગયું ? તું તમામ જેહાનમાં ફર્યો અને રંજ ખેંચી ખજાંનો જમાવ કીધો હવે તે ખજાંનાંને મેલીને એકાએક ઉઠી જાયછે. હું તુને એમ નથી કહેતો જે તાહરો ખજાંનો તમામ ખરચ કરી ખાઈને પછે અશબાબ બાંધી જા પણ એક હજારમો હીસ્સો તેમાંથી ખાઈ જા અને પછે તાહરા દીલમાં જે ઉતરે તે કર. તમામ ગોલક તાહરેથી આબાદ થયા તે સરવ કોઇની ઉમેદ તાહારી ઉપર હતી તે બરબાદ કીધી. તું જરા નેગાહ કરીજો કે આપણાં ખેશ તથા શપેહશાલાર લોકો તાહરી તરફ જોઈ ઉમેદ રાખેછે જે હમારી સાથે મજલેશ તથા લડાઈમાં બુલંદ આવાજે બોલતો હતો તેમ ક્યારે બોલશે ? તુને એ શું થયું ! કે સરવે કોઈની સાથે તું ગોસ્સો તથા લડાઈ રાખીને બોલતો નથી ! અને

મોહુ બંધ રાખે છે. તું હવડાં મજલશ કરવા નથી માંગતો તથા લડાઈમાં તલવાર કાહડી નામ નથી ઉઠાવતો? હર શેહેરમાં પોતાની જેહાંપેહેલવાનીએ કરી હકતાલાની નેક રશમ કબુલ કરાવી અને હરએક દુશમનો ઉપર ફીનો લીધો પણ હમણાં કોણની તરફ હથીઆર તથા ઘોડા લેઈ કંમરબંધ બાંધી જાય છે? સરવ આપણા દુશમનોતો જેર થયલાછે ફરીથી હીંદુસતાન તથા ચીનમાં લશકર લેઇ જવા ચાહેછે કે આશમાંન ઉપર પોતાનું શર ઉઠાવ્યું છે!!! હવે બસ કર તુને ગુજરતી વખતબી લડાઈનોજ શોકછે! તું દરીઆવ જેવા દેલનો અને હાતનો શખી વાદલની મીશાલ હતો પણ હવડાં એક મુઠી ખાકની બરાબર થઇ ગયો! અફશોશછે!! એ શું વખત હમારી ઉપર આવી પડયોછે!!! અફશોશ કે જાબલુસતાંન તુથી ખાલી પડયું! અફશોશ જે તું જેવા જેહાંપેહેલવાન વગર તમામ મોલક શુનો પડયો!!! અફશોશ આપણા મુદઈઓ દેલથી ખુશી થયા!!! અફશોશ જે તાહરી મેહેનત કીધેલી તમામ બરબાદ ગઈ. તાહરાં મોતથી અફશોશ ખાઈ વાદલબી રડેછે. આશમાનબી તારા શોગમાં પોતાનો ચેહેરો શીહા કરેછે. જેવારે તું જેવો મરદી તથા હુનર ભરેલો પેહેલવાન જેહાનમાં તેનાં હાથથી છુટો નહી, તેથી મને માલમ પડેછે જે કોઇ અદનાં આલા એથી છુટનાર નથી. એ રવેશ જારી કરી જંગી કેરશાસ્પનું તાબુત લેઈ જતા હતા. અને શમદરમાં દોખમું બનાવી તેમાં જેહાંપેહેલવાંનનું તન મેલ્યું તેનો દરવાજો બંધ કીધો. પછે સરવે કોઈ દરદમંદ થઈ જરદ મોહો સાથે મકાનની તરફ આવી પોહોચ્યો.

---

## ખબર થઇ પાદશાહ ફરેદુનને જેહાંપેહેલવાન કેરશાસ્પના ગુજરવાની તે હકાએત.

જેવારે પાદશાહ ફરેદુનને જેહાંપેહેલવાનના મોતની ખબર પોંહોંચી તેથી ગમે કરી પાદશાહનું તન નેતરની મીશાલ વાંકુ વલી ગયું પછે તમામ પોતાનાં કપડાં ચાક કરી પોકાર કરતો તખત ઉપરથી નીચે ખાકમાં પડયો. તે એમ કરી કેહેવાલાગોજે એ પેહેલવાન દેલાવર શપેહશાલાર તથા નાપાક મરદોના જાન લેનાર નામદાર હવે તાહરી તલવાર તથા ગોરજ કોણ પકડશે? તાહરી ગાલેબ બાજુતો હવે બેકરાર થઇ તેથી તું જેવો શપેહશાલાર બીજો કોણ મળશે હરએક મોલકમાં તું માહરે વાસતે લડાઈ કરતો હતો, તેથી હું તુને એક ફલદાર જાહડ મીશાલ રાતોદીન એકીન કરી જાણતો હતો. એ નામદાર તું ઇનશાફ કર જે જાહડતો હરરોજ

જમીનથી ઉંચું ઉગે તે તું માહરૂ જાહડ જમીન અંદર શાથી ગુમ ગયું ? તું ગોયા એક ગંજ હુનરનો જેહાનમાં હતો તે જમીનમાં જઈ ગેબ થયો. હવે તાહરી પછવાડે જેહાનબી રેહેતી ના અને અગર રેહે તો મને શેતાબ ઉઠાવી લેજો. માહરેથી હવે એ જગો રેહવાય નહી.—મેં તાહરી જેહાંપેહેલવાનીમાં તમામ જોક કીધો છે. તાહરૂં તન મુવું પણ તાહરૂં રવાન જીવતું છે. અકલમંદ લોકો તાહરા મોતને નાહનું નથી જાણતા. એ રવેશ ગમ તથા શોગમાં એક હફતા લગી પોતાના લશકરનાં શરદારો સાથે શીહા કપડાં પેહેર્યાં. જેવારે હફતો તમામ થયો તેવારે એક ખાસ નામું લખાવી નરીમાંન ઉપર રવાના કર્યું.

---

## નામું લખ્યું પાદશાહ ફરેદુને નરીમાન ઉપર તે હકાયત.

અવલ તે નામાનાં શર ઉપર જેહાનનાં શાહેબ પાકપરવરદેગારનું નામ લખ્યું કે તે શાહેબ જીવ આપેછે ને પાછો લેછે તેણે આદમીઓના તનની જગો જમીન ઉપર કીધીછે અને પાક રવાનની જગો આશમાન ઉપર કીધીછે. એ દેલાવર નરીમાંન જેવારે જેહાંપેહેલવાન કેરશાસ્પના મોતની ગમ ભરેલી ખબર હમોને પોંહોંચી તેથી અજબછે જે હમારૂં દેલ દીવાનું નથી થયું. જેહાંપેહેલવાન શપેહશાલારનાં મોતથી ફરતો અશમાનબી તાબેશ ભરેલો થાયછે, શેતારાબી રડીને પાણીમાં ગયાછે ઓસેબી તેનાં ગમથી પોતાની પીઠ વાંકી કીધીછે. પથરનાં દેલબી ગમે કરી લોહી ભરેલાં થયાંછે આગલ જે કાંઈ દુનીઆંની તબે હતી તેણે જેહાંપેહેલવાનનો વાકો થયા પછી બીજો રંગ બદલ્યોછે. હરએક કોઈનાં દેલમાં આતશની તાએશ પેદા થઈછે સરવ કોઈનાં આંજુનાં પાણીથી નદી જારી થયછે. તમામ જમીને તે નેક બખતનો શોગ પકડયો છે. હવાએ પોતાનાં મોહોડાંમાંથી શરદ હાય મારીછે. શપેહશાલાર કેરશાસ્પ જેહાંનના લેનાર પાદશાહોને આબરૂનો આપનાર હતો. તેનો ગમ તાહરા કરતાં મને ઘણો લાગેછે. પણ એ ચીજ ઉપર શબર શીવાય મેં કાંઈ બીજું દીઠું નહી. એ મોત સાથે કોઇનો ચારો રહ્યો નથી. જેહાંનનું મોહોડું હમેશાં ખોલેલુંછે તેથી તરેહવાર આદમીઓએ કરી પોતાનું પેટ ભરેછે. શું દાનાવ લોકો, શું લડાઈના મરદો, શું મેહેબુબ નાજનીનાં, શું પાદશાહો, સરવ કોઇને ગલી જાયછે એ આશમાન એક પાદશાહની મીશાલછે આપણે તેનાં દુશમન મીશાલ છીએ રાત તથા દાહડો ગરદેશ કરેછે. શેતારા તેનું લશકરછે તું નથી જોતોકે આશમાન આપણી સાથે લડવાથી કબી આશાએશ કરતો નથી. એક શખસને મારી આશમાન ઉપર ખેંચી લેછે. એ રવેશ ઘણાં બુરાં કામ કરેછે પણ

હજારો આદમીથી ડર ખાતો નથી. અગરજે એ દુનીઆમાં બુઢાપો તથા મોત નહી હતેતો એ જેહાન એક બેહેશત મીશાલે હતી, આપણું તન મેવા મીશાલેછે અને એ આશમાન તે મેવાનો ખાવંદછે. એક દાહડે તે મેવો જાહાડ ઉપરથી તોડી લે તથા રાત દન તે આપણી સાથે બે ઉંદર રાહમાંછે તે શફેદ તથા શીહા ઉંદરો હમેશ દોડાતાછે. આપણે થાકીને રહી જઈયે અને એ બે ઉંદર સદા દોડયા કરેછે આપણને મોત નજદીક એકદમનો તફાવતછે પછે દમ અગર લાંબો યા ટુંકો હોય, બીજો દરમેઆન કોઈ અંતર નથી. એ દુનીઆંમાં કોઈ શખસ મોત પામ્યા વગર રહ્યો નથી, એવું કયું દેલછે કે જે દુનીઆમાં આજોરદે નથી ? નાજ ભરેલો શીઆંમક પાદશાહ કાંહાંગયો? દીન અને દાદસાથેનો હોશંગ કાંહાંગયો? ગયોમરદનું અનજુમન કાંહાંગયું ? જમશેદ અને દેવોનો બંધકરનાર તેહેમુશરશ કાંહાંગયો એ જેહાંને પાદશાહોને ખાકમાંનાખ્યા અને તે તમામ જીહાંન જીરજબર કરનારાનાં એવાંન જમીન સાથે બરાબર કરી નાખ્યાં. ફકત નેકનામ સીવાય કાંઇ બીજું રહ્યું નહી. તે તમામ ગયા અને આપણેબી તેઓની પછવાડે જવાનાં અગરજે આદમીઓને મોત નહી હતેતો એ જમીન તમામ જાનવર તથા આદમીએ કરી ભરાઈ જતે. તમામ જાતની આલમ પછવાડે મોત લાગુંછે. અગર કોઇ આદમી ફરેસતા સાથે મલ્યું હશે તો તેને મેલ્યું નહી હશે. અગર એ પેહેલવાન એ દુનીઆંથી ગયો પણ તેની નેકનામી એ જગો રહીછે તો તેને બીજું શું જોઈયે ? હવે તેની તમામ મોહોબત મેં તાહરી સાથે બાંધી અને તાહરા ગમને ખુશીએ કરી દફે કરંછું. એ જેહાંપેહેલવાનના બેટા નરીમાન એ મહીનો તમામ થયકે નવાં કપડાં પેહેડી ગમને દુર કરજે અને ખુશી કરવી પાછી શરૂ કરજે. મેં તાહરે વાસતે શરોપાવ મોકલ્યોછે તે પોતાની રવેશની મોઆફેક પેહેડજે અને એવું કરજે કે આવતું જશન મેહેરંગાનતુંછે તે સારી તરેહ કરીને માહરી નજદીક શામ સાથે શેતાબ આવી પોંહોંચજે. તું આવ્યા પછે હું મેરંગાનનું જશન કરીશ તાંહાં લગી જશન રેહેવા દઈશ. તાહરા આવ્યાથી આપણે બે જણ મજલેશ કરી દેલ ખુશી કરયે અને ગમને એશનાં આતશે કરી બાલી નાખ્યે. જેવારે તું આ નામું વાંચે તેવારે ખુશી થઈ તૈયારી કરજે. તાહરી ઉપર દુવા હોજો. પછે એક એલચીને તૈયાર કરી તમામ હદીઓ તથા નામું આપી નામદાર નરીમાનની તરફ રવાના કીધો. તેથી પેહેલવાન નરીમાને મહીનો તમામ થયા પછે તે શરોપાવ પેહેડયો પછે ખુશી થઇને એલચીને કહયું જે પાદશાહના હોકમ મોઆફે કાલરોજે મેરંગાનનું મોટું જશન કરી આપણે સાથે કુચ કરીશું. પછે

બીજે દીન જશનથી ફારેગ રાહનો શાંમાંન તૈયાર કીધો. નામદાર નરીમાને શામ પેહેલવાન સાથે પાદશાહની તરફ મોહો કીધું. જેવારે નામદાર નરીમાનની પાદશાહને ખબર થઈ તેથી પોતાના તમામ લશકરને એશતેકબાલ મોકલ્યું. જેવારે નરીમાન નજદીક આવી પોહોંચ્યો તેથી પાદશાહ તખત ઉપરથી ઉતરી દરગાહાના દરવાજા લગી જઈ જંગી નરીમાનનો હાથ પકડી લાવીને તખત ઉપર સાથે બેસાડયો પછે ખબર પુછીને દીલાશો દીધો. પછે કેટલીએક કીંમતી નશીયત નરીમાનને કીધી અને તેજ વખત મેરંગાનનાં જશનનો શામાન તૈયાર કરાવ્યો તેથી પરીચેહેરેનાં લોકો રંગ કરવા લાગા પાદશાહે ફરમાવ્યું તેથી નેઆંમેતખાનાંનો શોફરો તૈયાર કીધો. ખાણું ખાધાથી ફારેગ થયા તેથી શરાબનો દોર ફરવા લાગો. એક જામ શરાબે કરી ભરતા પણ તે પાદશાહ શીવાય કોઇ બીજાથી પીવાતી નહી. તે જામ પાદશાહે નરીમાનની યાદમાં પીધી, તેજ જાંમ ભરીને નરીમાંને પાદશાહની યાદમાં ઉઠાવી. તેવાર પછે તે જામ શરાબે કરી પુર કીધી તે શાંમે બેહુનાં કરતાં એકદમ શેતાબ પીધી, તેને જોઈ પાદશાહ ખુશી થઈ કેહેવા લાગોકે એ કેરશારપ કરતાં દેલાવર તથા જોરેમન થશે. મીજલશમાં કલાવંત લોકોનાં અવાજ નીકલવા લાગા અને હર તરફ પરીચેહેરેનાં ગોલામો શફ ખેંચીને ઉભા. તે મીજલશમાં નામદારો શરાબની જામ દંમબેદંમ પીતા હતા. એ મીશાલ એક મહીના તલગ પાદશાહ તથા પેહેલવાનો જોક કરતા હતા. તે મીજલેશમાં પાદશાહ ફરેદુન બેશુમાર ખજાનો ખરચ કરતો હતો. મહીનો તમામ થયા પછે પાદશાહે નરીમાંનને પોતાની નજદીક બોલાવી પોતાના ખજાનામાંથી ઘણોક હદીઓ મંગાવી બખસ્યો તેમાં એક અજદાપેકર શીહા જુંડો આપ્યો અને જેહાંપેહેલવાન કેરશાસ્પની શપેહશાલારી હતી તેનો ખેતાબ નરીમાંનને નવાજ્યો. એક વાઘની શેકલનો જુનડો શાંમને આપીને જે શપેહશાલારી નામદાર નરીમાન પાસે હતી તે શામને બખશી. ત્યાર પછે ઘણુક શુનુ તથા ગોહર તથા ઘોડાઓ તથા તલવાર તથા કમરબંધ વગેરે ઘણોક શામાન બખસ્યો. પછે તે બે નામદારોને ખુશી સાથે શીશતાંન તરફ વદેઆ કીધા. પછે પાદશાહ તખત ઉપર બેશી દાદ તથા ઇનશાફ ચલાવા લાગો. તેવારે પેહેલવાન લોકો દરમેઆન નરીમાંન જેહાંપેહેવાન તથા શાંમ શપેહશાલાર કેહેવાતા હતા. એ ઉપર એ નામાનો બનાવનાર શાએર એમ કરી કેહેછે જે તે પેહેલવાનો તથા પાદશાહોથી નામ રહી ગયાંછે. એ દુનીઆંમાં જાવેદાંન લગી કોઈ શખશ જીવ્યો નથી. એક મરતબે મોત આપણી ગરદ કાહાડી નાંખશે—નથી ખાક રેહેવાની પણ કામથી નામ રહી જશે.

પ્રથમ એ દુનીઆં આદમીઓને ખાણું તથા શામાન પોહોચાડે અને નાજમાં રાખી એકાએક મારી લે. એક શાંપ બેદાં મેલે અને ઘણેક દાહાડે તેમાંથી બચાં કહાડીને પોતાથી ખવાય તેટલાં ખાય તે મીશાલ એ દુનીઆં પ્રથમ આદમીઓની પરવરશ કરીને પાલેછે તે કોઈ દન ફુરશદ પાંમે તેવારે મારી-લેછે. એ દુનીઆ જેમકે એક જાહાડ વણી ડાલ શાથે ફુલ ભરેલી હોય તે મીશાલછે. એનાં ફુલ તાજાં તથા ફુલની નીચે કાંટાછે. પ્રથમ તે ફુલે કરી તુને ખુશી કરે તેવાર પછે તુને કાંટામાં ગેરફતાર કરે યાને કાંટા લાગે આપણે એ દુનીઆમાં સોસ્ત તથા બીચારા છૈયે. એ કેતાબ મેં તમામ કીધી તેવારે હીજરી વરશ ૪૫૮ હતાં. એ દાસતાનમાં મેં હરજગોથી શખુન લાવી એખઠા કીધાછે એટલા વાશતે જે દાના લોકો એ કેતાબ જોય તો મારી અકલને પસંદ કરે. એ વાંચનાર તુને માહરૂં નામ જાણવાની ખાએશ હોયતો અજદી કેહેજે; માહરૂં નામ અજદી શાએરછે. એ નામું મેં એવું તો અજાએબ કીધુંછે જે કોઈ એને પઢેતો હરતરેહની અકલ શીખે. દુનીઆંમાં કોઈ શખશે અગર બેહેશત નહી દીઠું હોયતો એ કેતાબ અકલથી સારી તરેહ જોયતો એ રોશન બેહેશત મીશાલનીછે. એ બેહેશતનું જાહાડ જોવામાં અજમત ભરેલુંછે. તું એ ઉપરથી જેમ જેમ ઘણાં ફુલ તોડે તેમ તેમ જીઆદે ફુલ લાગે યાને એ કેતાબ તું ફરી ફરીથી જોયા કરેતો તુંને વધતી દાનાઈ પેદા થાય એમાંથી કાંઈ ઘટે નહી. જેવી મને શખુન કેહેવાની કુદરત હતી તે તરેહ એ કેતાબ તૈયાર કરીને મેં માહરાં શેહેરનાં પાદશાહને હવાલે કીધી. એ માહરાં દશ હજાર બેત જોડેલાંછે એને જોડતાં મને તરણ વરશ શુધી મેહેનત કરવી પડીછે. જેકોઈ એ દાસતાનને પ્રથમથી તે આખેર લગી જોય તો તે શખસ નેકી તથા ખુબી શીવાય કાંઈ બીજુ દેખે નહી. મેં એ નામું નામદારીને વાસતે જોડયું પણ માહરા શેહેરના પાદશાહની મદદે કરી તમામ કીધું.

---

તમામ થયું કેરશાસ્પ નામું વાલમ બીજું.

---

# પેહેલવાન કેરશાસ્પનાં રવાંનને લગતી અવસ્તા તેમજ પેહેલવીમાંથી મલતી કેટલીક જાણવા જોગ હકીકત.

અવસ્તામાં આપણુને માલુમ પડેછે કે, કેરશાસ્પ સામ ખાનદાનવાલા થ્રિતનો છોકરો અને ઉર્વાક્ષ્યનો ભાઈ થતો હતો.[1] તેના બાપનાં કુટુંબના નામ ઉપરથી તેને કોઈવાર સામ કેરશાસ્પ કહેવામાં આવેછે,[2] પણ તેનો વધુ સાધારણ ખેતાબ નરેમનાઓ અથવા નઈરિમનાઓ એટલે "હીંમત ભરેલા વીચારનો" છે.[3] તેનાં વર્ણનમાં જણાવ્યામાં આવેછે કે તે જુવાન પેહેલવાન હતો, લાંબા બાલ રાખતો હતો તથા ગુરજ ધરાવતો હતો;[4] જેના ઉપર ખ્નાથઇતિ[5] નામની પરિ આશક પડી હતી કે જેનો હવે પછી જનમનાર પેગમ્બર સોસ્યોસને હાથે નાશ કરાવવાને જરથોસ્તે કબુલ્યુંછે. કેરશાસ્પનાં કાલબુદની ૯૯૯૯૯ ફ્રોહરો સંભાલ કરેછે.[7]

કેરશાસ્પનાં પરાક્રમો વિષે જણાવવામાં આવેછે કે, તેણે સ્રુવર નામના એક સાંપને માર્યો હતો કે જે સાંપ ઘોડાઓ અને માણસોને ખાઈ જતો હતો, જે ઝેરી અને લીલા રંગનો હતો અને જેના ઉપર હાથની પોહોલાઇના જેટલું ઉંચું પીલું ઝેર વેહેતું હતું. તે સાંપને ઘાસ સમજીને કેર-

---

૧. જુઓ ઈજરનેનો ૯ મો હા, ફકરા ૩૦ અને ૩૧.

૨. જુઓ ફરવરદીન યષ્ટનો ૬૧ મો તથા ૧૩૬ મો ફકરો. એજ કારણને લીધે પેહેલિવ લખાણોમાં તેને ઘણીવાર સામના નામથી ઓલખ્યોછે. શાહનામામાં કેરશાસ્પને ગરશાસ્પના નામથી ઓલખ્યો છે અને તેને સામના છોકરા અત્રતનો છોકરો જણાવ્યો છે જે ઉપરથી માલુમ પડે છે કે, એ અત્રત અવસ્તાનો થ્રિત હશે.

૩. જુઓ આબાં યષ્ટ ફકરો ૩૭, રાંમયષ્ટ ફકરો ૨૭ અને જમ્યાદયષ્ટ ફકરા ૩૮, ૪૦ અને ૪૪. એજ કારણને લીધે શાહનામામાં નરિમાંનના છોકરા સામને રૂસ્તમનો બપાવો મલ્યો છે.

૪. જુઓ ઈજરનેનો હા, ૯ મો ફકરો ૩૩ મો. મોનસ્યુર ડી. હારલે લાંબા બાલને બદલે ગએસુશ નામનું હથીઆર એવો અર્થ કરે છે, પણ ગએસુશનો અર્થ આજે પણ ફારસીમાં ગુચ્છા કરીનેજ થાય છે.

૫. જુઓ વંદીદાદની ફરગરદ પેહેલી ફકરો ૩૬ મો ખ્નાથઇતિનો અર્થ મુરતીપુજા થઈ શકે છે.

૬. જુઓ વંદીદાદની ફરગરદ ૧૯ મી ફકરો ૧૮ મો.

૭. જુઓ ફરવરદીન યષ્ટ ફકરો ૬૧ મો. એવી કથા ચાલેછે કે, કેરશાસ્પ ધર્મ ઉપર એતેકાદ ન રાખવાથી પેશ્યાનસાઈ (પીશીનવેલી) માં ઉંઘાયલો પડયો છે અને જુહાક દમાવંદ પાહાડમાંથી છુટીને બધી ખરાબી કરશે તે વેલા ફરેશ્તાઓ તેને જગાડશે; જ્યારે તે ઉઠીને જુહાકને મારી નાખશે.

શાસ્પે તે ઉપર બલતું કરી પોતાનો ખોરાક એક વાસણમાં બપોરનાં મધ્યાન વખતે પકાવવા મેલ્યો, જે વખતે સાંપ દાઝવાથી ફુંફાડા મારતો વાસણ ફેંકી દઈ બાહાર નીકલ્યો જે જોઈને બાહાદુર કેરશાસ્પ પેહેલાં તો બીહીને નાહસી ગયો હતો.[8] વલી આપણને જણાવવામાં આવેછે કે, તેણે સોનેરી તલ્યાંવાલા ગન્દરેવને માર્યો હતો,[9] પોતાના ભાઈ ઉર્વાક્ષ્યના ખુની હિતાસ્પને માર્યો હતો,[10] નિવિક અને દાસ્તયાનિથી ઉતરેલા હુનુ નામના નવ લુટારાઓનો નાશ કર્યો હતો,[11] તેમજ દાનયન ખાનદાનના વરેષવ અને ઘણી પરિઓવાલા પિતઓન ને તેમજ અરેઝોષામન તથા સ્નાવિધકને માર્યા હતા,[12] તથા બીજા ઘણાક ખુનીઓ અને લુટારાઓનો નાશ કર્યો હતો.[13]

કેરશાસ્પનાં આ પરાક્રમોની જે વિગત અવસ્તામાં હજી મોજુદ છે તે ઘણી જુજ છે, પણ તેમાંનાં કેટલાંકની વધુ વીગતો કેરશાસ્પનાં રવાંનને લગતી સૂદ્‌કર્ નસ્કનાં ૧૪ મા પ્રકરણમાં આવેલી કથામાંથી મલેછે કે જે નસ્ક હાલ મોજુદ નથી પણ તેનો સાર દિનકર્દની નવમી કેતાબમાં નીચે મુજબ આપ્યો છે:—

"ચઉદમી ફર્ગર્દ 'અદ્-ફ્રવક્ષી' માં જણાવવામાં આવેછે કે, કેરશાસ્પનાં રવાંનની ભયંકર હાલત હોર્મજદે જર્થોસ્તને બતાવી હતી, તેની તે હાલત જોવાથી જર્થોસ્તને ધાસ્તી બેઠી હતી, કેરશાસ્પે દલગીરી ભરેલા આવાજે તેને જણાવ્યું હતું કે, તેણે ઘણાકોને કાપી નાખ્યા હતા કે જે માટે માણસ જાત તેની વખાણ ગાયછે, અને હોર્મજદે કેરશાસ્પને આતશ બુજવી નાખનાર તરીકે ગણ્યો હતો. એ ઉપરાંત તેમાં કેરશાસ્પે પોતાના છુટકા માટે હોર્મજદને અરજ કરતાં પોતે માણસ જાતના ફાયદા માટે કેવી બાહા-

૮. જુઓ ઈજરનેનો હા, ૯ મો ફકરા ૩૪--૩૯, જમ્યાદ યશ્ ફકરો ૪૦.

૯. જુઓ આવાંયશ્ટ ફકરો ૩૮, જમ્યાદયશ્ ફકરો ૪૧. ગન્દરેવ એક મોટો રાક્ષસ હતો જે વોઉરૂકશ દરીયામાં તેમજ પાહાડો અને ખીણો ઉપર રેહેતો હતો. તેનાં કદ વિષે જણાવ્યામાં આવેછે કે, તેનું માથું સૂર્ય સાથે લાગેલું હતું અને આકાશ સાથે ઘસાતું હતું; તે એકી વેલાએ બાર માણસોને ખાઈ જતો હતો. કેરશાસ્પે તેના સાથે નવ દિવસ અને નવ રાત લડાઈ કરી તેને દરયામાંથી ખેંચી કાહાડ્યો અને પોતાના ગુરજ વતી તેનું માથું ભાંગ્યું હતું. શાહનામામાં ગન્દરેવને જુહાકનો દિવાન ગણ્યો છે.

૧૦. જુઓ રાંમયશ્ટ ફકરો ૨૮ અને જમ્યાદયશ્ટ ફકરો ૪૧.

૧૧. જુઓ જમ્યાદયશ્ટ ફકરો ૪૧. કેટલાકો "હુનુ" નો અર્થ છોકરા કરે છે.

૧૨. જુઓ જમ્યાદયશ્ટ ફકરો ૪૧–૪૪.

૧૩. જુઓ ફરવરદીન યશ્ટ ફકરો ૧૩૬.

દુરીનાં કામો કર્યાં હતાં તથા જર્થોસ્તે તેની તરફથી હોર્મજદને તથા આતશને ભલામણ કરી તેનો છુટકો કરાવ્યો હતો તેને લગતું કેટલુંક વર્ણન છે.

જો કે સુદ્દકર્ નસ્ક લાંબો વખત થયો ખોવાઈ ગઇછે તોપણ તે ૧૪ મી ફ્ર્ગર્દમાં આવેલી આ દંતકથા હજી તેના પેહેલ્વિ આકારમાં હૈયાત છે તો જોકે તે લગાર ટુંકીછે તથા વલી આ પેહેલ્વિ લખાણનો તર્જુમો ફાર્સિ રવાયતોમાંથી પણ મલેછે. આતશની અગત્યતા વિષે પેહેલ્વિ રવાયતમાં લખાણ કરતાં તેના દાખલા દર્શાવવા માટે કેરશાસ્પનાં સંબંધમાં નીચે મુજબનું વર્ણન આપ્યું છે જે સુદ્દકર નસ્ક સાથે મલતું આવેછે:—અને એમ જાહેર છે કે, આતસ એટલો તો કીમતી છે કે, હોર્મજદે જર્થોસ્તને આ પ્રમાણે કહ્યું:—"કોણનાં રવાનનાં કામો, હાલત, અંતઃકરણ અને ફરોહર તને જોવાથી ઘણાંજ સરસ માલમ પડશે ?" અને જર્થોસ્તે આ પ્રમાણે કહ્યું:—"તે કે જે કેરશાસ્પનું રવાન છે તેને" હોર્મજદે કેરશાસ્પનાં રવાનને બોલાવી મંગાવ્યું અને કેરશાસ્પનાં રવાંને જર્થોસ્તને દીઠો અને દોજખમાં તે રવાંને જે વિપત્તિ ભોગવી હતી તેને લીધે તેણે (રવાને) તેની મદદ માગી. અને હોર્મજદે તેને આ પ્રમાણે કહ્યું:—'કેરશાસ્પનાં ઓ રવાંન તું દુર ઉભું રેહે! કારણ તું મારી નજરમાં ઘણું ધીક્કાર ભરેલું થવું જોઇએ કારણ આતસ જે મારો છોકરો છે તેને તેં બુજાવી નાખ્યો હતો અને તેની તેં કશી સંભાલ રાખી ન હતી." અને કેરશાસ્પના રવાંને આ પ્રમાણે કહ્યું:—"ઓ હોર્મજદ તું મને માફ કર અને મને સર્વેથી સરસ જીંદગી આપ! મને ગરોથમાન બેહેસ્ત આપ! સ્રોવબાર નામના સાંપને મેં માર્યોછે કે જે ઘોડાઓને ગલી જતો હતો અને માણસોને ગલી જતો હતો, જેના દાંત મારા હાથ જેટલા લાંબા હતા. જેના કાંન ૧૪ ધાબલીઓ જેટલા મોટા હતા, તેની આંખ એક પૈડાંના જેટલી મોટી હતી અને તેનાં સીંગડાં દહાક (જુહાક) ની ઊંચાઈ જેટલાં એટલે કે હેંસી કયુબીત મોટાં હતાં. અરધો દીવસ સુધી તેની પીઠ ઉપર હું દોડયા કર્યો અને મારા પોતાના હાથને બરના કરેલા ગુરજ વતી તેની ગરદન મેં છુંદી નાખી તેને મારી નાખ્યો હતો.[૧૪] જો આ સાંપને મેં માર્યો ન હોત તો તેનેથી તારી સઘલી પેદાએશનો નાશ થાત અને હારેમનની સામે કોઇબી ઈલાજ તને માલમ પડતે નહીં."

હોર્મજદે આ પ્રમાણે કહ્યું:—"દૂર ઉભો રેહે! કારણ કે મારા છોકરા આતસને તેં બુજાવી નાખ્યો હતો." કેરશાસ્પે આ પ્રમાણે કહ્યું: "ઓ

૧૪. અહીં ફારસીવાલા ઉમેરેછ કે, "મેં તેનું મોહોડું તપાસ્યું તો તેના દાંત ઉપર માણસો હજી વલગેલાં હતાં"

હોર્મજદ મને સર્વથી સરસ જીંદગી અને ગરોથમાન બેહેસ્ત આપ ! કારણ કે મેં ગનદરેપ રાક્ષસને માર્યો હતો કે જે એકદમ બાર જીલ્લાઓને ખાઇ ગયો હતો. જ્યારે મેં ગનદરેપના દાંત જોયા ત્યારે મુએલાં માણસો તેના દાંતમાં વલગેલાં હતાં; અને તેણે મારી દાઢી પકડી તથા હું તેને દર્યામાંથી બાહાર ખેંચી લાવ્યો; નવ દીવસ તથા નવરાત હમે દર્યામાં લડાઇ ચાલુ રાખી અને ત્યાર પછી હું ગનદરેપ કરતાં વધુ ફતેહમંદ નીકળ્યો. ગનદરેપના પગનું તળ્યું મેં પકડયું અને ત્યાંથી તે તેનાં માથાં સુધીની તેની ચામડી ઉખેડી કાહાડી તથા તે વતી તેના હાથ પગ બાંધ્યા; તેને દર્યાકાંઠે ખેંચી લાવી આખુરગ[15] ને મેં સોંપ્યો હતો. તે ( ગનદરેપ ) મારા પંદર ઘોડા ખાઈ ગયો હતો; હું પણ એક ગીચ જંગલમાં પડી ગયો હતો અને તે વખતે ગનદરેપ મારા મીત્ર આખુરગને, મારી બાયડીને, મારા બાપને તથા દાસીને લઈ નાહાગી ગયો હતો. દર્યામાં જઇને હું તેમને ઉંચકી લાવ્યો અને ગનદરેપને પકડી મારી નાખ્યો હતો. જો તેને હું મારતે નહીં તો હારેમન તારી પેદાએશ ઉપર સરદારી ભોગવતે."

હોર્મજદે આ પ્રમાણે કહ્યું:—'તું દુર ઉભો રેહે, કારણ કે મારી નજરમાં તું ધીક્કારવા જોગ છે કારણ કે મારા પુત્ર આતસને તેં બુજવી નાખ્યો હતો." કેરશાસ્પે આ પ્રમાણે કહ્યું:—"ઓ હોર્મજદ તું મને બેહેસ્ત, ગરોથમાંન બેહેસ્ત આપ ! કારણ કે મેં લુટારાઓને માર્યા છે જેઓ એટલા મોટાં શરીરના હતા કે જ્યારે તેઓ ચાલતા હતા ત્યારે લોકો એમ વિચારતાં કે, 'તેમની નીચે તારા અને ચંદ્ર છે. અને તેમની નીચે બામદાદ વખતનો સૂર્ય ચાલે છે તથા દર્યાનાં પાણી તેમનાં ઘુંટણ સુધી પોહોંચે છે.' અને હું તેમના પગ સુધી પોહોંચ્યો, મેં તેમના પગ ભાંગ્યા, તેઓ તુટી પડયા અને તેમના પડવાથી જમીન ઉપરના ડુંગરા ભાંગી ગયા હતા.[16] જો એ લુટારાઓને હું મારતે નહીં તો હારેમન તારી પેદાએશ ઉપર સરદારી ભોગવતે."

હોર્મજદે આ પ્રમાણે કહ્યું:—"તું દુર ઉભો રેહે ! કારણ કે તું મારી નજરમાં ધીકારને લાયક થવો જોઇએ, કારણ કે મારા પુત્ર આતશને તેં

૧૫. ફરવદીન યશ્ટનાં ૧૩૭ મા ફકરામાં સામ કેરશાસ્પની પછી હઓશ્નવંઘના છોકરા તરીકે આખરગને જણાવ્યોછે કે જેણે દુનયાંનો નાશ કરનાર ઘાતકી તથા લોભી હુવિ-દપ નામના દેવને હરાવ્યો હતો.

૧૬. ફારસીમાં ઉમેરેછે કે, "તેમની ધાસ્તીથી લોકો મુસાફરી જઈ શકતાં નહી અને જેમનેબી તેઓ રસ્તા ઉપર જતાં જોતા તેમને તેઓ તુરત ખાઈ જતા, અને એ રીતે ત્રણ વરસમાં તેઓ ત્રણ લાખ માણસોને કાપી નાખી ખાઈ ગયા હતા. મેં તે સાતે લુટારાઓ સાથે લડી તેમને કાપી નાખ્યા હતા." આવાં યશ્ટમાં ગુસ પેહેલવાનના હમનબરદો તરીકે હુનુ નામે લુટારાઓને ગણ્યાછે.

બુજવી નાખ્યો હતો." કેરશાસ્પે આ પ્રમાણે કહ્યું:—"ઓ હોર્મજદ તું મને બેહસ્ત ગરોથમાન બેહેસ્ત આપ! જ્યારે મેં પવનને નબલો તથા દુર્બલ કર્યો ત્યારે દેવોએ પવનને ઠગી નીચે મુજબ કહ્યું:—" તે સઘલાં પ્રાણીઓ અને પેદાએશ કરતાં તારી સામે વધારે થાય છે અને તારે તેને માટે આ પ્રમાણે વીચારવું કે, "આ દુનીઆ ઉપર કેરશાસ્પ કરતાં કોઇબી મારી સામે વધારે થતુ નથી;" તે દેવોને તથા માણસોને તો ધીઃકારેછેજ પણ તું જે પવન તેનેબી તે ધીઃકારે છે' અને પવન આ શબ્દ સાંભલી એટલા બધા જોશમાં આવ્યો કે, તેના માર્ગમાં જેબી ઝાડો કે છોડવા આવ્યા તેમને જડમૂળથી ઉખેડી નાખ્યા અને આખી પૃથ્વિનો કચડઘાણ કરી નાખ્યો અને અંધારૂં થઇ ગયું. અને જ્યારે તે (પવન) હું કેરશાસ્પની આગળ આવ્યો ત્યારે તેનાથી મારો પગ પણ જમીન ઉપરથી ઉંચકવાને બની શકયું નહીં; અને હું ઉઠીને જમીન ઉપર ફરવા નીકલ્યો અને તેને મારાં કૌવતથી હરાવી તોડી પાડયો અને તેના કણે કબુલાત લીધી કે તે જમીનની નીચે પાછો જશે. અને અગર જો હું તેમ ન કરતે તો હારેમન તારી પેદાએશ ઉપર સરદારી ભોગવતે."

હોર્મજદે આ પ્રમાણે કહ્યું:—"દૂર ઉભો રેહે! કારણ કે તું મારી નજરમાં ધીઃકાર લાયક હોવો જોઈએ કારણ કે મારા પુત્ર આતસને તેં માર્યો હતો." કેરશાસ્પે આ પ્રમાણે કહ્યું.—"ઓ હોર્મજદ તું મને બેહેસ્ત ગરોથમાન બેહેસ્ત આપ! કારણ કે બશારતથી જણાવવામાં આવ્યું છે કે, દહાક (જુહાક) જ્યારે બંદીખાનેથી નાહશી જશે ત્યારે મારા સિવાય કોઈબી તેની સામે થઈ શકશે નહીં; એટલા માટે મને બેહેસ્ત અથવા ગરોથમાન બેહેસ્ત આપ! અને અગરજો મને બેહેસ્ત અથવા ગરોથમાન બેહેસ્ત આપી ન શકાય તો મારી જીંદગીમાં જે જોર અને ફતેહ હું મારાં તરીકે ધરાવતો હતો તે મને પાછાં આપ, કારણ કે જ્યારે તું મને મારી જીંદગીના વખતનું જોર અને ફતેહ પાછું આપશે ત્યારે હારેમનને સઘળા દેવો સાથે હું કાપી નાખીશ, દોજખમાંથી અંધારાંને દફે કરીશ, ખુબસુરત રોશણીને હું સંપુરણ કરીશ અને તેની એકલી (રોશણી) ની હૈયાતીમાં તમે બેસી રાજ કરશો."

હોર્મજદે આ પ્રમાણે કહ્યું:—"ઓ કેરશાસ્પના રવાન, હું તે તને આપીશ નહી! કારણકે માણુસો પાપ કરશે, અને જ્યાં સુધી માણુસો પાપ કરતાં બંધ પડે નહી ત્યાં સુધી તને પાછો જીવતો કરી શકાય નહીં અને તું બીજા માણુસોનેબી જીવતાં કરી શકશે નહી કારણ કે માણુસો જ્યારે નીર્દોષ થાય ત્યારેજ રસ્તાખેજ થશે. જ્યારે માણુસો મરણ પામશે અને તે-

મનાં રવાંન પાપી હશે ત્યારે સઘળું સુખ તેઓ ખોઈ દેશે અને તેઓ કંગાલીઅત અને દુઃખ ભોગવશે."

જ્યારે કેરશાસ્પ અને તેના પરાક્રમો વિષે આ પ્રમાણે બોલાતું હતું ત્યારે મીનોઈ દુનીઆંના તથા ગેતીના ઈજદો મોટેથી રડયા અને સ્પિતમાન જર્થોસ્ત મોટેથી રડયો અને આ પ્રમાણે બોલ્યો:—"જો કે કોઈ ઠગારો ન હોવો જોઈએ તો પણ ઓ હોર્મજદ! તારી આંખોમાં કેરશાસ્પનાં રવાંનનાં સંબંધમાં હું ઠગારો થઈશ; કારણ કે જો કેરશાસ્પ તનરૂપી અને જીંદગીની હૈયાતી ધરાવતો ન હતે તો દુનીઆંમાં કાંઈબી ચીજની અથવા તારાં પ્રાણીની હસ્તી રહેત નહી."[૧૭]

જ્યારે જર્થોસ્ત એટલું બોલી ચુપ થયો ત્યારે આદર ઈજદ ઉભા થયા[૧૮] અને કેરશાસ્પનાં પાપની વીગત તેણે પુરતી દર્શાવી અને તે બોલ્યો કે, 'હું તેને બેહેસ્તમાં જવા દેઇશ નહી."

અને આદર ઇજદ એટલા શબ્દો બોલી બંધ પડયા, એટલે ગોશ્-અઉર્વન[૧૯] ઇજદ ઉભી થઈ અને બોલી કે 'હું એને દોજખમાં જવા દેઈશ નહીં કારણ એણે મારે માટે અગણીત ફાયદાઓ ઉપજા કર્યા હતા."

૧૭. એને બદલે ફારસી રવાયતમાં નીચે મુજબનો વાકયે મલેછે;—"ઓ ભલા પેદા કરનાર! હું જાણુંછું કે ધીઃકાર અને ગુસ્સો તારા માર્ગમાં નથી, અને જયારે કોઈ બીજાને માટે ધીઃકાર બતાવેછે ત્યારે તું તેમાં મલતો થતો નથી, તોપણ હું આ બાબતમાં એવું જોઉં છું કે, જાણે કોઈ બીજા સામે ધીઃકાર રાખેછે."

૧૮. ફારસી રવાયતમાં આદરને બદલે અરદીબેહેસ્ત અમસાસ્પંદ લખેછે અને નીચલો વધારો કરે છેઃ—'અને કેરશાસ્પ સ્પિતમાન જરથોસ્ત આગલ ડચકા ખાઈ રડયો અને અરદીબેહેસ્ત અમસાસપંદ બોલ્યા કે, "ઓ જરતોશ્ત! કેરેસાશ્પે મને શું કરયું છે તે તું જાણતો નથી; દુનીયામાં આગલ મારો રેવાજ એવો હતો કે, ચુલામાં તપેલી હેઠલ લાકડાં મેલાવા પછી હું આતસ મોકલતો. જયાં સુધી તે તપેલીમાંનો ખોરાક બફાતો હતો અને માણસોનું કામ સંપુર્ણ થતુ હતું ત્યાં સુધી તે ત્યાં રેહેતો અને ત્યારબાદ તે (આતસ) પાછો પોતાની જગાએ જતો હતો. (કેરશાસ્પ) જે સાંપને ટાપવા વીશેની વાત કહેછે તે વખતે એ ભુખ્યો થયો હતો, અને તપેલી હેઠલ તેણે મેલેલાં લાકડાં ઉપર આતસને પડતાં એક પલનો વીલંબ લાગાથી તેણે તે આતસને ગુરજવતી મારયો હતો અને વીખેરી નાખ્યો હતો, અને હવે હું કેરશાસ્પનાં રવાંનને બેહેસ્તમાં જવા દઈશ નહીં."

૧૯. અવસ્તામાં એને ગેઉશઉર્વે કહેછે; એનો અર્થ ગોધાનું રવાંન થાય છે એટલે કે તે પેહેલો ઓધો જેમાંથી સઘલાં ન્હાનાં જનાવરો ઉત્પન્ન થયલાં ધારવામાં આવે છે. આ ઈજદ જેને સાધારણ રીતે ગોશઈજદ કહેછે તે નારી ફરેસતો છે અને ગોસ્પંદનો રખેવાલ છે; એ ઓધાની રૂહે તે કેરશાસ્પ સાથે મીત્રાચારી ધરાવે છે કે જેનાં મુખ્ય પરાક્રમો પ્રાણી માત્રનો નાશ કરનારાંઓની કતલ કરવામાં સમાયલાં હતાં.

ગોશ્–અઉર્વન એટલા શબ્દો બોલી બંધ પડી[20]; અને જર્થોસ્ત ઉભો થયો અને તેણે આતસને નેમાજ કરી અને તે બોલ્યો કે, હું તારી જતન કરીશ અને તારાં પરાક્રમો વિષે દુનીઆંને જાહેર કરીશ અને હું વિસ્તાસ્પ તથા જામાસ્પને કહીશ કે, 'તાકીદ કરવી કે આતશને માટે એક જગા તુરત બનાવવામાં આવે!' જ્યારે કેરશાસ્પ પાપનો પસ્તાવો કરે ત્યારે તમારે તેને માફી બખશવી."[21]

પેહેલવિ રવાયતવાલો અતરે તુટી જાય છે અને જર્થોસ્તની અરજ બા-હાલ રહી હતી તેનું અનુમાન કરવાનું વાંચનાર ઉપર છોડેછે. પરંતુ એની પછી કેરશાસ્પ વિષે નીચલા વધુ ટીકા મલેછે જે ઉપલી કથાને લગતાજ ધારવામાં આવેછેઃ—

જર્થોસ્તે અહુરમજદને પુછ્યું કે. "કોણના મુવેલાં શરીરને તું પેહેલે (પાછું) જોડશે ? (યાને સજીવન કરશે ?)"

અને હોર્મજદે કહ્યું કે, "તેનું (શરીર) કે જે કેરશાસ્પનું છે."

અને જર્થોસ્તને તે ભયંકર લાગ્યું અને તેણે હોર્મજદને કહ્યું કે, "જ્યારે કેરશાસ્પનું કામ માણસોને કતલ કરવાનું હતું ત્યારે તેનુંજ શરીર પેહેલે કાં તૈયાર કરવા માગેછે ?"

હોર્મજદે કહ્યું કે, "ઓ જર્થોસ્ત ! એ તું ભયંકર નહીં સમજ ! કારણકે જો કેરશાસ્પની હસ્તી નહીં હતે અને જણાવવામાં આવ્યું છે એટલું બધું કામ એનાથી નહી થયું હોત તો તારી કે મારાં કોઈબી પ્રાણીની કશી બી હસ્તી રેહેત નહીં."

---

૨૦. ફારસી રવાયતમાંથી ગોશ અઉર્વનની વાત સદનતર કાહાડી નાખી તેને બદલે નીચલો ફકરો ઉમેરવામાં આવ્યો છેઃ–અને અરદીબેહેસ્ત અમસાસ્પંદ એ શબ્દો બોલ્યા એટલે કેરશાસ્પનું રવાંન રડવા લાગ્યું અને બોલ્યું કે અરદીબેહેસ્ત અમસાસ્પંદ ખરૂં બોલે છે; મેં પાપ કર્યું હતું અને હું પસ્તાઉં છું" અને તેણે જરથોસ્તના જામાનો છેડો પોતાના હાથ વતી પકડ્યો અને કહ્યું "માણસજાતમાં કોઈએબી તારા જેટલી મખ્યાત પદ્વી અને દબદબો મેળવ્યો નથી; હવે એ તારી કિરતી અને દબદબાની મારફતે તું મારે માટે અરદીબેહેસ્ત અમસાસ્પંદને આજેજી કરી માગી લે ! કે જેથી આ સઘલાં સંકટો અને વેદનામાંથી હું મુક્તિ મેલવું."

૨૧. ફારસી રવાયતમાં એ ઉપરાંત નીચલો વધારો કર્યો છે;–'અને સ્પિતમાંન જરથોસ્તે માગી લેવાથી અરદીબેહેસ્ત અમસાસ્પંદ બોલ્યા "તારી આબરૂ બેહદ છે અને તારી મરજી મોટી છે." અને પછી તેણે (અરદીબેહેસ્તે) કેરશાસ્પનાં રવાન સામે કશો વાંધો લીધો નહીં પણ સ્પિતમાન જરથોસ્તને ખાતર તેને માફી બક્ષી; અને કેરશાસ્પના રવાને વેદનામાંથી મુક્તિ મેલવી.' એ બાદ આસને માનપુર્વક જાલવવા બાબદની જરૂરયાત વિષે શિખામણ આપવામાં આવી છે.

## જેહાંગીર કરાણીનાં સસતા ગુજરાતી નામાં.

## કેરશાસ્પ નામું.—વાલમ પેહલું તથા બીજું.

આ નામીચા પેહલવાનનું નામું માહાભારત જંગોનાં રસીલાં ને જાણવાજોગ દાસ્તાનોથી ભરપુર છે. **કીંમત દરેક વાલમના ફક્ત રૂપીઆ એક.**

## હાતમ નામું.—૧૬ ચિત્રો સાથે.

આ હાતમનામા મધે, આખા ૭ સવાલો છે તેમજ ૧૬ ચીત્રો છે. તે અસલ રૂ ૩ ની કીંમતે મલતું હતું પણ હાલમાં અતી ઘણી સસતી કીંમત રાખીને ફક્ત આઠ આનામાં પ્રગટ કર્યુંછે. એક હજાર નકલો ૪ માસમાં ખપી જવાથી બીજી આવૃતી છુપાઈને કાહાડી છે એજ એની ભલામણ માટે પુરતું છે. **કીંમત—ફક્ત આઠ આના.**

## ફરામરજ નામું—વાલમ પેહલું તથા બીજું.

આ જાણીતું નામું અતીઘણી સસતી કીંમતમાં છાપી બાહેર પાડયું છે. પેહલે એની કીંમત રૂ ૬ હતી તે ઉપરથી રૂ ૨॥ કરીને નવી આવૃતી અગોઉ છાપી હતી તે ખપી ગયાથી ઘણીજ સસતી કીંમત રાખીને ફક્ત રૂપીઆ એકમાં આ મોટાં બે વાલમો બાહેર પાડયાં છે. **કીંમત રૂપીઆ એક.**

## દારાબ નામું.—આખું.

આ નામું માહાભારત દાસ્તાનોથી ભરેલું તેમજ જાણવા જોગછે જે આગલ રૂ ૩ થી મલતું હતું તે હાલમાં ઘણી સસતી કીંમતે અમોએ પ્રગટ કર્યું છે ને [illegible] નોરસતીએ ખપી[illegible]